# સોરઠી બહારવટીઆ




સંપાદક : ઝવેરચંદ મેઘાણી

# સોરઠી બહારવટીઆ

૩



સંપાદક

ઝવેરચંદ મેઘાણી

આવૃત્તિ પહેલી
સાડા દસ હજાર

કીમત
દોઢ રૂપીઓ

# નિવેદન

સોરઠી સાહિત્યનું એક વિશેષ અંગ આજે સમેટાઇ જાય છે. માથા પરથી એક ગાંસડીનો બોજો નીચે ઉતારીને પ્રવાસી રાહતનો એક નિઃશ્વાસ નાખે છે. એક દસકાની અવધ નજીક દેખાય છે.

થોડાએકને અળખામણું, ઘણા મોટા સમુદાયનું આદરપાત્ર અને મને પોતાને તો પ્રિય કર્તવ્ય સમું આ બહારવટીઆનું ઇતિહાસ-સંશોધન બની શક્યું તેટલું સ્વચ્છ અને પ્રમાણિક બનાવવા હું મથ્યો છું. ઘણાઘણાઓએ મારી સહાયે આવીને બીજી રીતે દુષ્પ્રાપ્ય એવી નક્કર હકીકતો મને ભળાવી છે. એમાંના અમુક સહાયકોને તો હું ઇતિહાસના પાકા અભ્યાસીઓ માનું છું. આ બહારવટા-પ્રકરણમાં એક મહત્ત્વની ઐતિહાસિકતા ભરી હોવાની તેઓની શ્રદ્ધાની હૂંફ કુતર્કોના થોડા સૂસવાટોની સામે મને રક્ષણ આપી રહી છે. તેઓનાં કોઇનાં નામ અત્રે લખવાની મને મંજૂરી નથી. કેમકે બહારવટા-પ્રકરણનું રાજદ્વારીપણું હજુ સમયદેવે સૌરાષ્ટ્રનાં દેશી રજવાડાંમાંથી ભૂંસી નથી નાખ્યું. પણ એવા ભયથી મુક્ત એક નામ આપી દઉં છું : શ્રી. યુસફ પારપીઆ નામના એક તેજસ્વી યુવાન લંડનમાં આઇ. સી. એસ. થવા તેમ જ પીએચ. ડી. નું પદ મેળવવા ગયા છે. ત્યાં એમણે બૅલાડ (લોકસાહિત્યનાં કથાગીતો)ના તુલનાત્મક અભ્યાસને પોતાના નિબંધ (Thesis) માટે પસંદ કર્યો છે. પુજ્ય સાક્ષર શ્રી. કૃષ્ણલાલ ઝવેરીની મારફત એ ભાઇની સાથે પત્રવ્યવહારમાં જોડાવાનો મને સુયોગ લાધ્યો છે. લોકસાહિત્યના મારા સમગ્ર પ્રયત્નથી પરિચિત બની એ અજાણ્યા સજ્જને મને પત્રો પર પત્રો લખી પ્રોત્સાહન આપ્યું છે, મારી ત્રુટિઓ સુધારી છે, અને

'બહારવટીઆ'ના સાહિત્યમાં ઉંડો, અભ્યાસપૂર્વકનો રસ લઇ મારા પ્રયત્નો સત્કાર્યા છે. હું એનો ઋણી છું.

એ વર્ષો સુધી આ વિષય પર રજુ થએલા છુટા છવાયા વિચારો તપાસીને તેમજ આને લગતું યુરોપી સાહિત્ય બન્યું તેટલું પચાવીને મારી લાંબી મીમાંસા પણ અત્રે રજુ કરી દઉં છું. એને હું વિચારશીલ આપ્તજનોની નજર તળેથી કઢાવી ગયો છું. તેઓએ મારી વિચાર–સરણી પર પોતાની વિવેકદૃષ્ટિની મોહર ચાંપી છે. એ આપ્તજનો કરતા ઉંચેરી ભૂમિકા પર ચડીને ઉભેલાઓને કદાચ મારી છણાવટ સંતોષ ન આપી શકે એ સંભવિત છે.

હું તો માત્ર એટલું જ વિનવું છું કે કોઇ પણ એક યુગ અન્ય યુગને નરી પોતાની જ વર્તમાન વિચારણાની તુલાએ ન્યાયપૂર્વક ન તોળી શકે. ભૂતકાળના સંસ્કારોનું સાચું મૂલ મૂલવવા બેસતાં સર્વદેશીય, ઉદાર, અને વિગતોમાંથી સાચો પ્રાણ તારવનારી દૃષ્ટિ જરુરી છે. તે સિવાય તો યુગ એટલો વેગથી ધસે છે, કે ગઇ કાલ અને આજ વચ્ચે પણ દૃષ્ટિભેદના દરિયા ખોદાય છે; એટલે એ વેગીલી મનોદશાની સામે તો ભૂતવર્તમાનનો કોઈ કલ્યાણ–સંયોગ સંભવતો જ નથી. પણ અતીતનો અનુભવ–સંઘરો જેઓને મન કંઇક ઉપકારક હોય, તેઓને આવાં ઇતિહાસ–પ્રકરણોમાંથી તેજસ્વી વર્તમાન સૃજવા માટે મહાન પ્રાણબળ જડી રહેશે. સંપાદકની ફરજ એવી એક દૃષ્ટિ આપીને વેગળા રહેવાની સમજી હું વિરમું છું.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર
શ્રાવણ શુદ બીજ
૧૯૮૫

સંપાદક

મુદ્રક અને પ્રકાશક: અમૃતલાલ દલપતભાઈ શેઠ
મુદ્રણસ્થાન : સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર.

# સાં ક ળિ યું



કુલ પાનાં ૨૩૦

# બહારવટીઆની મીમાંસા

પોતાને અને રાજસત્તાને વાંધો પડવાથી કોઇ પણ મનુષ્ય એ રાજસત્તાની અવગણના કરી રાજ્ય બહારની વાટ (માર્ગ) પકડે, એનું નામ બહારવ(વા)ટીઓ. અંગ્રેજી ભાષામા એનો પર્યાય શબ્દ છે Outlaw: એટલે કે કાયદાકાનૂનના પ્રદેશની બહાર નીકળી જનાર, કાયદાને આધીન રહેવા ના પાડનાર અને તેને પરિણામે કાયદાના રક્ષણથી પણ વંચિત રહેનાર ઈસમ.

જૂના કાળમાં અને આ કાળમાં, આ દેશમાં તેમજ અન્ય દેશોમાં, શસ્ત્રધારી કે શસ્ત્રહીન, એવા અનેક બહારવટીઆ નીકળેલા છે. તેઓએ રાજસત્તાનાં શાસનને હંફાવીને પોતાના અન્યાયનું નિવારણ મેળવવા અથવા તો પોતાના વેરનો બદલો લેવા સફળ કે નિષ્ફળ યત્નો કરેલા છે. અને અંગ્રેજ રાજ્યના 'ધારા'નો અમલ શરૂ થયા પછી 'બહારવટું' એ હિન્દી પીનલ કોડની કલમ ૧૨૧અ મી મુજબનો, વધુમાં વધુ ફાંસીની સજાને પાત્ર ગુન્હો ઠર્યો છે.

દેશદેશના ઈતિહાસમાં બહારવટીઆઓનાં પ્રકરણો અતિ આકર્ષક થઇ પડયાં છે. 'બહારવટાં'નું વાતાવરણ જ વિલક્ષણ હોય છે. એમાં ઘણા ઘણા પરસ્પરવિરોધી ભાવોનો સંગમ થાય છે. રાજાની આસપાસ વિક્રમ અને વૈભવનું, ઋષિની આસપાસ તપોવનની વિશુદ્ધ શાંતિનું, વિદ્વાનની આસપાસ રસિક વિદ્ગતાનું, એમ છુટાંછુટા વાતાવરણો ગુંથાય છે. પણ બહારવટીઆની આસપાસ તો ભિક્ષુકતાની સાથે રાજત્વ, ઘાતકીપણા સાથે કરુણા, લૂંટારૂપણાની સાથે ઔદાર્ય, સંકટોની સાથે સાથે ખુશાલી, અને છલકપટની સાથે નિર્ભય ખાનદાની: એવાં દ્વંદ્વો લાગી પડેલાં છે. ઘણી વાર તો પ્રજા કોઈ જગદ્વિજેતાનાં મહાન પરાક્રમો કરતાં બહારવટીઆના નાના નાના વીરત્વમાં વધુ રસ લે છે. એની મોજીલી પ્રકૃતિના પ્રસંગો પર હાસ્ય વરસાવે છે. એનાં ઘાતકી કૃત્યો સાંભળીને, પોતાના કોઇ માનીતા આત્મજને ભૂલો કરી હોય એવે ભાવે શોચ અને ઉત્તાપ અનુભવે છે, એની તપશ્ચર્યા ઉપર વારી જાય છે. એની વિપદ્દની વાત આવતાં દયા ખાય છે. એના દોષોને વિસરી જાય

એના પરમાણુ જેવડા ગુણોને પણ પર્વત જેવડા કરી માને છે. વીરત્વની ઘણી ઉંચી કલ્પિત અથવા અર્ધકલ્પિત ઘટનાઓ એના નામની સાથે જોડી દે છે. સૌરાષ્ટ્ર દેશ એવા બહારવટાના પચરંગી લોક-ઈતિહાસે છલોછલ ભરેલો છે. પ્રથમ આપણે બહારવટાની મીમાંસામાં યુરોપની દૃષ્ટિ સમજીએ. પછી કાઠીઆવાડની વિપુલ કથાસામગ્રીમા ઉતરીએ.

## ગ્રેટબ્રીટનના બહારવટીઆ

બારમી શતાબ્દીમાં ઈંગ્લાંડના અરણ્યોમા રોબીનહુડ નામનો એક બહારવટીઓ થઇ ગયાનું વૃત્તાંત લોકરચિત ગીતકથાઓમાં ને કંઠસ્થ વાતોમા પ્રચલિત છે. ઇંગ્લાંડનો ઇતિહાસ આવા કોઈ પણ માનવીના અસ્તિત્વને આધાર આપતો નથી, છતાં એ લૂંટારા વિષે એક બે નહિ પણ કુલ આડત્રીસ તો લાંબા લોકગીતો જ મુખપરપરાથી ચાલ્યાં આવે છે. ને હવે તો એ ગીતો અંગ્રેજી સાહિત્યમા ઉંચુ સ્થાન ભોગવે છે. Romanceના સુવિખ્યાત લેખક સર વૉલ્ટર સ્કૉટે આ રોબીનહુડનુ મહોજ્જ્વલ પાત્ર એમના 'Ivanhoe' નામક નવલમા આલેખ્યું છે: પીકૉક નામના ગ્રંથકારે 'Maid Marian' નામની એક નાની પુસ્તિકામા રોબીનની પ્રેમકથા અને અરણ્યમાંની જીવનચર્યા આલેખી છે. આ સમગ્ર સાહિત્યનો સાર એ છે કે ઇંગ્લાંડના રાજાઓ જંગલમાં પોતાની એકલાની જ લોલૂપતા સંતોષવા માટે મૃગયા રમીને હરણાંનુ મીઠું માંસ ખાતા, પણ અન્ય સહુને માટે ત્યાં મૃગયાની સખ્ત મનાઇ કરતા. એ રાજાના આવા સ્વાર્થી કાયદાનો હમેશાં બેધડક ભંગ કરનાર એક પાવરધો અમીર રાજદ્રોહનો અપરાધી ઠરી, બરાબર પોતાની લગ્નવિધિને વખતે જ પોતાને પકડવા આવનાર રાજ-સેનાને ઠાર કરી, પોતાના સાથીઓને લઇ અધૂરે લગ્ને બહારવટે ચડ્યો, રોબીનહુડ નામ ધારણ કર્યું, રાજાના માનીતા મૃગ-માંસની મ્હેફિલો ઉડાવવા લાગ્યો, ને જંગલના માર્ગો પર ઓડા બાંધી. લૂંટ આદરી દીધી. એ સાચો વીર હતો. [૧]ખેડુતોને અથવા કારીગરોને ન સંતાપતો. વિલાસમાં

---

૧ "But look ye do no husband harm
"That tilleth with his plough.

"No more ye shall no good yeoman
"That walketh by Greenwood shaw,
"Ne no knight ne no squire
"That would be a good fellow."

ચકચૂર રૂષ્ટપુષ્ટ શરીરવાળા પાદરીઓને જુલ્મી અમીરોને અને કંજૂસ શ્રીમંતોને લૂંટતો; [2]અને એ લૂંટના દ્રવ્યને ગરીબોની સહાય અર્થે વાપરતો. એ universal darling of the common people–જનસમૂદાયનો માનીતો ગણાતો. એની લૂંટવાની પદ્ધતિ પણ વિલક્ષણ હતી : પ્રથમ એ પ્રવાસીઓને પકડી, પોતાની સાથે પોતાના અરણ્ય–ભુવનમાં લ્હેરથી પેટભર જમાડતો અને પછી એની કોથળીઓ ખોલાવતો. કોઇ સામંત સંકટમાં આવી પડી, ઉછીનાં નાણાં માગે તો પણ તે આપતો. અજોડ ધનુર્ધારી હતો. ધનુર્ધારીઓનું મોટું સૈન્ય એની ચાકરી કરતું. [3]પોતે કુમારિકા મૅરીમાતાનો ભક્ત હોઇ સ્ત્રીજનોને ન લૂંટતો, એટલું જ નહિ પણ સ્ત્રીજનો જેના સંગાથમાં હોય તેવા હરકોઇ પુરુષ પ્રવાસી પર હાથ ન ઉગામતો. એનો જીવનમન્ત્ર 'વીરત્વ અને મોજમજાહ' હતો. એ 'merry outlaw' ગણાતો. મૃત્યુકાળે પણ એ ગમગીન નહોતો. એની કરુણામાંથી વિનોદ ઝરતો. આખરે અનેક અદ્‌ભૂત સાહસો દાખવી, એ એક ધાર્મિક મઠમાં એક બ્હેન કહેલી બાઇને હાથે દગાથી મર્યો. લોઢાના સળીઆ ધગાવી એની આંખોમાં ચાંપી દેવામાં આવ્યા. ઇ. સ. ૧૨૪૭, ડિસેમ્બર, તા. ૨૪ : અને એના મૃત્યુકાળે જ્યારે એના જીવનસાથી 'લીટલ જ્હોને' માગણી કરી કે "આ સાધુડીઓના મઠ બાળી નાખવાની મને રજા આપો!" ત્યારે મરતો મરતો બ્હારવટીઓ શું બોલે છે ?

'Now nay, now nay,' quoth Robinhood,
That boon I will not grant thee;
I never hurt a woman in all my life,
Nor men in women's company.
I never hurt fair maid in all my time
Nor at mine end shall it be;

---

૨ "These bishops and these archbishops
"Ye shall them beat and bind,
"The high sheriff of Nottingham
"Him hold ye in your mind."

૩ Robin loved our dear Lady,
For doubt of deadly sin;
Would he never do company harm
That any woman was in."

[ ના ભાઇ, ના બંધુ ! એ નહિ બને. મેં જીવનભર કોઈ સ્ત્રીને સંતાપી નથી, સ્ત્રીના સંગાથી કોઈ પુરૂષને પણ નહિ. જીવનભર જે નથી કર્યું તે મૃત્યુ ટાણે હું શા સારુ કરૂં ? ]

આ બહારવટીઆનાં ગીતોમાં અંગ્રેજ વિદ્વાનોને કેવું દર્શન થયું છે ? વાંચીએ :

The Robinhood ballads are inspired by the Norman-English love of Nature, love of freedom and love of justice. They are crude, simple stories, in rhyme, of the exploits of Robinhood and his men, and they came straight from the heart of the Englishman, that bold defiant heart which always beat more fiercely at the thought of injustice.

" રોબીનહૂડનાં ગીતો અંગ્રેજ પ્રજાના પ્રકૃતિ-પ્રેમ થકી, સ્વાતંત્ર્ય પ્રેમ થકી અને નીતિન્યાયના પ્રેમ થકી પ્રેરાએલાં છે. રોબીનહૂડ અને એનાં માણસોના પરાક્રમો વિષેની એ પ્રાસબદ્ધ, સાદી, જાડી કથાઓ છે, અને એ સીધેસીધી અંગ્રેજ હૃદયમાંથી ચાલી આવી છે—જે બહાદુર હૃદય સત્તાની સામે પડકાર કરે છે, અને અધર્મના વિચારે અધિક ઉગ્ર બની ધબકે છે. "

અજાયબી તો એ છે કે લોક-કલ્પના અને કંઠસ્થ સાહિત્યના આટલા જીવન્ત પાત્રની—ચૌદ વર્ષ સુધી કિલ્લાઓ તથા સાધુ-મઠોના પાયા થરથરાવનાર આ વ્યક્તિની ખુદ હસ્તીને વિષે જ ઇતિહાસકારો વચ્ચે ઉગ્ર મતભેદ છે. એને 'mythical being' 'exceedingly a creation of the ballad-muse', 'a fiction' વગેરે વિશેષણોથી નવાજવામાં આવે છે.

## ઉત્તર ઈંગ્લાંડના ત્રણ બહારવટીયા

એનાં નામ આદમ બેલ, ક્લીમ ઓફ ધ ક્લાઉ અને વિલિયમ ઓફ ક્લાઉડસ્લી: એ ત્રણેનું કથાગીત પ્રો. ગમીઅરે પોતાના 'The Popular Ballad' નામે પુસ્તકમાં ઉતાર્યું છે. એ વિદ્વાન સંપાદક જણાવે છે કે—

" They were the outlaws whose skill in archery made them as famous in the North England as Robinhood and his fellows were in the Midland Countries. There home was in the forest of Englewood, not far from Carlysle."

"તેઓ બહારવટીયા હતા. ધનુર્વિદ્યાની કુશલતાએ જેમ રોબીન-હૂડને તથા તેના સાથીઓને મધ્યપ્રદેશમાં સુપ્રસિદ્ધ કરેલા, તેમ આ ત્રણેને પણ ઉત્તર હિન્દમાં નામાંકિત કર્યાં હતા. તેઓનુ રહેઠાણુ કારલાઈલ શહેરથી નજીક ઇંગલવૂડના જંગલમાં હતું."

તેઓની કથા કહેતું લાંબુ લોકગીત આ રીતે ચાલે છે:

They were outlawed for venision,
These yeomen every one
They swore them brethren upon a day,
The Englyshe wood to gone.

આ ત્રણે જણાને રાજાજીના જ એકલાના ભોજન માટે જંગલમાં રક્ષાતાં પશુ (હરણાં)ઓનું માંસ ખાવાના ગુન્હા બદલ બહારવટીઆ જાહેર કરવામાં આવેલા. એક દિવસે તેઓએ મળીને ભાઇબંધીના સોગંદ લીધા અને ઈંગલવુડના જંગલમાં જઇ રહેવાનો નિશ્ચય કર્યો.]

રહે છે. રાજાને ખાવાનાં હરણાં મારીને ખાયપીએ છે. લુટે છે. એ ત્રણેની ચોપાસ ચોકીપહેરા ગોઠવાઈ ગયા હતા. એમાં વીલીઅમને અટપ ચડી કે "ભાઇઓ, મારાં બાળબચ્ચાંને હું મળી આવું."

If that I come not to-morrow brother,
By prime to you again,
Trust you then, that I am taken,
Or else that I am slain.

[જો કાલ સવારના પહોરમાં હું આંહી ન આવી પહોંચું, તો જાણજો ભાઇઓ, કે કાં તો હું પકડાયો છું ને કાં કતલ થઈ ગયોછું.

તીરકામઠું લઇને વીલીઅમ ઉપડયો. પોતાના ગામમાં રાત્રિયે પહોંચ્યો. ઘરના દ્વાર પર ટકોરા દીધા:

Where be you fair Alice, he said,
My wife and children three?
Lightly let in thy own husband,
William of Cloudeslee.

એણે સાદ કર્યો: "તું કયાં છે ઓ મારી રૂપાળી એલીસ? ઓ મારી સ્ત્રી અને મારાં ત્રણ બચ્ચાં! ધીરેથી કમાડ ખોલ અને તારા ધણી કલાઉડેસ્લીવાળા વીલીઅમને અંદર લઇ લે.

એની વ્હાલી સ્ત્રી એલીસ આવી. દ્વાર ઉઘાડયું. ફાળે જઇને બોલી:

Alas! then said Alice fair,
And sighed wondrous sore;
This place has been beset for you,
This half a year and more.

"હાય!" કહીને એણે ઉંડો નિઃશ્વાસ નાખ્યો; "છેલ્લા દોઢ વરસથી તારે માટે આ જગ્યા ઉપર ચોકીપહેરા રહે છે. જાસુસો ફરે છે."

"એની ફિકર નહિ વ્હાલી એલીસ!" કહીને વીલીઅમ અંદર ગયો. બચ્ચાંને હેત કરીને હૈયે ચાંપ્યાં. એલીસે રાંધ્યુ ને પોતે ઉની ઉની રસોઇ જમ્યો. બન્ને જણાં ઘણે દિવસે મળ્યાં છે અને ઘડી બે ઘડીમાં તો પતિ પાછો ચાલ્યો જશે કાં ઝલાશે એમ સમજી બન્નેએ હેત ઠલવવા માંડયાં. ત્યાં તો તેઓના ઘરમાં એક આશ્રિત ડોશી હતી તે સરકીને ન્યાયકચેરી (Justice Hall)માં બાતમી દઇ આવી.

ધણીધણીઆણી પ્યારમાં ગુલ્તાન છે તે વખતે બારીએથી બહારવટીઆએ પોલીસનુ ટોળું, શેરીફ, ન્યાયાધીશ, તમામને ખડાં થઈ ગયેલાં દીઠાં. પણ એ તો મર્દ હતો. થડકયો નહિ. એણે શું કર્યું ?

He took his sword and his buckler,
His bow and his children three;
And went into his strongest chamber,
Where he thought surest to be.

એણે પોતાની તલવાર તથા પટો ઉઠાવ્યાં. પોતાનુ ધનુષ્ય તથા ત્રણે બચ્ચાંને ઉપાડી લીધા. અને પોતાના ઘરના સૌથી મજબૂત ઓરડામાં, કે જ્યાં પોતે સલામત રહી શકશે એમ લાગ્યું, તેમાં જઇને ભરાયો. અને એની શૂરી સ્ત્રીએ શું કર્યું ?

Fair Alice like a lover true
Took a pollo axe in her hand
Said, he shall die that cometh in
This door, while I may stand.

સુંદરી એલીસે એક સાચી પ્રિયતમાની રીતે, હાથમાં કુવાડી ઉપાડી અને શત્રુઓને હાકલ કરી કે "હું આંહી ઉભી છું ત્યાં સુધી જો કોઇ મારી ખડકીમાં આવ્યો છે તો એનું મોત સમજજો!"

એમ એલીસે ગીસ્તને રોકી રાખી, એટલે બહારવટીઆએ શું કર્યું ?

Cloudeslee bent a right good bow,
That was of a trusty tree;

He smote the Justice on the breast,
That his arrow burst in three.

બહારવટીઆએ પોતાનુ મજબૂત ઝાડની બનાવટનું ધનુષ ખેંચ્યું અને તીર છોડયું. એ તીર શત્રુસૈન્યમાં ઉભેલા ન્યાયાધીશની છાતીમાં અથડાઇને ત્રણ ટુકડા થઈ ગયું. કેમકે ન્યાયાધીશે બખ્તર પહેરેલુ હતું. નિઃશસ્ત્ર થઈ ગયેલા બહારવટીઆને ન્યાયાધીશે હાકલ કરી કે

Yield thee Cloudeslee, said the Justice,
And thy bow and thy arrows the fro;
A curse on his heart, said fair Alice
That my husband counselleth so.

"ઓ કલાઉડેસ્લી! તારા ધનુષ્યબાણ લઇને શરણે થઈ જા!"

"નહિ નહિ!" સુંદરી ઍલીસે સામી હાકલ દીધી; "મારા ધણીને એવી શીખામણ આપનારનુ પીટયાનું સત્યાનાશ નીકળજો! મારો મર્દ મૂછાળો શું હથીઆર મેલશે?"

"ત્યારે સળગાવી મૂકો એના ઘરને!" ન્યાયાધીશે હુકમ દીધો. અને

They fired the house in many a place,
The fire flew up on h·gh;
Alas! then cried fair Alice
I see we here shall die.

ઠેકઠેકાણેથી તેઓએ ઘર સળગાવ્યું. આગના ભડકા આકાશે ઉઠયા. સુંદરી ઍલીસે પોકાર કર્યો કે "હાય! હાય! મને લાગે છે કે આપણે આંહી જ બળી મરશું," પણ ત્યાં તો

William opened a back window
That was in his chamber high,
And there with sheets he did let down
His wife and children three.

બહારવટીઆ વીલીઅમે એના દિવાનખાનાની ઉંચી મેડીની પાછલી બારી ઉઘાડી અને ત્યાંથી લુગડાં બાંધીને એણે પોતાનાં ઓરત તથા ત્રણ બચ્ચાંને નીચે ઉતાર્યાં. પછી શત્રુઓને હાકલ દીધી:

Have you here my treasure, said William,
My wife and my children three;
For Christe's love do them no harm,
But wreke you all on me.

"આ લ્યો આ મારો ખજાનો–મારી ઓરત અને મારાં ત્રણ બચ્ચાં. ઈસુને ખાતર તમે એને ઈજા કરશો નહિ. પણ ખુશીથી તમે તમામ મારા એકલાના ઉપર તૂટી પડો!" એમ કહીને એણે ધીંગાણું આદર્યું:

William shot so wondrous well,
Till his arrows were all ago,
And the fire so fast upon him fell,
That his bow–string brent in two.

બહારવટીઆ વીલીઅમે અજબ ચાલાકી અને બહાદુરી સાથે બાણ છોડયાં. છેવટે એનાં તમામ તીર ખૂટી ગયા. અને બીજી બાજુ ઘરની આગે એને એવી ઝડપથી ઘેર્યો, કે છેવટે એના ધનુષ્યની પણછના બે ટુકડા થઈ ગયા.]

બહારવટીઆને મોત સૂઝી આવ્યું. પણ એણે વિચાર્યું: "આમ ભીંત હેઠળ ભીંસાઇને શીદ મરવું? તે કરતાં ધીંગાણે ન મરૂં?"

He took his sword and his buckler
And among them all he ran,
Where the people were most in prece
He smote down many a man.

તલવારપટો લઇને એણે ટોળા સામે દોટ કાઢી. અને જ્યાં શત્રુઓનું જૂથ જાડું હતું ત્યાં જઈ કેટલાયને ઢાળી દીધા.]

There might no man abide his strokes
So fiercely on them he ran;
Then they threw windows and doors on him
And so took that good yeoman.

એવો ઝનૂની બનીને એ તૂટી પડ્યો, કે કોઇ પણ આદમી એના ઘા સામે ટક્કર ઝીલી શકયો નહિ. પછી તો તેઓએ એના ઉપર બારીઓ અને બારણાં ઉપાડી ઉપાડીને ફગાવ્યાં. અને એ રીતે એ બહાદુર ધનુર્ધારીને કેદ પકડ્યો.

એને બંદીખાને નાખ્યો. ફાંસીની સજા ફરમાવી. ખાસ નવી ફાંસી ઘડાવી. એને ફાંસી દેવાને દિવસે ગામના દરવાજા બંધ કરાવ્યા.

એ વખતે એક છોકરો ત્યાં ઉભીને ફાંસી ખોડાતી જોતો હતો:

A little boy among them asked
What meaned that gallow–tree?

They said, to hang a good yeoman
Called William of Cloudeslee.

છોકરાએ પૂછ્યું "અરે ભાઇ આ કોના સારૂ ?" તેઓ બોલ્યા "કલાઉડેલી ગામવાળા બારાડી તીરંદાજ વીલીઅમને લટકાવવા સારૂ."

છોકરાને ઓસાણ આવ્યું. એણે દોટ દીધી. ઈંગલવુડ જંગલમાં જઇ પહોંચ્યો. બહારવટીઆના બન્ને ભેરૂઓને જાણ કરી.

"શાબાસ દોસ્ત! ઠીક ખબર દેવા આવ્યો." એમ કહી, ઈનામ તરીકે એને એક હરણકું મારી દીધું અને બેય જણા શહેર પર ચાલ્યા. આવે ત્યાં દરવાજા બંધ દીઠા. હવે શું થાય? પણ હતા હિકમતબાજ. બન્યા રાજાજીના કાસદીઆ. દરવાજા ભભડાવ્યા :

Who is there, now, said the porter,
That maketh all this knocking?
We be two messengers, quoth Clym of Clough
We come right from our king

"કોણ અત્યારે કમાડ ભભડાવે છે?" દરવાણીએ અંદરથી પૂછ્યું.

"અરે ભાઇ ઉઘાડ ઝટ!" કલોગ ગામવાળા કલીમે કહ્યું, "અમે રાજાજીના એપીઆ સીધા રાજાસા'બની કનેથી જ આવીએ છીએ."

દરવાણીએ દરવાજા ખોલ્યા. એટલે એને મારી, પાછા આવવા સારૂ ચાવીઓ પડાવી લઇ, બેય ભેરૂ ફાંસી દેવાતી હતી તે ઠેકાણે પહોંચ્યા. ઉભા ઉભા મામલો જુવે છે. શી બીના બની રહી છે?

The justice called to him a lad,
Cloudeslee's clothes he should have;
To make the measure of that yeoman
Thereafter to make his grave.

[ન્યાયાધીશ સાહેબ એક છોકરાને આજ્ઞા દઈ રહ્યા છે કે બહારવટીઆ વીલીઅમનાં કપડાં કાઢીને લઇ આવ. એની કબર ખોદાવવી છે તે માટે માપ લેવા જોઈશે. એ સાંભળીને બહારવટીઓ બોલ્યા :

He that maketh a grave for me
Himself may lie therein.

"બચ્ચાજી! મારે માટે કબર ખોદાવનારને ખુદને જ એ કબરમાં સુવું પડશે." સાંભળીને ન્યાયાધીશને ગુસ્સો ચડ્યો :

Thou speakest proudly, said Justice,
I will thee hang with my hand.

"તુ ફાટતુ બોલે છે, પણ જોજે, હુ મારે હાથે જ તને લટકાવીશ."

આ વાત સાંભળતા બે ભેરૂબંધ ઉભા હતા, તેઓએ મસલત કરી :

Then spake good Adam Bell,
To Clym of the Clough so free
Brother, so you mark the Justice well
Lo, yonder you may him see.

બેમાથી વીર આદમ બેલે બહાદૂર કલીમને કહ્યું "ભાઇ, પેલા ન્યાયાધીશને જોયા ? તું એને આટલે હો કે ? હુ આટુ છું શરીફને."

And at the Sheriff shoot I will
Strongly with an arrow keen;
A better shot in merry Carlisle
This seven year was not seen.

બેઉ તીરંદાજોએ નિશાન તાક્યાં. તીર છોડ્યાં. બેઉ અમલદારોને ઉપાડી લીધા. આખા કારલાઇલ શહેરમાં છેલ્લા સાત વર્ષમાં આ તીરંદાજોને ટપે તેવો કોઈ દેખાયો નહોતો.

અમલદારો પડ્યા કે લોકો નાઠા. ત્યાં તો વીલીઅમ ફરસી લઇને કૂદ્યો. એક અમલદારને ઢાળી દીધો. ત્રણે ભેરૂઓએ રણથળ મચાવ્યું

They fought to-gether as brothren true
Like hardy men and bold,
Many a man to the ground they threw,
And many a heart made cold.

સગા ભાઇઓ સરખા એ ત્રણે જણા મજબુત બહાદૂરોની માફક ધીંગાણે ઘૂમ્યા. ઘણાઓને તેઓએ ધરતી પર ઢાળી દીધા અને કેટલાયનાં કલેજાં ચીરાવી દીધા. એવે ટાણે ગામનો મેયર (નગરશેઠ) આવ્યો. સાથે મોટી ફોજ લાવ્યો. બહારવટીઆ ભારી લડયા. પછી જંગલમાં નાસી ગયા.

Thus be these good yeomen to the wood
As lightly as leaf on bynde (tree);
They laugh and be merry in their mood,
Their enemies were far behind.

આ રીતે આ ભલા તીરંદાજો ઝાડનાં પાંદડાં ખરે તેવાં તરવરીઆં હળવાં પગલાં ભરતાં જંગલમાં ચાલ્યા ગયા. હસવા અને મોજ ઉડાવવા લાગ્યા. એના દુશ્મનો તો ક્યાંયે પાછળ રહી ગયા.

They set them down and made good cheer
And ate and drank full well;

બેઠક જમાવીને લ્હેરમાં ચડયા. પેટ ભરીને ખાત્રું પીવું. ત્યાં તો વીલીઅમે રસ્તા પર ઍલીસને આવતી દેખી, બોલી ઉઠયો;

Have here the best Alice my wife!
Said William of Cloudeslee,
By cause you so boldly stood by me
When I was slain full nigh.

"ઓ મારી વ્હાલી એલીસ! આ લે, આ મીઠામાં મીઠી મદિરાની પ્યાલી પી! કેમકે હું જે વેળા લગભગ કપાઈ જતો હતો તે વેળા તું બહાદુરીથી મારે પડખે ઉભી રહી હતી."

Then went they to supper,
With such meat as they had,
And thanked God their fortune,
They were both merry and glad.

પછી તો બધા વાળુ કરવા બેઠાં. જે કાઇ માંસ મળેલુ હતુ તે જમ્યાં. પોતાના સુભાગ્ય બદલ પ્રભુનો અહેશાન ગાયો. અને આનંદથી લ્હેર કરવા લાગ્યા. રાજીખુશીથી તેઓ રાજાજીના દરબારમાં હાજર થવા લંડન ગયા.

They proceed prestly into the hall,
Of no man had they dread,
The porter came after and did them call,
And with them began to chide.

સડેડાટ તેઓ મહેલમાં ચડી ગયા. એને કોઈનો ભય નહોતો. દરવાન બૂમો પાડીને વઢવા લાગ્યો. રાજાજીની પાસે ખડા થઈ તેઓએ હથીઆર છોડયાં. પગે પડી માફી માગી. રાજાને ઓળખાણ આપી.

રાજાજી રોષે ભરાયા. ત્રણેને કેદ કર્યા. ફાંસીની સજા ફરમાવી. એ વાતની રાણીને જાણ થઇ. રાણીનું હૈયુ બહારવટીઆની વીરતા ઉપર ઢળી પડયું હતુ. એણે રાજાજી પાસે જઇને વિનવ્યું:

Then good my lord I you beseech,
These yeoman grant ye me.

"ઓ મારા ભલા ખાવંદ! તમારી પાસે પાલવ પાથરીને માગું છું કે આ તીરંદાજો મને સુપ્રત કરી દો!" રાજાએ ઉત્તર દીધો:

Ye might have asked towers and towns
Parks and forests plenty.

" ઓ રાણીજી ! એથી તો તમારે કોટકાંગરા ને નગરો માગવાં હતાં. મન માને તેટલા બાગ બગીચા માગવા હતા. " રાણી બોલ્યાં:

None so pleasant to my pay, she said,
Nor none so lefe (dear) to me.

"હે ખાવિંદ ! એમાનું કશું યે મને આ વરદાન જેટલું મનગમતું નથી."

પછી તો રાજાજીને બહારવટીઆની કારકીર્દીનો બધો અહેવાલ મળે છે. રાજા બહારવટીઆની પાસે જાય છે. કહે છે કે "તમારી તીરંદાજીનું પારખું કરવું છે. તૈયાર થાઓ."

રાજાએ મેદિની ભરી. એની વચ્ચે બહારવટીઆને બોલાવ્યા ને પછી વીલીઅમના વ્હાલા દીકરાને મેદાનમાં બેસારી તેના માથા પર રાજાએ જમરૂખ મૂકાવ્યું. મૂકાવીને કહ્યું કે "સાચો તીરંદાજ હો તો આ તારા દીકરાના માથા પરથી જમરૂખ ઉડાવી દે."

"ઉડાવી દઉં નામદાર !" કહીને વીલીઅમ ઉભો થયો.

And when he made him ready to shoot
There was many a weeping ee.

ને જ્યારે એણે તીર છોડવા પણછ તાણી, ત્યારે ઘણાં ઘણાં પ્રેક્ષકો રડી પડયાં. બહાદૂર વીલીઅમે તીર છોડયું. પહેલે જ ઘાયે જમરૂખ ઉડાવી દીધું. દીકરાને જરીકે ઈજા ન થઈ. રાજાજી આફ્રિન બન્યા. બહારવટી-આઓને સારી નોકરી આપી......

Thus endeth the life of these good yeomen,
God send them eternal bliss,
And all that with a hand–bow shoteth,
That of heaven may never miss.

આ રીતે આ ભલા તીરંદાજોના આયુષ્યનો સુખી અંત આવ્યો. ઇશ્વર તેઓને અખંડ શાંતિ આપજો !

પછી આપણે સ્કોટકૃત 'રૉબરોય'નામની સ્કોટીશ નવલમાં 'રૉબરોય, નામના ઇતિહાસમાન્ય બહારવટીઆનો પરિચય પામીએ છીએ. એ લૂંટારાનો આખો વંશ, અન્ય એક શત્રુ-કુળ સાથેના ધીંગાણામાં, એક નિર્દોષ પાદરી-સંઘની કતલ કરીને ગુન્હેગાર ઠર્યો, ને પછી બહારવટે નીકળ્યો. તેના વૈરની, ઘાતકીપણાની, લુચ્ચાઇની, જોરાવરીની અને દિલાવરીની ઘટનાઓ એ નવલમાં ગુંથી લેવાઇ છે.

# ૧૩

## ઉત્તર હિન્દના બહારવટીઆ

દેશી રાજસ્થાનો અને પહાડી પ્રદેશો હોય ત્યાં જ બહુધા બારવટે ચડવાના સંજોગો હોય છે. તેમ છતાં આપણે 'સત્યવીર શ્રદ્ધાનંદ'ની આત્મકથામાં બાલક મુન્શીરામે આપેલું, સંગ્રામસિંહ નામના એક બહાદુર બહારવટીઆની સરકાર સામેની લડતનું નીચે મુજબનું રોમાંચક વર્ણન વાંચીએ છીએ : [સત્યવીર શ્રદ્ધાનંદ : પા. ૭ ]

"કાશીથી મારા પિતાની બદલી બાંદા થતાં મારા બાલ–હૃદય ઉપર બે બીનાઓએ અજબ પ્રભાવ છાંટી દીધો. એક તો બહારવટીઆ સંગ્રામ સિંહનું દર્શન. બનારસ જીલ્લાના એક ગામડામાં સંગ્રામસિંહ ખેતી કરી પેટગુજારો ચલાવતો હતો. એક દિવસ એ ઘેર નહોતો તે વખતે પોલીસે આવીને એના ઘરની જડતી લીધી અને એની પત્નીનું શિયળ લોપવાની કોશીષ કરી. ઘેર આવતાં રાજપૂતને આ વાતની જાણ થઇ અને એ પોલીસના મોટા અધિકારીની પાસે રાવે દોડ્યો, ત્યાં એની સાથે પણ પોલીસે પિશાચી આચરણ બતાવ્યું. સંગ્રામસિંહનું રાજપૂત રક્ત ઉકળી ઉઠ્યું. ઘરમાં છુપાઇને પડેલી કાટેલી જૂની તલવાર ઉઠાવી. પહેલાં પ્રથમ પોતાની નિરપરાધી અર્ધાંગનાને સદાને માટે બદનામીમાંથી બચાવવા સારુ ઠાર કરી; ને પછી પોતે પહાડી જંગલમાં નીકળી ગયો. સાથે હાથીસિંહ નામનો એક રાજપૂત જઈ ભળ્યો. હાથીસિંહની બંદૂકનું નિશાન કદિ ખાલી જતું નહોતું. વીસ પચીસ બીજા સિપાહીઓ પણ ભેગા કરી લીધા. એ રીતે સંગ્રામસિંહ એક નાની સરખી સેનાનો સરદાર બની ગયો.

"જોતજોતામાં તો અંગ્રેજી ઇતિહાસમાં અને નવલકથાઓમાં દેશભક્ત બહારવટીઆઓની જેવી વાતો આવે છે, તેવી વાતો સંગ્રામસિંહને નામે પણ લોકોમાં પ્રસરવા લાગી. સંગ્રામસિંહ તો અમીરોને લુંટી લઈ ગરીબોને આપે છે : વનવગડામાં વારાંગનાઓને બોલાવી નાચગાનથી જંગલમાં મંગળ કરે છે : દાયરા ભરે છે : એવાં એનાં યશોગાન ગવાવા લાગ્યાં. જીલ્લેજીલ્લામાં એનાં રમખાણ બોલવા લાગ્યાં.

"દોઢસો હથીઆરબંધ સિપાહીઓને લઇ ગોરા પોલીસઉપરીએ સંગ્રામસિંહના રહેઠાણને ઘેરી લીધું. સાહેબ પોતે બે અર્દલીને સાથે રાખી ધીમે પગલે આગળ વધ્યા જાય છે. કાળુંઘોર અંધારું છે. એકાએક બે આદમી આવી ચડ્યા. છલંગ મારીને બે અર્દલીને બથમાં ચકડી લીધા. ત્રીજો નીકળ્યો. એણે સાહેબબહાદુરને ઘોડા પરથી

નીચે પટકી, છાતી પર ચડી બેસી તમંચો બતાવ્યો. પછી બોલ્યો કે 'આટલી વાર છે. નહિ તો કાઢ પૈસા !''

"સાહેબે પોતાનું સોનાનું ઘડીઆળ. અછોડો, નોટ. રૂપીઆ વગેરે બધો માલ બહારવટીઆને સુપ્રત કર્યો. બહારવટીઓ ઉભો થયો. સાહેબને સલામ કરી અને કહ્યું 'સંગ્રામસિંહને પકડવા માટે આવી ગફલતથી હવે પછી ન આવજો સાહેબ બહાદૂર !'

"ઉઠીને ગોરા સાહેબે તો ઘોડાને એવો દોટાવી મૂકયો કે ન્હેલો આવે પોતાનો બંગલો !

"પછી તો કાશીનગરી ઉપર બહારવટીઆના હુમલા થવા લાગ્યા. એમાં આલમસિંહ નામના રાજપૂત કોટવાળે બડાઇ મારી કે 'અરે ભાર શા છે સગ્રામસિંહના ! એક મહિનામાં તો એ બેટાને પકડીને માજીસ્ટ્રેટ પાસે હાજર કરીશ.' ચાર પાંચ દિવસે આલમસિંહ પર જાસાચિઠ્ઠી આવી પહોંચી. એમાં લખ્યું હતુ કે 'હવે તો અમારા ધામા કાશીનગરીમાં જ નંખાઈ ગયા છે. અને ચંદ્રગ્રહણનું સ્નાન કરવા માટે પણ હું આવવાનો છું. જો ક્ષત્રીના પેટનો હો તો આવી જજે.'

"ચંદ્રગ્રહણની રાત આવી પહોંચી. પહાડમાંથી પોતાની માતાને ગંગામૈયામાં સ્નાન કરાવવા માટે બે સાથીઓને લઇ સંગ્રામસિંહે મણિકર્ણિકાના ઘાટનો માર્ગ લીધો. માતાને નવરાવી, બન્ને સાથીઓની સાથે રવાના કરાવી, સંગ્રામસિંહ એકલો ચાલ્યો. કયાં ચાલ્યો ? એના ઓડા બાંધીને જ્યાં આલમસિંહ ફોજ સાથે વાટ જોતો હતો ત્યાં ! ચોકીપ્હેરા ફોગટ ગયા. કોઈ એને ઓળખી શક્યું નહિ. ફકત એક કામળો જ ઓઢીને એ જવાંમર્દ સડસડાટ ફોજ વચ્ચેથી પસાર થયો. આલમસિંહની લગોલગ આવી પહોચ્યો. મ્હો પરથી કામળી ઉઘાડી કરીને પડકાર કર્યો "જોઇ લે રજપૂત ! સંગ્રામસિંહ સ્નાન કરીને જાય છે."

"આલમસિંહ ચમકી ઉઠયો. મ્હોંમાંથી વેણ નીકળે ત્યાં તો સંગ્રામસિંહની કટાર, વીજળી શી ઝબૂકી ઉઠી. આલમસિંહ દિગ્મૂઢ બનીને પાછો હટયો. સંગ્રામસિંહ અદૃશ્ય થયો. અને 'દોડો દોડો ! પકડો પકડો ! ઓ જાય, ઓ જાય !' એવા એવા હાકલા થવા લાગ્યા. પણ કોને પકડે ? હાંતોમાં દઇને ગયો.

"આખરે પોલીસની આવ–જા માટેના તમામ રસ્તા ઉજ્જડ બન્યા એટલે ત્રણે જીલ્લામાં નવી પોલીસની ભરતી થઇ. હજારો પોલીસોએ તમામ રસ્તા પર ઓડા બાંધી લીધા. મારા પિતા પણ એક સ્થળે

મોટી સંખ્યા લઇને નાકું બાંધી ઉભા. પાંચ દિવસ સુધી નદીના પાણીની અંદર છુપાઈ રહ્યા પછી ખાવાને માટે સંગ્રામસિંહ પાંચ છ સાથીઓની સાથે બહાર નીકળ્યો. એમાંથી એક આદમી પિતાજીના હાથમાં પકડાયો. એની પાસેથી પતો મેળવીને પોલીસ આગળ વધી. સંગ્રામસિંહ એક ચમારની ઝૂંપડીમાં પેસી ગયો. ઝૂંપડીને પોલીસે આગ લગાવી. બહાદૂર રાજપુત બહાર નીકળ્યો, પણ પાણીમાં પડવાથી દારૂ નકામો થઈ ગયો હતો એટલે બંદૂક ન વછૂટી. તલવાર ખેંચવા જાય તો તલવાર મ્યાનમાંથી બહાર જ ન નીકળી. આ બાજુ પોલીસે ગોળીઓની ઝૂક બોલાવી. પાંચે સંગાથી પટકાયા. સંગ્રામસિંહે બંદૂક ઉંધી ઝાલીને લાકડી તરીકે વીંઝી. જોતજોતામાં ત્રણચાર સિપાઈને ઢાળી દીધા. પિતાજીના ઘોડાની ગરદન પર પણ એવી ચોટ લાગી કે ઘોડો પંદર કદમ પાછો હટી ગયો. પ્રથમ તો પિતાજીએ આ એકલા દુશ્મન પર ગોળી ચલાવવાની મના દીધી હતી. પણ આખરે પોતે ક્ષત્રીવટ ચુકયા. 'ગોળીબાર'નો હુકમ દીધો. પચીસ ગોળીઓ ખાઈને સંગ્રામસિંહ પડયો. એને બાંધીને કાશીની ઈસ્પીતાલમાં લઇ આવ્યા. સીવીલ સર્જને જ્યારે એના શરીર પર ૨૫ જખ્મો જોઇને કહ્યું કે 'કાં ! પકડાઈ ગયા ને !' ત્યારે એ વીર ક્ષત્રીએ જવાબ વાળ્યો કે 'એમાં શી બહાદૂરી કરી ! એક વાર મારા હાથમાં તલવાર આપો ને પછી મારી સામે ૨૦ આદમી આવી જાય ! જોઉં તો ખરો મને કોણ પકડે છે !'

"સાભળીને સાહેબ તાજ્જુબ થયા. સગ્રામસિંહને ફાંસી મળી. પણ હિંદુસ્તાની પોલીસ અમલદારોને એ વીરના મૃત્યુથી બહુ જ દિલગીરી થઇ. ખાટલા પર સૂતેલા એ સગ્રામસિહનો દેખાવ મને હજુ યાદ છે. મારા જીવન પર એની ઉંડી છાપ છે."

દક્ષિણ પ્રાંતોમાં 'દાત્યા–મોન્યા' નામના બે બહારવટીઆ થઇ ગયા તે એટલા બધા લોકપ્રિય હતા કે આજે પણ કોઇ બે જણા વચ્ચે ગાઢ મૈત્રી હોય તો તેઓને કહે છે કે "તમે તો દાત્યા–મોન્યા છો." એ ઉપરાંત વર્તમાનકાળના રાજકીય ક્ષેત્રમાં પંજાબના બબ્બર અકાલીઓ, યુ. પી. કાકોરી કેસના રામપ્રસાદ બિસ્મીલ વગેરે, અને બંગાળના રાજશાહી જીલ્લાના યુવકો કે જે સરકારી લશ્કરને હાથે સામી છાતીએ લડતા લડતા મરાયા, તે સહુ 'બહારવટીઆ' નામ સાર્થક કરે છે. ભીલ બહારવટીઆ ટંટ્યાની કારકીર્દિ પણ મશહૂર છે. એને પકડવા માટે તો સરકારને ખાસ ટંટ્યા પોલીસની ફોજ રાખવી પડેલી. એવો જ રસિક અને રોમાંચક અહેવાલ પંજાબી ડૂકાઓનો છે.

## સૌરાષ્ટ્રના બહારવટીઆ

આઘે આવે છેક રા' માંડલિકના અમલ સુધી આ દેશનાં બહારવટાંના ઇતિહાસની આંખો પહોંચી શકે છે. મોટા રાજ્યનો માલેતુજાર સ્વામી કાં તો પોતાના પાડોશના નાના ગરાસદારને એક સ્વતંત્ર પાડોશી તરીકે જીવવા દેવામાં ભવિષ્યનું જોખમ સમજે, કાં તો પોતાના કોઇ ભાયાતને કે મૂળ ગરાસીઆને પોતાનાં કાયદા–કાનૂનોનો અનાદર આચરતો દેખે, અથવા તો એ રાજા પોતાની કોઇ મલીન મતલબને વશ બની પોતાના તાબાના ગરાસદાર પાસેથી કોઇ એની પ્રિય વસ્તુ કે વ્યકિતની માગણી કરે, ત્યારે ત્યારે એ રાજા ને એ પ્રજાજન વચ્ચે વૈરની આગ ઝરતી. એ એક સંજોગ. બીજો સંજોગ હતો પરદેશી સત્તાનાં આક્રમણોનો : અમદાવાદની મુસ્લીમ સૂબાગીરીની જુનાગઢ પર કિલ્લેબંદી : વડોદરાથી ગાયકવાડનો પગપેસારો : અને એ તમામના કરતાં અધિક ઉશ્કેરણીનું મનાએલું તત્વ તે અંગ્રેજી રાજસત્તાના દરમ્યાનગીર આગમનનું. સહુ રાજ્યોને પોતાની રૈયાસતના સીમાડા પહોળા કરવા હતા. પરસ્પર એ સહુ જમીનોની ખેંચતાણ કરતા હતા, અને એ સહુને દળબળ પૂરાં પાડનારી ઇસ્ટ ઇન્ડિઆ કંપની આવી પહોંચી હતી. એના પ્રતિનિધિઓની, મોટાં રાજ્યો પ્રતિની પક્ષકારનીતિ નાના ગરાસદારોના દિલમાં વધુ આક્રોશનું નિમિત્ત બનતી હતી.

મી. કીનકેઇડ આ મુદ્દાને વધુ સ્પષ્ટ બનાવે છે : એ ખાસ તો કાઠી બહારવટીઆ વિષે લખે છે :

At first mere robbers, they after many struggles established themselves at the break-up of the mogul empire firmly in the centre of the province. They were, however, like sikhs before the time of Ranjitsing, a loosly knit confederacy, and they were unable in the 18th century to make headway against the growing power of Junagadh. Thus it was that many of the smaller landholders wrote over part of their lands to the surrounding administration in order to secure protection for the remainder. But this promised protection was not always obtained. It always happ-

ened that when the protecting state had acquired part of the Kathi's land, it hungered for the remainder. It would then provoke quarrels, and on some pretext or other violate its agreement. It was useless for the Kathi to seek redress in the State's own courts; so, calling together his servants and relatives, and placing his wife and children in some friendly shelter, he would turn his back on the homestead where his family had lived for centuries, and making Gir his Sherwood forest proceed to rob and murder in every direction until death, treachery or redress closed his picturesque but baneful career.

[Outlaws of Kathiawar : page 8–9]

### બહારવટાંના પ્રકારો

એ સંજોગોમાંથી ત્રણ ચાર પ્રકારના બહારવટીઆ જનમ્યા.

**પહેલો પ્રકાર :** પોતાના ગરાસ ઉપર થયલા અન્યાયી આક્રમણ સામે મરવા મારવાનો નિરધાર કરીને ઉઠેલા :

૧ જેસોજી વેજોજી : જુનાગઢ–અમદાવાદની મુગલ સુબાગીરી સામે : ઈ. સ. ૧૪૭૨–૯૨: વીશ વર્ષ: બહારવટું પાર પડ્યું. [સો. બ. ભા. ૨]

૨ ભીમો જત : ગોંડળની સામે : ઇ. સ. ૧૮૦૦થી ૧૮૫૦ સુધીમાં: બાર વર્ષ : ધીંગાણે કતલ થઇ ગયો. [સો. બ. ભા. ૧]

૩ હીપો ખુમાણ : પાલીતાણા સામે : ૭૫ વર્ષની અંદર : મરાયો. [સૌ. ર. ભા. ૩]

૪ જોગીદાસ ખુમાણ : ભાવનગર સામે : ૧૮૧૬ થી ૧૮૨૯ સુધી : પાર પડ્યું. [સો. બ. ભા. ૨]

૫ બાવાવાળો : જેતપૂર દરબાર દેવાવાળા સામે ઈ. સ. ૧૮૨૦ની આસપાસ : ધીંગાણે કતલ થયો. [સો. બ. ભા. ૧]

૬ વરજાંગ ધાધલ : જેતપૂર દરબાર દેવા વાળા સામે: ૧૮૦૦ પછી: ધીંગાણે મર્યો : પણ બહારવટું પાર પડ્યું. [સૌ. ર. ભા. ૪]

૭ જોધો ને મૂળુ : ગાયકવાડની સામે : ઈ. સ. ૧૮૫૮થી ૧૮૬૭ (વાટસન પ્રમાણે ૧૮૬૯): ધીંગાણે કામ આવી ગયા. [સો. બ. ૨]

૮ ઝાદુ મકરાણી : જુનાગઢ રાજ સામે : ઇ. સ. ૧૮૮૪–૮૭: ફાંસી દેવાઇ. [ સો. બ. ભા. ૩ ]

૯ રવાજી ફસોજી : ગોંડળ રાજ સામે : પાર પડ્યું.

૧૦ રામવાળો : ગાયકવાડ સરકાર સામે : ઇ. સ. ૧૯૧૬થી ૧૯૧૭: ધીંગાણે ઠાર થયો. [ સો. બ. ભા. ૩ ]

તે સિવાય નાના નાના, જેના ઇતિહાસ જનસમૂહાયમાં નીતર્યાં નથી, તેવા ઘણા હોવા જોઇએ.

**બીજો વિભાગ** : પરોપકાર કરવા જતાં, અન્યને ખાતર મારફાટ કરીને પછી બહારવટે નીકળેલા.

૧ સંગજી કાવેઠીઓ : સાણંદ રાજ સામે : સફળ થયો. [રસધાર ભા. ૪]

૨ અભો સોરઠીઓ : ભાવનગર રાજ સામે : ઇ. સ. ૧૮૦૦ લગભગ: ધીંગાણે કતલ થઇ ગયો. [ રસધાર ભા. ૩ ]

૩ ચાંપરાજ વાળો : ગાયકવાડ તેમજ એજન્સીની સામે : ઈ. સ. ૧૮૩૫ : કેદની શિક્ષા પામ્યો ને પછી છુટયો. [ સો. બ. ભા. ૧ ]

૪ નાથો મોઢવાડીઓ મેર : જામનગર સામે : આશરે ઈ. સ. ૧૮૩૦ : કામ આવ્યો. [ સો. બ. ભા. ૧ ]

**ત્રીજો વિભાગ** : અંગત વેરને કારણે બહાર નીકળી જઇ કાયદા વિરૂદ્ધ, પરંતુ બહારવટાંના નિયમો મુજબ જીવન ગાળનારા :

૧ ગીગો મહીયો : જુનાગઢ સામે : ઇ. સ. ૧૮૫૧–૬૦ : કતલ થયો.

૨ મીયાણો વાલો નામોરી : ૧૮૯૦ : કતલ થયો : [ સો. બ. ભા. ૧ ]

૩ સાલોહીનો ચારણ નાગરવ ગીયડ.

૪ ન્યાયદે બુચડ ચારણ

**ચોથો વિભાગ** : કેવળ ચોરીલુંટને જ માટે નીકળેલા : પણ બહારવટાંના નિયમો પાળનારા.

૧ મોવર સંધવાણી : માળીયાનો મીયાણો : ઇ. સ. ૧૮૮૦–૮૬ : વર્ષ ૭ : બહારવટું પાર પડ્યું. [ સો. બ. ભા. ૩ ]

૨ એકલીયો ( પુનરવ ): મોવર સંધવાણીનો સમકાલિન.

પ્રથમ કોટિના બહારવટીઆ વિષે કીનકેઇડ યથાર્થ લખે છે કે "પહેલા વિભાગના બહારવટીઆ વધુમાં વધુ રસભરપૂર છે, અને તેઓ ઇંગ્લાંડના પ્હેલા કાળના બહારવટીઆને સારી પેઠે મળતા આવે

છે. એ તો યાદ હશે કે જ્યારે હન્ટીંગ્ડનના અમીરની જાગીર રાજા જ્હોનના સગીર–કારોબારમાં ઝૂંટવી લેવામાં આવી, ત્યારે એ અમીર પોતાનાં માણસો એકઠાં કરીને શેરવૂડ વનમાં ચાલ્યો ગયો. અને આજ સુધી પણ 'રોબીનહૂડ' નામથી એ ધરોધર સુપ્રસિદ્ધ છે, એનો મુખ્ય હેતુ ગુન્હા કરવાનો નહોતો,—જો કે સાથોસાથ તો એણે એ જ કામ કર્યા કર્યું હતું. એની ઇચ્છા એ રાજ્યનું શાસન અટકાવી પાડવાની હતી. એ ફાવ્યો અને મધ્યસ્થ સત્તા પાસેથી પોતાની જાગીર તથા પદવી એણે પાછાં મેળવ્યાં.*

"સૌરાષ્ટ્રના ગરાસીઆ બહારવટીઆ પણ અચૂક એ જ ધોરણે વર્તન ચલાવતા. તેઓમાંના ઘણાખરા તો કાઠી જાગીરદારો જ હતા, કે જેનાં માલમિલ્કત વધુ બળીઆ પાડોશીઓએ ઝૂંટવી લીધેલાં. (બધા જ કાઠી નહોતા. કેમકે હજુ ૧૯૦૨માં જ જ્યુડીશીઅલ આસીસ્ટંટે જૂનાગઢ ઉપર બહારવટે નીકળનાર એક મુસલમાની ટોળીને ગુન્હેગાર ઠરાવેલી).

"આ રીતે રઝળી પડેલા કાઠીઓ પોતાના નોકરોને ને સંબંધીઓને એકઠા કરી લુંટફાટ તથા ખુનખરાબી ચલાવતા, કે જેથી છેવટે કાં તો તેઓ નાબૂદ થઈ જતા, અથવા તો અન્યાય કરનારને એમ સમજાતું કે પોતાના તાલુકાનું શાસન ચલાવવા ચાહે તે ભોગે સુલેહ કરવી એ જ એક માર્ગ છે. અને તેથી તે બહારવટીઆને એની જાગીર પાછી સુપ્રત કરતો. આ દ્વીપકલ્પમાં સંખ્યાબંધ જૂદાં જૂદાં રાજ્યો હતા અને એ દરેક રાજ્ય હંમેશા પોતાના તાબાના જાગીરદારને હોઇયાં કરી જવાનો ડર દેખાડતું હોવાને કારણે આ બહારવટીઆને ઘણી સગવડ પડતી. એને લીધે તમામ જાગીરદારો પોતાના પાડોશીને એના ન્યાય મેળવવાના પ્રયાસમાં સહાયભૂત થવા વધુ આતુર રહેતા.

"ઉપરાંત, તેઓનાં કૃત્યો ગુન્હારૂપ તેમ જ ક્રૂર હોવા છતાં પણ તેઓની નેમ તો દેશની ચાલુ સ્થિતિ વચ્ચે પોતાના અન્યાય સામે વ્યાજબી દાદ મેળવવાની જ હતી, એ વાતને લીધે પ્રજામત ઘણે ભાગે તેઓના પક્ષમાં ઢળતો અને પ્રજા એ લોકોની માગણી સંતોષાતી જોવા રાજી હતી."

## સંતાવાનાં સ્થાન

આમાંનાં કોઇ બહારવટાં બાર બાર વરસ સુધી ટક્યા, તો કોઇનો એક જ વર્ષે અંત આવ્યો. બહારવટાં ટકવાની અનુકૂલતા પૂરી પાડ-

*રોબીનહૂડના ધર્માચરણોની બજાર પણ નોંધ કેઇનકેડ નથી લેતો.

બાર એક તો સૌરાષ્ટ્રની ભૌગોલિક સ્થિતિ છે: ગિરનાં ડુંગરા અને ઝાડી એટલાં વિશાલ તેમ જ વિકટ છે, કે 'ગિર તો માનું પેટ છે' એવી કહેણી ચાલે છે. પોરબંદર ને જામનગર રાજ્યોમાં બરડો ને આભપરો ડુંગર પણ એવા જ વંકા છે. પાંચાળમાં ઠાંગાની ખીણો તેમ જ માંડવની ભયાનક ખાંપો પડી છે. ઊંડી ઊંડી ભાદર ઓઝત જેવી નદીઓના કોતરો પણ બહારવટીઆના અભેદ્ય કિલ્લા જેવાં બની રહેલાં. ઓખામંડળની કાંઠ્ય પણ આજથી પચીસ વર્ષ ઉપર ધોળે દિવસે ડરાવે તેવી કારમી હતી. એ બધી જગ્યાઓમાં દીપડાઝર, વેજલકોઠો, ભાણુગાળો, સાંઢો ડુંગર, નાંદીવેલો ડુંગર, પોલો પાણો, ઓરીઆ ગાળો, વગેરે નિવાસસ્થાનો તો કાવ્યમાં પણ ઊતરી ગયા છે જુઓ:

"રામવાળાનાં લગન આવ્યાં;
લગનીયાંનો દાડ ગોઝારો, ઓરીઓ ગાળો,
ક્યાં રોકાણો રામવાળો !"

બીજો આશરો નાના મોટા તાલુકદારોનો હતો. અનેક દ્રવ્યલાલચુઓ, અંગત અદાવતની તૃપ્તિ શોધનારાઓ, ને કેટલાક શુદ્ધ દિલસોજી ધરાવનારાઓ બહારવટીઆને સંઘરતા હતા.

## ઇષ્ટ દેવતાની પ્રતિષ્ઠા

બહારવટીઓ એટલે—બેશક એની વિલક્ષણ રીતે-વ્રતધારી ને એમાં કોઇક દેવસ્થાનને આરાધે: લગભગ તમામ બહારવટીઆ પોતાના ઇષ્ટદેવની પ્રાણપ્રતિષ્ઠા કરીને જ બહાર નીકળતા અને અમુક જાતની શારીરિક પવિત્રતાના લોપમાંથી એ ઇષ્ટદેવતાનો કોપ નીપજવાનું સમજતા. ભીમો જત રોજ સવાર સાંજ જમીઅલશા પીરની દરગાહ પર લોબાન ધ્રુમટાની તરફથી ફેરવી પોતાની તલવારને પણ ધૂપ દેતો. બાવાવાળો રોજ સૂર્યોદય અને સૂર્યાસ્ત વેળા, ઘીનો દીવો પેટાવીને સૂરજ સન્મુખ માળા ફેરવતો: ચાહે તેવે સ્થળે હોય, પાછળ શત્રુની ફોજ ચાલી આવે, છતાં પણ એ આ નિત્યનિયમ ન ચૂકે. કહેવાય છે કે એની [illegible] જ્યોત આપોઆપ પ્રગટ થતી. પરંતુ આખરે જ્યારે એ બહારવટીઓ પાપ ને અન્યાયમાં ડૂબી ગયો ત્યારે એનો કાળ આવ્યાની સાક્ષી રૂપે જીંદગીના છેલ્લા ત્રણ દિવસ સુધી એ 'રેડી જ્યોત' પ્રગટ નહોતી થઈ. વાલો નામોરી પોતાની સાથે પીરનો કીનખાપી વાવટો ફેરવતો અને રામવાળો સૂરજદેવળના પંજો રાખતો. વાઘેરો દ્વારિકાનાથના સેવક હોઇ 'જે રણછોડ !' એ એની રણહાક હતી;

જોધા વાઘેરનો ભત્રીજો મુળુ માણેક પણ એવો જ વ્હેમી અને વિચિત્ર પ્રકારનો પ્રભુભક્ત હતો. એણે તો માધવપૂર લૂંટવાની મધરાતે જ, મંદિરના પૂજારીને પકડી મંગાવી, મંદિર ઉઘડાવી, માધવરાયની પ્રતિમાને બાઝી પડી ચોધાર આંસુડે રૂદન કર્યું હતું! અને મોવર સંધવાણી સરખા ચોરને પણ 'કોઠાવાળો પીર' સ્વપ્ને આવી સંદેશા દેતો હોવાની માન્યતા હતી. પ્રાચીન બ્હારવટીઆ જેસાવેજા તો દેવી માતાએ આપેલાં બે ધોળાં રોઝ પર ઘોડાંને બદલે અસવારી કરી વિષમ નદીઓ ઠેકી જતા હોવાનું બોલાય છે. બહારવટીઆ એટલે શુકનઅપશુકનના મોટા વ્હેમી: જૂના કાળમાં સંગાથે એકેક શુકનાવળી રાખે: ગધેડાનું ભુંકણું, ભૈરવપક્ષીની બોલી, સામે પવને ધજાનું ફટવું, વગેરે ચિન્હોમાંથી આ શુકન જોનારા શુભાશુભ પરિણામ ઉકેલતા. ગામ ભાંગતા પહેલાં કોઇ બહારવટીઆ સીમાડે ગયને અમુક સ્ફુરણા અનુભવતો તેને ઇષ્ટદેવની અનુમતિ સમજી લેતો, તો કોઇ રામવાળા જેવો પોતાની ટોળીની સંખ્યા—ગણતી કરીને નવ જાણને બદલે દસ દેખાય તો 'દસમો સૂરજ ભેરે છે' એમ ગણી ચાલતો. સંખ્યા ન વધે તો પાછો વળતો. ઈષ્ટદેવોની આરાધનામા બેશક આત્મ–રક્ષાનો જ આશય ઉભો હતો.

## દેહદમન

આવી રીતે દેવદેવીઓની સહાય મેળવવી એટલે પવિત્રતાના, દેહદમનનાં, એવાં બિરદોનું પણ પાલન કરવું. ઘણી વાર તો એ પાલન અજબ બની જતું. એક બાજુ મનુષ્યોના સંહાર અને બીજી બાજુ નાનાં જંતુની પણ જીવન–રક્ષા! જેસોવેજો તો પોતાના અંગ પરની જૂ પણ ન નાખી દેતા ડગલામાં જ સાચવી જીવાડતા. કહેવાય છે કે એ ડગલાઓમાં એટલી તો જૂઓ ખદબદતી કે પોતે બાન પકડેલા માણસ પાસેથી પૈસા કઢાવવા માટે તેઓ તેને એ ડગલા પહેરાવી જૂઓના ચટકાથી તોબાહ પોકરાવતા. છતા એટલી બધી જૂઓ એ જોગી જેવા ભાઈઓ કાયમ પોતાના શરીર પર ધારણ કરી રહેતા. એટલુ જ બસ નથી. એના કાકા ગંગાદાસને તો પીઠ પર પાઠું પડેલું: એ પાંઠામાં ગંગદાસજી લોટનો પીંડો ભરીને કીડાને એ ખવરાવી જીવાડતા. કીડા નીચે પડી જાય તો ઉપાડી પાછા પાઠામા નાખતા.

## યતિધર્મ

સારા બહારવટીઆ તો ગૃહસ્થાશ્રમને પણ ત્યજી દેતા હતા. જોગીદાસનાં સ્ત્રીબાલકો ભાવનગર ઠાકોરના દરબારગઢમાં અટકાયતે પડ્યા

હોવાથી એણે કૈં કૈં વર્ષો સુધી ગૃહસ્થાશ્રમનાં દર્શન પણ નહોતાં લીધાં. જેસાજીવેજાજીનાં બાળબચ્ચાં પણ વિખૂટાં પડીને ગુપ્ત વેશે નટોના પંખા (ટોળાં) સાથે ભમતાં હતાં. એથી યે વધુ રોમાંચકારી કથા તો છે ચાંપા ખુમાણ નામના જુવાન કાઠીની. પાલીતાણા રાજ્ય સામે બહારવટે નીકળનાર કાઠી હીપા ખુમાણનો એ નાનેરો દીકરો પિતાની આજ્ઞા થતાં પોતાને ગામ માતાને રાતે ખરચી આપવા જાય છે: મા રાત રહેવા વિનવે છે પણ એને તો બહારવટું પાર પડયા પહેલાં ઘરનું પાણી પીવું યે હરામ છે: માતાએ માન્યું કે ઓરડામા ઉભેલી એની સ્ત્રી સાથે ચાર આંખો એક થશે તો દીકરો રોકાઇ જશે. એટલે બ્હાનું બતાવીને અંદર મોકલ્યો: ચાંપો અંદર ચાલ્યો: આશાભરી કાઠીઆણીએ ટોલીઓ ઢાળ્યા : જુવાન ચાંપાની આંખ બદલી : બોલ્યો : "કાઠીઆણી છો? અટાણે ઢોલીઓ! હું બહારવટે છું એટલી યે ખબર ન રહી!" એમ કહી ચાંપો ગયો: અને બીજી જ રાતે ગારીઆધારના દરબારગઢને ઉંબર મેરજી સંધીની ગોળીથી વીંધાઈ મરણ પામ્યો.

બાકી ઉતરતી ભૂમિકાના મોવર સંધવાણી જેવા બહારવટીઆ છુપી-ચોરીથી પોતાને ઘેર જતા અને રાત્રિએ ગાળી આવતા.

## દયાદાન

વાલો કુંઠીઓ જે વેળા રણમાં ઉંટનું કુંડાળું કરીને સામે આવતા શત્રુઓ સાથે યુદ્ધ કરી રહ્યો હતો ત્યારે કહેવાય છે કે શત્રુઓએ ગાયોનું ધણ આડે ઉભું રાખ્યું, અને વાલાએ, પોતે મુસલમાન હોવા છતાં પણ, ગાયો ઉપર ગોળીબાર ન કરવાની આજ્ઞા દઇ, કેવળ ગાયોને નસાડવા પૂરતા જ પગ તરફ ભડાકા કરી પોતાનો બચાવ કરેલો.

જોધા માણેકે કોડીનાર લૂંટીને ત્રણ દિવસ સુધી કોડીનાર પર રીતસર રાજ કરી, ન્યાય ચુકાવી, ગોંદરે ગાયોને કપાસીઆ નીયા હતા અને બ્રાહ્મણોની ચોરાશી જમાડી હતી. બ્રાહ્મણો, બાવા, સાધુઓ વગેરેને ખવરાવવાનો આગ્રહ તો લગભગ દરેક બહારવટીઆએ બતાવ્યો હતો. અલબત એમાં તો ધર્માદાની રૂઢિગત ભાવના જ હતી, પરંતુ બહારવટીઆના મનમાં એની ભાવના તો હતી જ. (શીવાજીએ પણ પોતાના શરીર ભારોભારનું સુવર્ણ બ્રાહ્મણોને જ વ્હેંચ્યું હતું.)

## સ્ત્રીજાતિનું સન્માન

લોકસમૂહ તો આ સર્વથી ઉંચા–અતિ ઊંચા એવા એક યતિ-ધર્મ ઉપર રીઝી થાય છે: એ હતો સ્ત્રીજાતિ પ્રત્યેના સન્માનનો

બહારવટાં-ધર્મ : જોગીદાસ ખુમાણે અને કાદુ મકરાણીએ પોતાના પર મુગ્ધ બની પરણવા આવનારી સુંદરીઓનો તિરસ્કાર કરેલો. જોગીદાસ તો પોતે સ્ત્રીજાતિ પ્રતિના સન્માન રૂપે જીવ્યો ત્યાં સુધી હમેશાં હાલચાલના રસ્તા તરફ પોતાની પીઠ દઇને જ બેસતો હતો. કોઈ દિવસ રસ્તા સન્મુખ મ્હોં રાખીને તે નથી બેઠો. સ્ત્રીને દેખતાંની વાર જ એ પોતાના મ્હોં પર પછેડીનો ઘુમટો તાણી જતો. એટલું જ બસ નથી. એણે તો પોતાના માનમાં ભાવનગરની કચેરીની અંદર અધમ વારાંગનાને પણ નૃત્ય કરતી અટકાવીને "મારી માબોન્યું" કહેલી.

બહારવટીઆની એ સ્ત્રી–સન્માનની ભાવનાએ બીજી સર્વ ભાવનાઓ કરતાં વધુ સચોટ અસર જનતા ઉપર છાંટેલી છે, અને તે કારણે જ ચારણોએ પણ સહુથી વધુ મૂલ્યવતી કવિતાનાં અર્ઘ્ય એ શિયળને જ ચડાવ્યા છે. એના જ દુહાસોરઠા વધુ જોરદાર, વધુ પ્રચલિત ને વધુ બંકા છે :

**ઠણકે નાર થીયે, ચત ખૂમા ! ચળ્યું નહિ,**
**ભાખર ભીલડીએ, જડધર મોયો જોગડા !**

[ ઓ ખુમાણ ! નારીના પગનો ઠમકારો થવાથી તારૂં ચિત્ત કદિ ન ચળ્યું; જ્યારે બીજી બાજુ તો ઓ જોગીદાસ ! મોટા જટાધારી શંકર પણ ક્ષુદ્ર એક ભીલડી ઉપર મોહી પડેલા ! ]

**પરનારી પેખી નહિ, મીટે માણારા !**
**શીંગી રખ ચળિયા, જુવાણ જોગીદાસીઆ !**

[ ઓ માણા ( કાઠી ) ના પુત્ર ! ઓ જુવાન જોગીદાસ ! તેં તો પરનારી તરફ આંખની મીટ પણ નથી માંડી; જ્યારે પેલા વૃદ્ધ શૃંગી ઋષિ જેવા પણ ચલાયમાન થઈ ગયા હતા. ]

કાદુ મકરાણી પણ કાછનો એવો જ સાબૂત : ઘરની ઓરતને તો એણે મકરાણમાં મોકલી દીધેલી : બે ભાઇઓને લઇને ગામડાં ભાંગે છે : એક દિવસ મોડી રાતે લોઠવા ગામના એક કારડીઆ રજપૂતનાં ઘરમાં પેસતાં એ ઘરની સૂતેલી સ્ત્રી અર્ધ નગ્નાવસ્થામાં જ ઉઠીને નાઠી : કાદુ પીઠ દઇ ઉભો રહ્યો : કહ્યું કે બેન ! તારાં કપડાં સંભાળી લે : પણ એ અબળા ધાકની મારી હલી ચલી ન શકી: બેન ! તારી ખડકી દઇ દે ! એટલું કહીને કાદુ બહાર નીકળી ગયો. એ ઘર ન લૂંટ્યું.

લાલસાને ખાતર તો શું, ચોકખી લુટને ખાતર પણ સ્ત્રીના શરીર પર હાથ નાખવાનું બાગીખરા બહારવટીઆઓની નીતિમાં નામંજૂર હતું. વાઘેરો લુટની વેળા દૂર ઉભા રહી સ્ત્રીઓને આટલું જ સંબોધન કરતા કે "ઘરેણાં ઉતારી દે બેન! તારી બોનદીઓને પહેરવા લુગડાં નથી. ખબર છે ને?" મોવર સંધવાણીએ પણ એજ વર્તાવ રાખેલો.

એથી યે અધિક સ્ત્રીસન્માન કાદુએ પોતાના જ કટ્ટા શત્રુ કર્નલ હંફ્રીની ઓરત તરફ બતાવેલું હોવાની સાક્ષી સ્વ. જસ્ટીસ બીમને સુદ્ધાં આપેલ છે. અંતરિયાળ એ જુનાગઢના નવા અંગ્રેજ પોલીસઉપરીની ઓરત ને બાળકનો ટપ્પો મળે છે. જો એને ઝાલીને બાન તરીકે રાખે તો પણ એની આખી બાજી સુધરી જાય તેવા સંજોગો છે. પણ કાદરબક્ષે સાથીઓની એ વાત કબૂલ ન જ કરી. એના મ્હોમાં એક જ વેણ હતું કે "તો તો આપણી ઓરતો આપણા ઉપર થૂ થૂ કરશે!"

મોવરે પણ ડીસા અને પાલનપુર વચ્ચે મુસાફરી કરતી એક મડમ પ્રત્યે, તેમજ બીજી અનેક સ્ત્રીઓ પ્રત્યે સંપૂર્ણ સન્માન સાચવ્યું હતું. છેલ્લા બહારવટીઆ રામવાળાએ ભરયૌવન છતાં અને સાથીઓ સહેજમાં લપટી પડે તેવા હોવા છતાં સ્ત્રીજાતિ પ્રતિ જે સંપૂર્ણ અદબ જાળવી છે તેના સાચેસાચા પ્રસંગો એની કથામાં નોંધાયા છે. બહારવટીઆ વાલાએ તો અમૂક બાઈની સાથે પરણવાનું સાથીઓ તરફનું સૂચન થતાની વાર તૂર્ત જ કહેલું કે "એ બાઇની ઈચ્છા જાણ્યા વિના આવી વાત પણ ન કરો. કેમકે કદાચ એ બાઈના મનમાં એમ હોય કે વાલો મારો મારો ભાઇ છે, તો પછી હું દોષે ભરાઉં!" તદ્દન conventional--રૂઢિગત સ્ત્રીસન્માન આટલી હદે ન ચડી શકે.

શ્રી ધૂમકેતુએ પોતાની 'તારણહાર' નામની [illegible] વાર્તામાં સામત ખાચર નામના એક સોરઠી બહારવટીઓ કલ્પેલો છે એક ચારણ-કન્યાના શરીર પર લાલસાનો હુમલો કરનાર પોતાના સગા દીકરાને એ બહારવટીઆએ તત્કાળ બંદૂકથી વીંધી નાખ્યો એવું સુંદર ચિત્ર એણે આલેખ્યું છે. આ કલ્પનાને વાસ્તવિકતાનો આધાર બહારવટીઆની કથાઓમાંથી સાંપડે છે. વાલા નામોરીનો જ એક પ્રસંગ છે. કકલ બોદલા નામના એના એક સાથીએ મોરબી તાબાના ઝીકીઆળી ગામની કોઇ કણબણ પર નીચતા ગુજારી; એ વાતની જાણ થતાની વાર જ વાલાએ કકલ બોદલા ઉપર બંદૂક છોડી. પરંતુ પાસે બેઠેલા કોઇ બીજા સાથીએ બંદૂકની નાળી લગાર જ ઉંચી કરી નાખીઃ ગોળી ગુન્હેગારના શિર પર થઇને ચાલી ગઇ: વાલાએ

બીજો ઘા ન કર્યો: પણ ભાવષ્ય ભાખ્યું કે "બેલીઓ! આની નીચવા આપણને નહિ છોડે. આપાળું બહારવટું ખતમ થયું! આજથી આઠમે દિવસે આપણને હડકવા હાલશે."

બરાબર આઠમે દિવસે બહારવટીઆની આખી મંડળીને એજન્સી પોલીસ ઉપરી ગોર્ડન સાહેબે પેથાપગી નામના, બ્હારવટીઆના કોળી આશ્રયદાતાની મારફત કેરી લાડવા મોકલી ખાનારને બેહોશ બનાવે તેવું ઝેર ખવરાવ્યું અને બેશુદ્ધ બહારવટીઆ મરાયા. લોકો માને છે કે વાલાની ઘોર ભવિષ્ય-વાણી સાચી પડી.

## બહારવટીઆનાં શરીરબળ

અનોખા કૌવત આ સૌરાષ્ટ્રીય લડાયક જાતિઓમાં ભરેલાં હતાં. વિકટ ડુંગરાઓ ઉપર અને નદીઓનાં પૂરમાં પણ એ લોકો પોતાનાં જેરાવર ઘોડાને દોટાવી જતાં. એની સાક્ષી એમનાં સંતાવાનાં સ્થળો આપશે. પગપાળા, બંદૂકો તથા દારુગોળો વગેરે ત્રણ ત્રણ મણનો બોજો શરીર પર લગાવી તેઓ રાતોરાત ત્રીસ ત્રીસ ગાઉ નીકળી જતા. પોતાના સાથીઓનાં શબને ઉઠાવી લઈને નાસી જતા. પાણીમાં તરવુ ને પૂર વીંધવાં તો એને સહજ હતુ: અધરાતે, બી. બી. સી. આઈ. ની દોડતી ગાડીમાંથી પોલીસને મારી, હાથમાં હથીઆર ને પગમાં બેડીઓ સહિત નર્મદાના પૂલ પરથી છલંગ મારી નદીનાં પાણી તરવાનો જે પ્રસંગ મામદજામ નામના મીયાણાને નામે બોલાય છે તે તો જૂનો પણ નથી. સરકારી રાજમાં બનેલો છે. અને આજ પણ ભરચોમાસે જ્યારે મચ્છુ નદી, દરિયો તથા રણ પાણીમાં એકાકાર બની જાય છે, ગાંડાતૂર પાણી ઉમટે છે, ત્યારે માળીઆના મીયાણાઓને હાથપગ બાંધીને તમે ફેંકી દો, તો પણ એ ગાઉના ગાઉ સુધી તરી જાણે છે. એ જ મામદજામે ધીંગાણામાં પોતાનાં બહાર નીકળી પડેલા આંતરડાં પાછાં પેટમાં નાખી, ભેટમાં બાંધી લઇ મૃત્યુને પોતાની કબર તૈયાર થતાં સુધી થંભાવી રાખ્યુ હતું. પાલીતાણાના બહારવટીઆ હીપા ખુમાણના દીકરા ચાંપા ખુમાણે, મધરાતે પોતાનાં બન્ને પડખાં વીંધીને ગોળી ચાલી ગયેલી તો યે જરા યે સીસકારો ન કરતાં, ધીંગાણે સંગાણ ન પડે તે ખાતર, ઘોડી પર બેઠાં બેઠાં જ નેવાનું નળીયુ લઈ, બે ટુકડા કરી, કમ્મરની બન્ને બાજુએ ચાંપી દઈ, ઉપર પાટો કસકસાવી લોહીને રોકી રાખ્યું હતું. કોઈને જાણ પણ થવા દીધી નહોતી. ઓખામંડળના દરિયામાંથી સરકારી આગબોટ જ્યારે શંખોદ્ધાર બેટનાં મંદિરોનાં ચોગાનોમાં ધુપચાટ ગોળાઓ (એટલે કે નીચે

પડીને ફાટનારા ગોળાઓ) વરસાવી રહી હતી, તે વેળા વાઘેર બહાર-વટીઆઓ ગોદડાંના ભીના ગાભા લઈને ગોળા સામે દોટ મૂકી એ ગોળાને ફાટતા પહેલાં તો દબાવી બુઝાવી નાખતા. વાલા નામોરીના સાથીઓ, ગોર્ડન સાહેબે મોકલાવેલા કેફી લાડવાનો નશો નસોમાં ચડી ગયા પછી પણ નાસીને રણમાં રેતીના ઓટા કરી યુદ્ધ લડેલા હતા. જીવલેણ જખમો થયા પછી પણ પડીને, સૂઇને, ધુળ ચાટતા ન મરવું, પણ બેઠા બેઠા, 'નથી મર્યા, જીવતા છીએ,' એવો મોરો રાખીને શ્વાસ છોડવા, શ્વાસ નીકળી ગયા પછી પણ શબનું બેઠા રહેવું: એ તેઓનું અભિમાન હતું. મોતની સજા પામેલા મેર બહારવટીઆ હરભમ રાતડીઆએ પોરબંદરની તોપ સાથે બંધાવાની ના પાડી, પોતાની મેળે જ તોપના મુખને બાથ ભરીને ઉડી જવું પસંદ કર્યું હતું.

## શત્રુતાનો પ્રકાર

રાજસત્તાઓની પરિભાષામાં આ સર્વ લોકોને 'હરામખોરો' અથવા 'બદમાશો' શબ્દથી ઓળખાવવામાં આવે છે. પરંતુ કેટલાએકનો શત્રુઓ પ્રતિનો વર્તાવ ઘણી ખાનદાનીથી ભરેલો હતો. હરામખોરો એવી ખાનદાની બતાવી શકે જ નહિ. જોગીદાસ ખુમાણ પોતાના શત્રુ ઠાકોર વજેસંગજીના પુત્ર કેસરીસંગનું મૃત્યુ થતાં ગુપ્ત વેશે શિહોરમાં લૌકિકે જાય, ઠાકોરનાં રાણી નાનીબાને વગડામાં રાત્રિયે રાધા ચાવડા નામના લૂંટારાના હાથમાંથી ઉગારી છેક ભાવનગરના સીમાડામાં મૂકી જાય, ઠાકોરની દીકરી—તે પણ રાણીની નહિ, રખાતની દીકરી—ના ગામ ભાટકીને પાદર નીકળી, પોતાની દીકરીનું ગામ સમજી ન લૂંટે. એ બદમાશના લક્ષણ ન હોય. વાઘેર બહારવટીઆ, હાથમાં ભરી બંદૂકો છે છતાં "લાખુંના પાળનારને ન મરાય" એ બિરદ રાખી રાજબહાદૂર જાલમસંગને મારતા નથી, પણ "રાજા બહાદૂર! તારી ભેટનો જમૈયા સંભાળજે!" એટલુ કહી ગોળી છોડે: જમૈયો ઉડાવી નાખે: એ શત્રુધર્મ. બીજો પ્રસંગ: સરકારી સૈન્યથી હારીને વાઘેરો દ્વારિકા છોડી નાઠા જ ત્યારે મકનપુર ગામના વાઘેર સૂમણા કુંભાણીએ રાત્રિના અંધારામાં રસ્તે એક આદમીને પડેલો દીઠો. પડકાર્યો કે "કોણ તું?" પડેલા માણસે જવાબ દીધો: "હું તારો શત્રુ: તારી સવેલી સ્રીને ઉપાડી જનાર." "કોણ વસઇવાળો વેરસી?" "હા, અટાણે તારો વેર વાળવાનો સમો છે, મને ઝટ ટૂંકો કર." "વેર અટાણે ન વાળું. અટાણે તો તું

મારો ભાઈ થા. વેર તો હું પછી વાળીશ." એમ કહી તે જખ્મી શત્રુને પીઠ પર ઉપાડી, વસઇ ગામે મૂકી આવ્યો. વાલો બહારવટીઓ પોતાના એક મીયાણા દુશ્મનને સામે ચાલ્યો આવતો દેખે છે : ગોળી ચલાવે છે: એક પછી એક સાત ગોળી મારી પણ શત્રુને એકેય પણ ન આંટી : બંદૂક મેલીને વાલો સામે ચાલી : "આવ બેલી આવ, તારી બાજરી હજી બાકી છે. ખુદાની ઉપરવટ મારે નથી થાવું. આવ, કસુંબો પીએ." એમ કહીને આદર આપે છે. બીજા એક દુશ્મનને છેક કચ્છના દેપળા ગામ સુધી મારવા ગયેલા: એ સંધી શત્રુએ આવીને પોકાર કર્યો કે "એ વાલા! તારી ગા." વાલે કહ્યું. "ગા થાછ? દે ભાંભરડા!" શત્રુએ ત્રણ વાર ભાંભરડા દીધા, અને એને ગાય ગણી વાલાએ છોડી દીધો. વાઘેરોને માટે તો સત્તાવાર બોલાય છે કે નાસતા શત્રુને તેઓ "પેમ ભજે! બાપા ન ભાગો! માનું દૂધ ન લજાવો!" એવા શૂરાતનના પડકારા કરતા. બનતા સુધી ભાગતા શત્રુ ઉપર ઘા ન કરતા.

જુનસભર્યો કાદુ, પોતાનાં કુળ પર કારમાં વીતકો વીતાવનાર પોલીટીકલ એજન્ટ સ્કૉટને ઠાર મારવા જતાં, ઘોડાગાડી ચુકે, બીજી ગાડીમાં બેઠેલ અન્ય ગોરાને કે સ્કૉટની મડમને ન મારે, જેકસન સાહેબ એને નિરાશાજનક જવાબ દેવા જંગલમાં એકલો મળે ત્યારે પણ જેકસનને બાન ન ઝાલે, એ સ્વાર્થત્યાગમાં ખરો શત્રુ-ધર્મ રહેલો છે.

ભામો જત બળીઆરાના ડુંગર પર એક જ સાથીના સાથમાં ગાફલ બનીને બેઠો છે: ઓચીંતો શત્રુની ફોજે ઘેરી લીધો: શત્રુના મીરે સામેથી પડકાર્યો કે "હવે ભીમો ભાગે નહિ. જણનારી લાજે!" ભીમો ઉભો રહ્યો: શત્રુઓને હાકલ દીધી કે "તમે મને મારી નાખશો એમાં તો શક નથી. પણ મર્દની રમત જોવી હોય તો આડ હથિયારે આવી જાઓ!" તલવારની રમત મંડાય : ભીમાએ ઠેકી ઠેકીને દુશ્મનોને વાંસાના ઘા કર્યા: ને પછી દગાથી એનો દેહ પડ: એ કથામાં પણ શૌર્યની ખાનદાની છે. આવો શત્રુધર્મ જે ન બતાવી શકયા તેણે પોતાના સાથીઓની ને પ્રજાની દિલસોજી ગુમાવી હતી. બાવાવાળાએ મદાંધ બની પોતાના શત્રુ હરસૂરવાળાને સાંતી હાંકતો કર્યો: મિત્રો કહે 'બાવાવાળા! એને બે ઝાળાં તો દે!' બાવાની છાતીએથી ન છુટયું: સાથી રીસાઇને ચાલ્યા ગયા: શત્રુધર્મ સમજવાની ના પાડનાર બાવાવાળાનો એણે થોડે દિવસે નાશ કર્યો.

## બહારવટીઆની વીરપૂજા

સાચો બહારવટીઓ પોતાનામાં જેટલું વીરત્વ પ્રગટાવી શકતો તેટલો સામા શત્રુના વીરત્વને પણ સન્માન આપી શકતો હતો. મોવર તો નયો લુંટારો હોવા છતાં પેલા પારકરના બહાદુર વેપારી વાણીઆને એક તલવારે પોતાની આખી ટોળી સામે આવતો ભાળી 'રંગ તુને !' પોકારી વણલુંટયે ચાલ્યા ગયા: સામન્ટના મોલ પર હતબાર રાખી સરકારને શરણ થયા: વાઘેર બહારવટીઆ જોધામાણેક એકલા દ્વારકા જઈ બાર્ટન સાહેબની સાથે આગોતી પણ ઓળખાણ વિના, કેવળ એના સંદેશા પર વિશ્વાસ ધરી મુલાકાત લીધી : અને મૂળુ માણેક એ જ વિશ્વાસે હથીઆર છોડવા જતા ફસાઇ ગયા : શત્રુઓની ઉપર આવો વિશ્વાસ મૂકવાની સાફદિલ હામત બીકુ ચોરડાકુઓમાં નથી હોતી. દગાની દહેશત ન રાખે એવું વીરત્વ આ લોકોની છાતી નીચેથી અનેક વાર ડોકિયા કરી જતું. એના સર્વોત્તમ દૃષ્ટાંતનો કિસ્સો આભ-પરા ડુંગર ઉપર એક આરબનો બની ગયો છે. વાઘેરોના હલ્લા થતાં આખી ફોજ ભાગી તેમાંથી ફક્ત એક જ જુવાન આરબ 'હમ નહિ હટેગા ! નીમક ખાયા !' કહી ઉભો રહે, એટલે એ વીરતા પર મુગ્ધ બની વાઘેરો એને રસ્તો દઈ દે: પણ પોતાના ધણીના સરંજામ પરથી આરબ મર્યા પહેલાં ખસવાની ના પાડે, એટલે બહારવટીઓ પણ એને એકને સામટા જણ થઈને મારવાની ના પાડે. આખો દાયરો બેસે, એકેક બહારવટીઓ એ આરબ સામે લડે, છેવટે આરબ પડે, અને બહારવટીઆ એની રીતસર મૈયત કાઢી દફનાવે: એ ઘટના એક નજરે જોનાર શત્રુ-સૈનિકને મુખેથી કહેવાની આવી છે. સ્કોટ કૃત 'આઈવેન હો' નામક નવલમાં રોબીનહુડ વિષે પણ આવી જ કથા આલેખાઇ છે.

## ઇતિહાસ કે કલ્પના ?

આ બધી ઘટનાઓ વિલક્ષણ હોવાને કારણે અસંભવિત હોવાની પણ શંકા પડે. આ કિસ્સાઓ ક્યાંયે નોંધાયા નથી. બહારવટીઆની વિરોધી સત્તાઓને દફતરે તો એને સ્થાન જ ન સંભવે. સહજ છે કે એ દફતરો બહારવટીઆઓને હરામખોરો, લૂંટારાઓ, બળવાખોરો એવા શબ્દોમાં જ વર્ણવે ને બહારવટીઆની શામળી બાજુ રજુ કરી એને વધુ શામળી બનાવવાનો પ્રયત્ન કરે. તેમ બીજી બાજુ લોકોને પણ પોતાના સારાનરસા તમામ અનુભવો છુપાવવામાં જ પોતાની સલામતી લાગતી હોય. બહારવટીઆ સાથે પડેલા પ્રસંગો પકડાઈ જતાં વસ્તીને રાજસત્તાનો ખોફ વ્હોરવો પડતો; તેથી તેઓ પણ ચુપ રહ્યા

હોય. ધીમે ધીમે સમય જતાં, રાજસત્તાનો ભય ઉતરી જતાં, લોકોમા એ બહારવટીઆની ઘટનાઓ ઉખળવા લાગે છે. શિયાળુ રાત્રિઓની સગડીઓ એ કથાઓ વડે વધુ ઉષ્માવંત બની રહે છે, વાડીઓની વડ-ઘટાઓ, ગામના ચોરાઓ, અને ડેલી દોઢીના હાયરાઓ એ જૂની છુપાવેલી વાતો વડે વધુ પ્રદીપ્ત થઇ રહે છે. અને છતાં નામઠામ સંડોવ્યા વગર જ ઘણી વાતો મોઘમ ઉચ્ચારવી પડે છે. એમાં કાંઈક વીરત્વ ઉપરની માનબુદ્ધિથી પ્રેરાઇને, તેમજ કાંઈક કલ્પનાના રંગે રંગાઇને, કવિ કાવ્ય રચે તે પ્રમાણે પ્રજા ય આ બહારવટીઆની આસપાસ નૂતન ઘટનાઓ ગુંથી કાઢતી હશે. ઇંગ્લાંડના કેટલાએક ઇતિહાસકારો પણ એ મત ધરાવે છે. *રોબીનહૂડની ઘણી ઘટનાઓ કપોલકલ્પિત હોવાનું કહેવાય છે. અથવા ઘણી ઘણી, ભિન્ન ભિન્ન સ્થળો તેમજ વ્યક્તિ પરત્વે બની ગએલી બોલાતી ઘટનાઓનો સમુચ્ચય કરીને મેઘધનુષના રંગસમુચ્ચય સરીખો એક બલવાન વીર ઘડ્યો હોવાનું પણ બોલાય છે. માનવી મરી ગયા પછી અમુક સમયે એના સ્મૃતિચિત્રમાં એવાં અવનવાં તેજ-છાયા પૂરવાની લોક-પ્રકૃતિ જગજાહેર છે. દાખલા તરીકે મોવર સંધવાણીએ એક સાહેબની મડમને ઉઠાવી જઇ પોતાના રહેઠાણમાં બ્હેન કરી રાખીને છેવટે એક હજાર રૂપીઆનું કાપડું આપી સાહેબને પાછી સુપ્રત કરી, એ વાત સારી પેઠે પ્રચલિત છતાં, એના જ એક સંગાથી બહારવટીઆએ (એ જીવે છે) નિર્મૂલ કહી છે. (પરંતુ એથી ઉલટું કાદુ ને જેક્સનની, કાદુ ને હંફ્રીની મડમની, વગેરે ઘટનાઓને સજ્જડ સાક્ષીપૂરાવા છે.)

આ કથાઓમાં એવું Picturesque-કલ્પનાપ્રધાન તત્વ કેટલું છે ને સત્ય કેટલું છે, તે નિર્ણય થવો મુશ્કેલ છે. કેવળ ચારણોની જ પાસેથી મળેલી આ કથાઓ નથી. પણ ચારણો, ભાટો, બહારવટીઆના સંગાથીઓ, પોલીસખાતાંના જૂના અધિકારીઓ, અમુક બહારવટીઆની સામે હથીઆર લડેલા ગીસ્તના માણસો વગેરે પાસેથી પૂછી પૂછી, બનતી મહેનતે સરખાવી સરખાવી એકઠી કરેલી આ ઘટનાઓ છે. બહારવટીઆના સંગાથમાં જેઓ બહારવટે નીકળેલા, તેવાઓ પાસેથી

*"Nothing would be more natural than the gradual clustering of tales round a hero. Robinhood himself is a good example of this. Some remarkable ballads give expression to his dallying exploits and hairbreadth escapes."

પણ મળ્યા તેટલાના મુખબોલ ઝીલ્યા છે. તેમ છતાં કલ્પનાના સંભારથી આ કથાઓ છેક જ મુક્ત હોવાની ખોળાધારી કોઇથી ન જ લેવાય. ઐતિહાસિક સામગ્રીઓના સંપાદક તરીકેની ફરજ અદા કરવા જતા એકપણ કલ્પિત fictitious—પાત્ર ન ઉમેરવાની ચિવટ રખાઈ છે, પરંતુ ઘટના વર્ણવવા જતાં સંપાદક લોકોક્ત વૃત્તાંતને ચાહે તેટલો વફાદાર રહ્યો હોય છતાં એમાં એ પોતે પોતાના મન પર પડેલા રંગોની મિલાવટ કર્યા વિના રહી શકતો નથી. ખુદ પાત્ર સાથે એને તદ્દવૃત્તિ સાધવી જ પડે છે. પાત્રની ઐતિહાસિક પ્રકૃતિ તેમજ અન્ય આછી ઘાટી રેખાઓ પામી ગયા પછી એ વર્ણનની વિગતો તો પોતે જ ઘણે ઘણે ઠેકાણે પૂરી લે છે. પોતે કથારૂપે કહેવા જતાં કથાની ઐતિહાસિક મર્યાદાને માન આપતો હોય છે, અને છતાં ઐતિહાસિક વસ્તુનું કેવળ 'રીપોર્ટીંગ' કરવાનું પણ એને પાલવતું નથી. આ બધી સંકડામણ વચ્ચે ઇતિહાસ ઉપર થોડો ઘણો વરખ ચડયા વિના રહી ન જ શકે. મુખપરંપરાએ ચાલી આવતી ઘટનાને એ રીતે અનેક કલ્પના-પુટો ને ભાવના-પુટો ચડયા જ હોય છે. જેમ સમય લાંબો જાય, તેમ તેમ એ પોપડાના થર વધુ જાડા થતા જાય છે.

પરંતુ આપણી આ ઘટનાઓ હજુ બહુ જૂનીપુરાણી નથી. એને હજુ કેટલાક નજરોનજરના સાક્ષીઓ હોવાનો લાભ છે. એનુ આલેખન પણ નવલકથાની નવસર્જક શૈલીએ અને વિગત પાત્ર કે સ્થલનાં બંધનોથી મુક્ત બીનજવાબદારીની રીતે નથી થયું. તેટલી તેની વિશ્વસનીયતા વધે છે. દરેકેદરેક ઘટનાવાર, સંપાદકને કેટલું વસ્તુ મૂળ મળેલું, અને તેમાં પોતે કેટલો ઘાટ પોતાની કલમ વડે આપ્યો છે, એ બતાવવું અત્રે ટુંકી જગ્યામાં વિકટ બને છે. પણ સંપાદક પોતે ખાત્રી આપે છે કે પાત્ર તેમજ પ્રસંગને માત્ર proper perspective માં મૂકી શકાય, તેટલી શબ્દ-યોજના યોજ્યા સિવાય એણે લગારે છુટ પોતાની કલ્પનાને લેવા દીધી નથી. અને તેથી જ 'બહારવટાં' વિષેના આ તુલનાત્મક લેખમા એ ઘટનાઓની સાક્ષી ટાંકવાનું ઉચિત ધાર્યું છે.

## અંગ્રેજો પર દાઝ

બહારવટીઆ માંહેના ઘણા ખરા, જેને અંગ્રેજ રાજસત્તા સાથે અથડાવું પડેલું છે, તેઓની મુરાદ હમેશાં ગોરા અમલદારો સાથે મુકાબલો કરવાની રહેતી. ગોરાને મ્હાત કરવામાં તેઓએ પોતાનું ગૌરવ માન્યું હતું : બાવાવાળાએ ગ્રાંટને ઝાલી ચાર મહિના રાખ્યો.

[અને એ ઝાલવુ સ્હેલું નહિ થઇ પડયું હોય. 'હું હથીયાર વિનાનો હતો' એ કેપ્ટન ગ્રાંટની વાત [સો. બ. ભા. ૧ પા. ૫૩ ] ન માની શકાય તેવી છે. સૌરાષ્ટ્રને કિનારે વાંચીઆને તારાજ કરવા આવેલો લશ્કરી ગોરો, દીવ–અમરેલી વચ્ચેની ઘોર ગીરને વટાવતી વેળા, જોગીદાસ ખાવાવાળો વગેરેનાં બહારવટાં વિષે અજાણ્યો બની, હિંસક પ્રાણીઓની પણ ધાસ્તી વિના, એવા મારામારીના સમયમાં કેવળ એક કુમચીભેર જ ઘોડેસ્વાર બની ચાલ્યો આવે, એ વાત જ અસંભવિત છે. આજે શાંતિના યુગમાં પણ ભાગ્યે જ કોઈ અંગ્રેજબચ્ચાની કમર અથવા ગજવું રીવાલ્વર વિનાનાં હશે, તો પછી તે યુગમાં શું ગોરો એટલો ગાફલ રહે? નક્કી ગ્રાંટને છતે હથીઆરે જ કાઠી લટવૈયાઓએ દબાવી દીધા હશે.] ચાંપરાજવાળાએ ભાણીઆના ડુંગર પર એક લશ્કરી સાહેબને ફુંકયો. વાઘેરોએ બેટ અને દ્વારકાની લડાઇમાં સોલ્જરોને કતલ કરવા ઉપરાંત માછરડા પર હેબટ લાટૂશને ઉડાવ્યા. વાલા નામોરીએ મરતાં મરતાં પોતાને ઝેર આપનાર ગૅાર્ડનને ગોળીએ વીંધ્યો. જોગીદાસ ખુમાણને ઝાલવા પોલીટીકલ એજન્ટ બાર્ટન પોતે અમરેલી આવી ફોજ ગોઠવતો હતો એ છતાં ગોરાના પડકારથી કાઠી ટર્યો નહિ. કાદુની રૅકૉટ પર દાઝ: જુમલાન સૂટર ન મર્યાનો રહી ગએલ વસવસો: એ બધામા વ્યક્ત થતી, અંગ્રેજો પરની દાઝ આવા આવા દોહામાં ઉતરી :

**ટોપી ને તરવાર નર કોઇને નમે નહિ**
**સાહેબને મહિના ચાર બાંધી રાખ્યો તેં બાવલા!**

**ઘંટ ફરતો ઘણું. હળવા કજ દાણા**
**(એને) મ્હોં બાંધીને માણા ! બેસારી રાખ્યો બાવલા !**

**વશ કીધો વેલણનો ધણી ગરમાં ઘંટને જે,**
**(એની) વાળા ! વલ્યાતે, ખુંખું પૂગી બાવલા !**

**વીકે સરવૈયા વાઢીયા રણુગેલા રજપૂત,**
**'ભાણીયાને ડુંગર ભૂત સાહેબને સરજ્યો ચાંપરાજ!**

**માણેકે સીંચોડો માંડિયો ધધકે લોહીની ધાર,**
**સોજીરની કીધી શેરડી, ઓર્યા ભડ ઓનાડ.**

**સોજીરને સોઝા કરી, વાઢે નર વંકા.**
**જોધો ધીંગાણે ઝૂઝણો (એના) દલ્લી લગ ડંકા.**

**મૂળવે અંગરેજ મારીઆ, (એના) કાગળ પૂગા કાંચી,**
**અંતરમાં મહયમ ઉદરકે, સૈયરૂં વાત સાચી?**

**તારી જે ટપાલું તણા, વલ્યાતે કાગળ વંચાય,**
(ત્યાં તો) **મડચુ બંગલા માંય વાળે મોઢાં વાલીયા!**

આ રીતે અંગ્રેજોની સત્તા સામે તેઓએ કશા પ્રભાવથી અંજાયા વગર મુકાબલો કરી દેખાડ્યો હતો. ગોરાને એણે કદિ પોતાનાથી ઉંચેરો, ઇશ્વરાવર અથવા સાર્વભૌમ ગણ્યો નથી. ગોરાની ખોટી પ્રતિષ્ઠા લોકોના માનસ પર ન ઠસવા દેવામાં આ ઘટનાઓનો હિસ્સો છે.

શા માટે તેઓએ અંગ્રેજ સત્તા તરફ આટલી ઘૃણા પ્રદર્શિત કરી? અંગ્રેજ સત્તા આહીં બેસીને કાયદા અને વ્યવસ્થાનું સુદૃઢ શાસન ચલાવશે તો પોતાનું ગેરકાયદેસર સ્વચ્છંદી જીવન રુંધાઇ જશે તે બ્હીકે? કે અંગ્રેજ રાજસત્તા સૌરાષ્ટ્રના હિતને હાનિ પહોંચાડી કબજો કરી બેસશે તે ભવથી?

ઇતિહાસ વાંચતાં આપણને બે કારણો સૂઝે છે: ૧. અંગ્રેજ આહીં મધ્યસ્થ સત્તા બની ન્યાય અપાવવા નહોતા આવ્યા, પણ ગાયકવાડ, ભાવનગર વગેરે મોટાં રાજ્યોની મદદે આવી એણે પોતાના સૈન્યબળ વડે નાના જમીનદારોને ઠેર કર્યા હતા. એ લોક–માન્યતા: દૃષ્ટાંત રૂપે જોગીદાસ ખુમાણ.

૨. ઇ. ઇ. કં. નો નિમકહરામ આખા હિન્દમાં સુપ્રસિદ્ધ હતો. બહારના તીર્થયાત્રીઓ સૌરાષ્ટ્ર ઉતરી એની વાતો ફેલાવતા.

એ તિરસ્કાર અને તુચ્છકારથી જ મેરાઇને વાઘેરોએ અંગ્રેજોને 'ચાંચડિયા પગવાળા : સાંથરાના પગવાળા' કહ્યા હતા. અને વાઘેરોની પાસેથી મૂળ ઓખામંડળ આંચકી લેવામાં મરાઠાઓને મદદ કરનાર પણ અંગ્રેજ જ હતા. એ વાતના ડંશ વાઘેરોને જેવા તેવા નહોતા.*

---

* કીનકેઇડ : Outlaws of Kathiawar : પાનું ૩૫

"He (Jodha manik) came, as his name indicates, from the Manik Stock that at one time ruled Dwarka and Okha Mandal, before the Mahrattas, **with** British assistance, established themselves therein"

## બહારવટીઆનાં કાવ્યો

જ્યાં જ્યાં વીરતા અને દિલાવરી ગઇ, ત્યાં ત્યાં લોકોની કવિતા પણ યશ ગાતી પાછળ ચાલી બહારવટીઆનાં પ્રેમશૌર્યે કવિતાને આકર્ષી છે: યુરોપમાં પણ પ્રો. ગમીઅર લખે છે તેમ-"The outlaw, now as an humble poacher and now as an ideal champion of the rights of man against church and state, is a natural favourite of the ballad muse"-એ રીતે બહારવટીઓ કાવ્યનું પ્રિય પાત્ર બન્યો છે. (એક નમૂનો પાછળ આવી ગયો છે.) સોરઠી બહારવટીઆનાં પ્રશસ્તિ-ગીતોના પ્રકારો આટલા છે.

૧. ગ્રામ્ય નારીઓએ રચાગાયા રાસડા: સ્ત્રીહૃદયને મૃત્યુની કરુણતા વિશેષ સ્પર્શતી તેથી એને કંઠથી આવા મરશીઆ નીતર્યા :

**આડે ડુંગરથી ઉતર્યો નાથો, માઠાં શુકન થાય,**
**ડાબા ભેરવ કળકળે નાથા! જમણાં જાંગર જાય,**
**મોઢાને મારવો નોતો રે ભગત તો સાગનો સોટો.**

એવું જ ભાવાવાળાનું ગીત. એવું જ "છતરીનું છલને નોતો મારવો"

૨. રાવણહથ્થાવાળા નાયણાવાળો, અથવા કાફીઓ રચીને ગાનારા ફકીરોદરતગીરોના ગીતો: પોતાનાં તંતુ-વાદ્યોના તાર પર ચડી શકે તેવા ઢાળો પસંદ કરીને તેઓએ રચના કરી. એમા વૈવિધ્ય મૂક્યું. એની શબ્દ-રચનામાંથી સંગ્રામ-સૂર (trumpetlike sound) સર્જ્યાં. વસ્તુ પરતા વખાણો લેપ્યા, છતાં ઇતિહાસનું આછેરું નિરૂપણ કર્યું. જુઓ :

**ભુજવાળાનું ગામ ભાંગ્યું ને ફોજું ચડિયું હજાર,**
**ઉંટ ઘોડાં તેં આડા દીધાં રે, ધીંગાણું કીધું ધરાર**
**નામોરીનો નર છે વંકો રે વાલા! તારો દેશમાં ડંકો!**

આ ઢાળ સરલ ને વેગીલો હોવાથી વારંવાર વપરાયો. વળી વાઘેરો વિષેની કાફીઓ એક નવો જ ચીલો પાડે :

**કોડીનાર મારીને જાય**
**ઓખેજો રાજા કોડીનાર મારીને જાય.**
**ગોમતીજો રાજા કોડીનાર મારીને જાય.**

આને માટે કીનકેઇડ કહે છે : "...is written in gay jingling metre, and affords relief after the somewhat wearisome quatrains of the Kathi bards."

એટલે કે આ કાફીઓ એકતાનતાનો કંટાળો તોડે છે, અને રણગીતની અસર એવડી વધારે છે. વળી માત્ર પ્રશસ્તિથી જ ન અટકતાં કાફીના કવિઓએ તો અક્કેક કડીમાં અક્કેક ઘટના મૂકી છે : કોડીનાર ભાંગ્યાની ઠીક ઠીક કથા એ ગીતમાં વર્ણવી દીધી છે. [સો. બ. ૨ : પા. ૧૪૪] વાઘેરોની બીજી ત્રણે મશહૂર કાફીઓ પણ એજ બંધારણને અનુસરે છે :

**ના રે છડિયાં હથીઆર અલા લા !**
**પાંજે મરણું જો હકડી વાર, દેવોભા ચેતો,**
**સુરૂભા વંકડા ! ના છડિયાં હથીઆર !**

આ છે Burden of the song : ગીતનો ટેક : માછરડાની ધાર પરના મશહૂર ધીંગાણામાં દેવાની દૃઢતા ને હથીઆર છોડવા કરતાં મરી ફીટવાની તત્પરતા બતાવતું, રણવાદ્યની માફક રોમાંચ ખડાં કરતું આ ગીત એ એક ઘટનાને આધારે વાઘેરોના બીજાં જાણીતાં ધીંગાણાની પણ ટીપ નોંધે છે. જુઓ : [ સો. બ. ૨ : પા. ૧૯૬ ]

**પેલો ધીંગાણો પીપરડીજો કીયો ઉતે**
**કિને ન ખાધી માર દેવોભા ચેતો,**
**સુરૂભા વંકડા ! ના છડિયાં તલવાર.**

પરંતુ રણગીતની રોમાંચક અસર છાંટનારી, ધીરવીરનું જીવન્ત સ્વરૂપ આલેખનારી અને શબ્દ-રચનાની શ્રેષ્ઠ રુચિ બતાવનારી કાફી તો છે જોધા વિષેની : જોધો કેવે રુપે બહારવટે ચડ્યા ? [સો. બ. ૨ પા. ૧૩૩]

**મનડો મોલાસેં લગાયો**
**જોધો માણેક રૂપમેં આયો.**

**કેસર કપડાં અલા ! લા ! માણેકે રંગીઆં ને**
**તરવારેસેં રમાયો—જોધો૦**

**જોધા માણેકજી ચડી અસવારી લા ! લા**
**સતીયેંકે સીસ નમાયો—જોધો૦**

ઉપલા બન્ને પ્રકારોમાં કાવ્યત્વ ઓછું : રસાલંકાર નજીવો : શબ્દો છેક જ સાદા : શબ્દ-રચના શિથિલ : એની કર્કશતા ઘસીને

સાહિત્યના લીસા પાસા પાડવાનો યત્ન નથી : પ્રસંગોનું ઝીણું વિવરણ પણ નહિ : એટલે કેવળ રાવણહથ્થાના વાદનની સાથે જ આ ગીતો જામતાં થાય : "Combining narrative system with a lyric form" : "The verse is often crude, the tune is often coarse, but not seldom they have a genuine music." આ શબ્દો બરાબર આ વિભાગને લાગુ પડે છે.

ક. ચારણી દોહાગીતો. આ દોહાઓ જૂની પ્રેમકથાઓમાં છે તેવા, બહારવટાંની સાંગોપાંગ ઘટનાઓના સાંકળેલા નહિ, પણ કાં કોઇ કોઇ પ્રસંગમાંથી પ્રેરિત, કાં બહારવટીઆના કોઇ ખાસ લક્ષણના દ્યોતક, કાં માત્ર શૌર્યપ્રેરક, અથવા તો કેવળ વધુ પડતી સ્તુતિના વાહક બને છે. જુઓ પ્રસંગવર્ણન : રામવાળાએ એક પાટીદાર ફોજદારને ઈંગોરાળામાં ઠાર કર્યો: એનો સૂચક દોહો રચાયો :

**કણબી આવ્યો તો કાઠચમાં, એ લેવા ઇનામ**
**ગરવાળાને ગામ રફલે ધબ્યો રામડા!**

આ પ્રકારના અનેક દુહાઓમાં ઘટનાનું વર્ણન નથી. ફક્ત ઉલ્લેખ છે. રામવાળાની પ્રશસ્તિ છે. આમ ઘટનાવર્ણનો Balladના માત્ર અંકુરો જ બનીને અટકી ગયા. રચનારાઓનું ધ્યાન સ્તુતિ પર જ રહ્યું. જુઓ:

**જમૈયો જાલમસંગરો, ભાંજ્યો તેં ભોપાળ!**
**દેવે જંજાળ્યું છોડિયું, ગો ઉડે એંધાણ.**

એમાં રાનબહાદુર જાલમસંગની કમરનો જમૈયો કેવા સંજોગોમાં વાઘેરોએ ઉઠાવી મૂક્યો, તેનું બયાન નથી. એટલે આ દુહાઓ યુરોપી 'Ballad'ને પદે ન બેસી શકે, છતાં એમાં રણગીતની નાદધ્વનિઓ જામેલ છે. હવે બહારવટીઆનાં વિશિષ્ટ લક્ષણો દાખવતા દુહા વધુ બલવંત છે. જુઓ જોગીદાસના દુહા :

**પરનારી પેખી નહિ, મીટે માણારા!**
**શૃંગી રખ્ય ચળિયા, જીવણ જોગીદાસીઆ!**

એ બહારવટીઆનું ઉગ્ર શિયળવ્રત સચોટ શૈલીએ દાખવે છે. પછી

**કુંકે ટોપી ફેરવે, વાદી છાંડે વાદ**
**નાવે કંડીએ નાગ ઝાંઝડ જોગીદાસીઆ!**

એ એનું અજેયપણું બતાવે છે. એ રીતે વાઘેરોના બહારવટાંનો મુખ્ય સૂર અંગ્રેજો સામે 'અણનમ મસ્તક'નો હોવાથી કવિઓએ એ ભાવ વધુ જોરથી પકડ્યો :

**મૂછો મૂછે હાથ, બીજો તરવારે તવાં,**
**હત જો ત્રીજો હાથ, (તો) નર અંગ્રેજ આગળ નમત.**

કોઇકોઇ વાર કવિએ કાવ્યની વિલક્ષણ ચમત્કૃતિ પણ મૂકી દીધી:

**ચાવ્યો ચવાય નહિ, રાંધ્યો નો રંધાય,**
**મામદના [ મુખમાંય થીયો કાંકરો કવટાઉત.**

કવાટજીનો પુત્ર જેસોજી બહારવટીઓ તો મામદશાહ સૂબાના મ્હોંમાં જમતાં જમતાં કાંકરા આવી ગયા હોય તેવો જાગ્યો : મુખમાંનો કોળીઓ બહાર કઢાવ્યા વિના રહે જ નહિ.

જે સંકલનાબદ્ધ સમગ્ર કથા ચારણ આ દુહામાં ન કથી શક્યો, તે તેણે એક બીજી જ રચના વાટે કથવાનો યત્ન કર્યો છે : એને કહેવાય છે 'ગીત.' એનું 'ગીત' એવું નામ જ જૂઠું છે. એ ગવાતું નથી. કેવલ એકધારા સૂરે બોલાય છે. એનો લલકાર લટાયક છે. એનાં વૃત્તો જાંગડું, સપાખરું, સાવઝડું, સિહચલું, હરણફાળ આદિ નિરનિરાળાં નામે ઓળખાય છે. જુઓ જોગીદાસના કથા-ગીતનો નમૂનો : [ બહારવટીઆ ભા. ૨ : પા. ૭૯ ]

**પડ ચડિયો જે દિ' જોગડો પીઠો**
**આકડિયા ખાગે અરડીંગ;**
**જરદ કસી મરદે અંગ જડિયાં**
**સમવડિયા અડિયા તરસીંગ.**

**જુધ કરવા કારણ રણ ઝૂટા**
**સાંકળ તોડ બછૂટા સિંહ;**
**માંડે બેધ બેધ ખુમાણા,**
**લોહ તણે સર જાણે લીંહ.**

એવી ત્રીસ કડીઓનું ગીત : પરંતુ વિષય એક જ : જોગીદાસ રાણે ચડ્યો : બીજા કાઠીઓએ દગાથી એને સોંપી દીધો : ને વજેસંગજી ઠાકોરે એને માફી દીધી : બસ. બહારવટીઆના બહુરંગી જીવન-પ્રસંગો ક્યાંયે ન આવ્યા. કારણ, ચારણી રચનાનો એ હેતુ વિગતો આપવાનો

નહોતો, પણ એક જ ભાવના ઉઠાવી શબ્દગુંથણી વડે સ્તુતિની, શૌર્યની, કરુણતાની અસર નીપજાવવાનો જ હતો. હવે લઇએ વાઘેરોનુ ચારણી ગીત : [એ અપ્રસિદ્ધ છે: 'રણ-ગીતો' નામે સંગ્રહમાં છપાશે.]

**મેળે ભોમીયા હેથાટ, જોધે દ્વારકા લહેવા મારે**
**સલાહેક કીધી સોડ સાંગાણી સકાજ;**
**ગાયકવાડકા થાણા મારી લીજે ગઢ ગ્રાસ,**
**રાહો રાણા જાણે એમ ઘરે કીજે રાજ.**

[સંખ્યાબંધ ભોમીઆ ભેળા કરી, મારી ઝૂડીને દ્વારકા જીતવા માટે જોધાએ મસલતો કરી. ગાયકવાડનું થાણું નષ્ટ કરીને ગઢગરાસ લઇ લેશું, ને મોટા રાવરાણા જાણે તેમ આપણું રાજ ઘેર કરશું. (એવા મનસૂબા બાંધ્યા.)]

**જોધા એસા વીધા મૂળુ, સમૈયા ને રવા જકે**
**ભાંજણા મેંગળા જૂથ શાદુળા ભુજાળ;**
**માણેક માપર્લહરા, કોપીઆ દખ્ખણી માથે**
**લડન્તા ભારથે માંડે ફાળસુ લાંકાળ.**

[જોધો, વીઘો, મૂળુ, સમૈયો ને રવો વગેરે હાથીના જૂથને ભાંગે તેવા ભુજબળા શાર્દૂલો, માપ માણેકના વંશજો દક્ષિણીઓ પર કોપી ઉઠયા.]

**હલકારે સેન ભારે પડકારે કીધી હલ્લાં,**
**સીડિયાં માંડિયાં કિલ્લે ચડી આયા સૂર;**
**પ્રોળવાળાં ત્રોડ તાળાં, દરવાજા ખોલે પરા**
**પટાળા જોધાકા આયા લોહ વાળા પૂર.**

[ભારી સૈન્યે હલકારાપડકારા કરીને હલ્લો કર્યો. સીડીઓ માંડીને શૂરા કિલ્લે ચડી આવ્યા. પરોળના તાળા તોડયાં. દરવાજા ખોલ્યા. પટાધર જોધાનું સૈન્ય લોઢાના રસના પૂર જેવું આવી પહોંચ્યું.]

પછી યુદ્ધનું નિત્યના વપરાતા શબ્દોમાં વર્ણન થયુ. અને ઘટના આગળ ચાલી:

**કોટ છોડી ભાગા એમ દખણીકા કારકૂન,**
**સાહેબ અબૂલા આગે ફર્યાદી સુણાય;**

**અરજી સૂણતાં મુખે સાહેબ બોલીઆ એમ,**
**જમીં આસમાન બીચે કાબા કહાં જાય !**

[ કોટ છોડીને દક્ષિણીનો કારકૂન (વહીવટદાર) ભાગ્યો. સાહેબ પાસે ફરીઆદી સંભળાવી. સાંભળતાં જ સાહેબ બોલ્યો કે જમીન ને આસમાનની વચ્ચે કાબાઓ (વાઘેરો) ક્યાં જશે ? ]

એ ઢબે રણ–ગીત લંબાયું. ઘણું લંબાયું. પરંતુ વિષય રહ્યો કેવળ વિષ્ટિ અને યુદ્ધનો જ. અન્ય પ્રસંગો ન આવ્યા. લોકગીતોમાં રહેલા details ના તત્વને ચારણી ગીતોમાં અવકાશ ન મળ્યો. રચનારની દૃષ્ટિમાં ઝીણવટથી આખો ઇતિહાસ આલેખવાનું નિશાન જ નહોતું. કેવળ નાદની ને અમૂક પ્રસંગની જમાવટ કરી શૂરાતન ચડાવવું હતું.

પ્રશ્ન ઉઠે છે : શું આ કવિતા અંતઃકરણની પ્રેરણામાંથી ઉઠેલી ? કે ફક્ત દ્રવ્યલાલસામાંથી ? બહારવટીઆનાં નિર્બલ તત્ત્વોને ન સ્પર્શતા માત્ર શૂરાતન ને ટેક પર શબ્દના વારિધિ ઢોળનારા ચારણો, રાવળો નાથબાવાઓ કે કાફીગીરો–એ સર્વની વાસના ક્ષુદ્ર ને એની કવિતા હીન જ હોવી જોઇએ : આવો મત ઘણાનો છે. ઘણીવાર અત્યુક્તિઓના ઓઘ ઠલવીને અનેકે કવિતાઓ વેચી છે, ને આજે એ વેચાણ ચાલુ છે તે વાત સાચી. ભોજને દરબારે સંસ્કૃત કવિઓની પણ એજ વલે થએલી. અકબર ને શિવાજીની રાજસભા પણ એ કવિતાના વિક્રયથી મુક્ત નહોતી. છેલ્લાં સાતસો વર્ષથી મનુષ્યનાં ગુણગાન કરતી કવિતાએ એક જ પંથ પર પગલાં દીધાં છે. એમાંથી ચારણો મુક્ત હોઈ શકે નહિ.

છતાં એ મનોદશાને બીજી બાજુ છે. સર્વ ગ્રામ્ય કવિઓને એવી વૃત્તિ નહોતી. અનેક હૈયાં આ લોકોની મરદાનગી, ટેક અને મૃત્યુંજય ઝીંદગી નિહાળી ઉછાળા દેતાં. એ ઉછાળાનું ઝીણું પૃથક્કરણ એક અંગ્રેજ વિદ્વાન આ રીતે કરી ગયા છે :

Treachery, then, the ballad–makers hated; cruelty they regretted; and to hurt a woman, to turn away from a fight, or to give in bofore the blood gave out, was to them dishonour. They did not think it necessary to keep the law, but then the law was not of their own making: it was either the bondage of convention or the rule of the rich. They cared little for comfort. Love and wine and gold they loved, but these are not comfort. The sleek sensual

abbot with his ambling pad and his fat money-bags, was their abhorrence. The social order which the ballad-makers imagined for themselves, was a chaotic order, a wild and blood-stained life, but as they saw it and sang of it, it was a noble choice between two sets of evils. There are grave possibilities no doubt in the life of peace and comfort, and we must hope they may some day be realized; but perhaps there is something to be said yet for the ballad-life as an ideal. With all its crimes and sorrows, it was a life of the spirit. It was full of generosity, and sincerity and courage, and above all its sad Death in his right place :

" It is but giving over of a game
" That all must lose."

[ Sir Henry Nawbolt ]

" વીરનરની મોજ મેળવવા માટે અથવા એ કશી વાન્છના વિના, ગમે તે રીતે રચાએલાં આ ગીતોના કર્તાઓએ દગલબાજીને ધિઃકાર દીધો છે; ક્રૂરતા પ્રતિ શોચ દાખવ્યો છે; કોઇ સ્ત્રીને સંતાપવી, ધીંગાણેથી ભાગવું, માથું પડે તે પહેલાં માથું નમાવવું, એ તો આ ગીતકર્તાઓને મન બદનામી સમાન હતું. ભલે તેઓએ કાયદાનું પાલન જરૂરી ન ગણ્યું. પણ કાયદા ક્યાં તેઓના પોતાના કરેલા હતા? જે કાયદાનો ભંગ તેઓએ વખાણ્યો તે કાયદા તો શ્રીમંતોએ ને સત્તાધારીઓએ કરેલા ને કાં પરાપૂર્વથી ચાલ્યા આવતા એ રૂઢિબંધો હતા.

"ઉપરાંત મોજમજાહને તેઓએ નથી ઉપાસી. બેશક બહારવટીઆનાં પ્રણયભુવન, સૂરાપાન, કે સોનાંની પ્રાપ્ત તેઓને ગમતી. પણ એ કાંઇ મોજમજાહ નહોતાં. કવિઓએ તો ચરબીભર્યાં શરીરોવાળા મહંતોની ફાંદો તરફ અને રૂપીઆની થેલીઓ તરફ તિરસ્કાર દાખવ્યો છે. ત્યારે આ સંહારકોની સ્તુતિ કરનારા કવિઓને કેવી તરેહની સમાજ-વ્યવસ્થાની કલ્પનાઓ હતી? બેશક, અંધાધુંધી અને મસ્તીખોર, લોહીથી ખરડાએલી જીવન-પ્રણાલી જ તેઓને પસંદ હતી. અને એ જીવન-ક્રમને જોઇ જોઇ એના ગાન ગાનારાઓએ એ રીતે બેમાંથી ઓછા અનિષ્ટવાળી સ્થિતિ જ પસંદ કરી લીધી હતી. શાંતિ અને આરામવાળી જીવન-દશામાં અનેક ઇષ્ટ ફલો શક્ય છે. જગત

કલ્યાણની અનેક પ્રવૃત્તિઓ તેમાં ખીલી શકે તેવું છે. અને કો દિવસ એ ખીલે તેવી આપણે આશા રાખીએ. પરંતુ આ યુદ્ધલીલ જીવન-દશાને પણ આદર્શ હતો, એવું થોડુંક બોલી શકાય તેમ એની ચાહે તેટલી ક્રૂરતા અને શોક-વેદના વચ્ચે પણ એ જીવનદ તે આત્માની—spiritની જીવનદશા હતી. એ દિલાવરી, સચ્ચાઇ ચ હીમતથી ભરપૂર હતી. એથી યે વધુ આકર્ષક તો તેમા મૃત્યુ ઉચિત સ્થાન હતું. તેઓ માનતા કે મૃત્યુ તો એક બાજી છે. બાજીમાં આખરે તો સહુએ હારવું જ સરજ્યું છે. રમી રમીને ભ છેવટે હારીએ. પણ પાસા તો ફેંકી લઇએ. એ હારમાં પ મસ્તી જ છે." [ સર હેન્રી ન્યુબોલ્ટ ]

માટે જ બહારવટીઆનાં કાવ્યોની મીઠામાં મીઠી પંક્તિઓ તેઓન મૃત્યુ વિષેની છે. મૃત્યુ પર એ કવિતાએ સુંદર અશ્રુઓ સાર્યાં છે. રુદન-સ્વરો પશ્ચાત્તાપના નથી, નિરાશાના કે સંતાપના નથી. એમાંથ તો ગુંજે છે કોઇ અગાધ મમતાના સ્વરો. એમાંથી તો વીરની મહત્તાન ઘોષ ગાજે છે :

**નારીયું નત્ય રંડાય, નર કેદિ રંડાય નહિ**
**ઓખો રંડાણો આજ, માણેક મરતે મૂળવો !**

**ગોમતીએ ઘુંઘટ તાણીઆ, રોયા રણછોડરાય,**
**મોતી હૂતું તે રોળાઈ ગીયું, માણેક ડુંગરમાંય.**

**ઈંદ્રલોકથી ઉતરીયું, રંભાઉં બોળે રૂપ**
**માણેક પરણે મૂળવો, જ્યાં ભેળા થીયા ભૂપ.**

એ શબ્દોમાં નુકશાનીના વિલાપ નથી : મુળુ માણેક પાયમાલ થઇને ભુંડે હાલે મુવા તેનો કટાક્ષ નથી. એણે આમ કર્યું માટે એની આ વલે થઇ, તે જાતનો ફેંસલો નથી. મૃત્યુમા પણ મુળુ તો 'મોતી' જ રહે છે. ઓખાભૂમિનો ભરથાર જ રહે છે. ગોમતીજીનો પણ પુત્ર જ રહે છે. રણછોડરાયને પણ રોવરાવે છે. એજ ધ્વનિ આ રહ્યો :

**રામવાળાનાં લગન આવ્યાં,**
**લગનીયાંનો ઠાઠ ગોઝારો, બોરીયો ગાળો, કયાં રોકાણો**
**રામવાળો !**

અથવા તો

**ફાંસીએ ચડતાં કંથડજી બોલીઆ,**
**આમાંથી મુને એકવાર છુટો મેલ્ય બાલુભા ભુજના રાજા!**
**છેતરીને છેલને નોતો મારવો!**
**ભોળવીને એનાં માથડાં નોતાં વાઢવાં!**

એ તમામ મૃત્યુ-ગીતોમાંથી એના એ જ સ્વરો ઉઠે છે : કે

૧. They hated treachery.

૨. It (Death) is but giving over of a game that all must lose.

ફરીફરીને એના એ સૂરો ગુંજે છે: ફરીફરી એનું એ ચિત્ર ફરે છે: મરશીઆના એ સ્વરોની અંદરથી મૃત્યુની બાજીમાં માનવ-જીવનની અનિવાર્ય હારના પાસા ખખડતા સંભળાય છે. સાંભળો :

**સંઘા શેત્રુંજા તણાં, ગ્યાં ગરવે ચીંધાણ,**
**માંસનો ધ્રવતલ મેરાણ, ગઢવી નાગરવડો ગીયો.**

[ શેત્રુંજા ડુંગર ઉપરથી ઉડીને બધાં ગીધડાં ગિરનાર ચાલ્યાં ગયાં. કેમકે આવી બોહિક્ષવાટમાં તો શત્રુઓનું માંસ ખવરાવી ધરવ કરાવનાર નાગરવ મરી ગયા. ]

**ટંક ટંક રોતી તેગ પટાળી છુટે પટે,**
**અણતમ નાગરવ એક, ગઢવી ભખ દેતલ ગીયો.**

[ કોઈ સુંદરી પોતાનો સ્વામી મરતાં, માથાના વાળની ટાગી જમણી બન્ને પાટી છૂટી મૂકીને રડે, તેમ તારી તલવાર પણ પોતાના પટા મોકળા મેલીને ટંકે ટંકે રડે છે. કેમકે દુશ્મનને કદિ ન નમનારો સ્વામી નાગરવ ગીધડાં નામે ભક્ષને દેનારો બહારવટીઓ તો ગયો ! ]

**તોળી જે કરમણ તણા ! વાળા જોવાં વાટ,**
**થોભા મોરાંનો થાટ, નાગરવડા! ભાળાં નહિ.**

[ હે કરમણના પુત્ર ! તારી તો બહુ રાહ જોઈ છું. પણ એ થોભા ને એ મુખમુદ્રાનો ઠાઠ હવે હું નહિ ભાળું. ]

# ક્રૂર આચરણો

બહારવટીઆઓનાં ઉચ્ચ તત્ત્વો બતાવી દીધા પછી આ હકીકત તો ઉભી જ રહે છે : ગામ બાળવાં, ખેડુતોનાં માથાં વાઢી ધીંસરાં કરવાં, વેપારીઓના ચોપડા બાળવા, નિર્દોષોને લૂંટવા, ન આપે તેને મારવા : એ બધું પ્રત્યેક બહારવટીઆના જીવનમાં વત્તાઓછા પ્રમાણમાં થયા જ કર્યું છે. પરંતુ તેનો એક જવાબ છે. બહારવટું એટલે શું ? પોતાનો ગરાસ ઝુંટવનાર પ્રબલ રાજસત્તા સામે શત્રુતા જાહેર કરવી : લડાઇ જાહેર કરવી : અને લડાઈ એટલે શું તે આજના સંસ્કારી યુગમાં પણ આપણાથી અજાણ્યું નથી. એક સત્તા સામી સત્તા ઉપર હરકોઇ ઇલાજે એવું દબાણ લાવે કે સુલેહ કરવાની એને ફરજ પડે : એ લડાઇની નેમ છે. એ નેમને અનુસરનારાં યુદ્ધગામી રાજ્યો આજ પણ સદોષનિર્દોષનો વિચાર નથી કરતા. એ તો શત્રુના સમગ્ર રાજ્યને, એટલે કે રાજા તેમજ પ્રજા બન્નેને શત્રુ ગણે છે. શત્રુ-રાજ્યના તમામ પ્રજાજનોને પોતાને પેર નજરકેદ રાખે છે, એની સંપત્તિ કબજે કરે છે, વગેરે બધું આજના યુગે પણ આવશ્યક ગણેલું યુદ્ધનું નીતિતત્ત્વ છે. હવે આપણે બહારવટીઆના આચરણો તપાસીએ : એમનામાં સ્વયંભૂ કામ કરી રહેલી મનોવૃત્તિને પકડીએ : એ યુદ્ધે ચડ્યા, તે પોતાના બરોબરીઆની સામે નહિ, પણ સોગણા પ્રબલ શત્રુઓની સામે. પોતાની પાસે લાવ-લશ્કર તો નહોતું. છતાં શત્રુ પોતાના અન્યાયનો પ્રતિકાર કરે એવું ઉગ્ર દબાણ તો તેઓને શત્રુની ઉપર આણવું જ હતું. એને મન કેવળ રાજા જ નહિ, પણ એ રાજ-શાસનમાં શામિલ રહેતી, આધીન રહેતી, એના રક્ષણ થકી આબાદાની ભોગવતી તથા એ રાજશાસનને કરવેરા ભરી નિભાવી રાખતી સમગ્ર પ્રજા સુદ્ધાં શત્રુ હતી. માટે તેના પર પણ ભીંસ લાવવી એ તેઓની યુદ્ધનીતિને મંજૂર હતું. જેમ રાજસત્તાઓ બહારવટીઆનાં સગાંવ્હાલાંને પરહેજ કરી તેના ગીરાસચાસ ખાલસા કરે, તેના મળતીઆઓને રીબાવે, તેમ બહારવટીઆ પણ રાજસત્તાની જમીન વાવવા લણવા ન દે અને બીજી હજાર રીતે સત્તાને ગુંગળાવી મૂકે, કે જેને પરિણામે રાજને સુલેહનાં નોતરાં આપવા સિવાય અન્ય રસ્તો જ ન રહેવો જોઇએ. જોગીદાસ ખુમાણે પોતાની જ આંચકી લેવાએલી જમીન એ આંચકનાર રાજ્ય તરફથી ખેડુતોને ખેતી માટે અપાતી જોઇ, ખેડાતી જોઈ, એટલું જ નહિ પણ કુંડલા ઉપર છેક રાજૂલાથી દરબારી તોપખાનું ઢસડી લાવનાર પણ એ ખેડુતોને જ દીઠા. જોગીદાસે કહ્યું કે

આ ખેડુને હું કેમ ખેડવા આપું ? પોતાની જમીન પર બહારવટીઓ શત્રુરાજને કેમ નભવા આપે ? રાણા પ્રતાપે શું કર્યું હતું ? મેવાડની ધરતીમાંથી મોગલના ખજાનામાં એક પૈસો પણ ન જવા દઉં : કોઈ ખેડી તો ન શકે, પણ બકરાં યે ચારી ન શકે : એક ગોવાળે બકરાં ચાર્યાં : રાણાએ એનું માથું ઉતારી રાહદારી રસ્તા પર લટકાવ્યું : આ નીતિ તે બહારવટાની યુદ્ધ–નીતિ. Everything is fair in love and war, એ એનો સિદ્ધાંત : અધર્મ આચરનાર રાજસત્તાનું એકેએક અંગ પીંખી નાખવું એ યુદ્ધધર્મ : બેહોશ બની, તોબાહ પોકારી ખુદ વસ્તી જ રાજા પર દબાણ લાવે, ને રાજા બહારવટીઆ પ્રત્યે આચરેલો પોતાનો અનર્થ નિવારે. એ એનો અંત.

આજે પણ યુદ્ધ–નીતિ તો એ જ છે. જે યુદ્ધમાં હિંસા મંજુર છે તેની યુદ્ધનીતિ તો એ જ છે : એટલે કે સામી હિંસા ચલાવવી : ને બીજા કેટલાક જે યુદ્ધો અહિંસાના પાયા પર મંડાય છે તેની પણ યુદ્ધનીતિ તો એ જ છે : બળવં ચડેલા ખેડુની ખાલસા જમીનો ખરીદ કરીને તે પર ખેડવા આવનારની સાથે ઉગ્ર અસહકાર: વિના માર્યે, વિના તલવારે એ માણસ મરે : એને મારવાની તલવારો જૂદી : એટલું જ બસ નથી. એ રાજતંત્રમાં સહાય કરનારા તટસ્થ લોકોએ પણ રાજીનામાં આપી રાજસત્તા પર દબાણ લાવવા જ જોઈએ. નહિતર તેઓના ઉપર સામાજીક બદનામી ઉતરે. ને સામાજીક બદનામી એટલે ? civic death! બહારવટીઆ આવી સંસ્કારી, અહિંસાત્મક અને સૂક્ષ્મ રીતિઓ જાણતા નહોતા. કોઈ જ તે દિવસે નહોતું જાણતું. એટલે તે દિવસ Physical death, physical disabilities, શારીરિક મોત ને નિરાધારી ઉપજાવવાં, એ જ અંતિમ સાધન હતું. શત્રુની સાથે સહકાર દેનારા તમામ સંજોગોને રદ કર્યા વિના આરોવારો નહોતો.

ભામા જતે એક સંધીની દગલબાજીનો કિનો લેવા તમામ સંધીની કતલ કરી : જોગીદાસે કુંડલાની ચોરાસીમાં ખેડવા આવનાર કણબીઓનાં પ્રાંસરાં કર્યાં : વાઘેરોએ પોતે પચાઉગીર માનેલા ગાયકવાડ સાથે સહકાર કરનારાં તમામ સોરઠી રાજ્યોમાં લૂંટો ચલાવી : એ બધાની પાછળ અવ્યક્તપણે આનો આ જ યુદ્ધ–નિયમ ઉભો છે.

અને ફ્રાંસ તથા રશીઆના વિપ્લવવાદીઓએ એનાં રાજારાણી, અથવા અમુક ઉમરાવો ને પુરોહિતોના જુલ્મને કારણે સમગ્ર રાજકુલો, ઉમરાવકુલો તેમજ પુરોહિત–સંઘો કાપી નાખ્યા, તેની પાછળ પણ સિદ્ધાંત તો એ જ છે. ભેદ એટલો જ છે કે આંહી બહા-

રવટીઆનાં એકાદ ઘર. અથવા એકાદ વંશ પર અધર્મ ગુજરેલો, ને ત્યાં સમસ્ત પ્રજા ઉપર. વૈર વાળવાની વૃત્તિ તો એક હતી. રાજતંત્રને અશક્ય બનાવવાની જ એ રીતિ હતી.

હવે વિચારીએ સંજોગોની વાત : લૂંટ એ અધર્મ છે, અમાનુષીપણું છે, એ ભાવનાનું ભાન એ યુગમા જીવન્ત નહોતું. કોઇ મોટો વિપ્લવ આવે, અને પ્રત્યેક જણ પોતાને ભાગે વધુમાં વધુ લઇને બેસી જાય, તેવો સમય આવી ગયો હતો. કોઇ મોટું રાજ્ય પણ પોતાની ઈશ્વરદત્ત જમીન લઇને આંહી નહોતું આવ્યું. તમામે આવી આવીને શક્તિ અનુસાર જીતી લીધું. કોઇને કળવકળ વધુ આવડયાં તો અન્યને ઓછાં સૂઝયા. પણ વિજેતા મોટો લુંટારો હતો ને બહારવટીઓ નાનો લુંટારો. એટલે Sanctity of possession માલીકીહક્કની પવિત્રતા—એ ભાવ અણખીલ્યો જ હતો. નહોતી કોઈ પ્રબલ ધર્મશક્તિ, કે નહોતી કોઇ સબલ સામાજીક ભાવના. અહિંસાનું વાતાવરણ તો શૂન્યવત્ જ હતું. અહિંસાની લડત હોઇ શકે કે કેમ, તેની છાયા ય કોઈની કલ્પનામા નહોતી. નહોતી રાષ્ટ્રભાવના. હતા કેવલ કુલભાવના ને કુલધર્મ. કવિ ન્હાનાલાલ કહે છે તેમ સહુ એકલવિહારી વનરાજો હતા. કોઈ અન્ય રાજ્યસત્તાને પોતાના પર ધર્મરાજ્ય અથવા ન્યાયશાસન ચલાવવા આવેલી ચક્રવર્તી સંસ્થા તરીકે સ્વીકારવા તેઓ તૈયાર નહોતા. એટલે નિરંતર એક જ વૃત્તિ તેઓને ઉચિત તથા ધર્મ્ય લાગી : કે બળીઆ થવું. બેશક, બથાવી પાડવુ : Self aggrandisement : એ વૃત્તિ હતી મોટાં રાજ્યોની. તેની સામે બહારવટીઆનો બોલ એ હતો કે Live and let live : તું તારૂં ખા, મને મારૂં ખાવા દે.

આ બોલ જ્યા જ્યાં ન ઝીલાયો, ત્યા ત્યાં યુદ્ધનો અગ્નિ ઝર્યો. જે ફાવ્યો તે આજે વિજેતા ગણાયો, ન ફાવ્યો તેના લલાટમાં ‘ લુંટારો ’ શબ્દ લખાયો. વિજેતાનાં વિરાટ સૈન્યોએ તેમજ બહારવટીઆએ, બન્નેએ કરી તો કતલ જ. પણ બન્નેના કૃત્યો વિષે ભાષા—પ્રયોગો ભિન્ન થયા. ઉલટું લોકવાયકા બહારવટીઆના આચરણોનો જે ચિતાર આપે છે, તેમા તો પેલા વિજયી સૈન્યના સંહારચિત્ર જેટલા લાલ રંગો નથી જ દેખાતા. બહારવટીઓ પોતાની લુંટફાટમાંથી મૂઠી ભરીભરી બીજે હાથે દેતો જતો, પરમાર્થે વાપરતો, ગજનસપત જ એ ઉપાડી જતો. અને અન્યના કાયદા ઉથાપતો પણ પોતે પોતાને કાજે કરેલા નેકીના નિયમો તો જીવ સાટે પણ ન ઉલ્લંઘતો. બીજી બાજુ વિજેતાનાં દળકટક જ્યાં થઇને હાલતા ત્યાં ધરતીનું પડ ઉજ્જડ વેરાન બનાવી દેતાં; સ્રીઓ, બાલકો કે ધર્મસ્થાનકો પ્રત્યેનો વિવેક ન રાખતાં.

આજે યુગ બદલાયો છે. શાંતિ, સ્વસ્થતા, સત્તા, કાયદો, અહિંસા, ભ્રાતૃભાવ, અને નિઃશસ્ત્રીદશા : એ તમામનું વાતાવરણ આપણી ચોપાસ ઘનિષ્ઠ બની છવાઇ ગયું છે. આજે એકાદ માણસને એક જ જખ્મ જોતાં આપણને અરેરાટી છૂટે છે, એકાદ માણસ ધીંગાણે મરતાં આપણે કોચવાઇએ છીએ. પણ યુગેયુગની હિંસા તો ચાલુ જ છે. માત્ર ચાલુ હિંસા પ્રત્યે આપણી દૃષ્ટિ ટેવાય છે; એટલે જ ખાણોમાં ને કારખાનાં-માં ચાલી રહેલો લાખો નિર્દોષોનો સંહાર અત્યાર સુધી આપણી નજર પણ ખેંચતો નહોતો. આપણે એજ ખાણના કોલસા કે સોના-રૂપા, ને એજ કારખાનાનાં મલમલ ઇત્યાદિ સેંકડો પદાર્થો પ્રેમથી પહેરીએ ઓઢીએ છીએ. એજ મૂડીદાર સંહારકો આ યુગના ઉદ્યોગવીરો બની આપણાં સન્માન પામે છે. બહારવટીઆઓએ આટલી કતલ કે લુંટફાટ તો કદાપિ કરી જ નથી. ને જેટલી કરતા તેટલી પ્રગટપણે દિલના સંકલ્પ છુપાવ્યા વગર કરતા. તેમજ તેઓની સામે થવાનું પડ પણ સહુને માટે ખુલ્લું હતું. કોઈ કાયદો એને ઓથ નહોતો દેતો. એ નિખાલસપણું અને સાફદિલી હતા તે કારણે જ તેમાંથી અન્ય નેકીના સંસ્કારો આપોઆપ કોળ્યા હતા. લુંટફાટ હતું એ યુગનું યુગ-પૂરતું લક્ષણ, અને આ બહારવટીઆ બનનાર વ્યક્તિઓનું ચિરંજીવી લક્ષણ તો હતું chivalry–પ્રેમશૌર્ય : એ ચિરંજીવી હતું અને બલ-વાન હતું. વળી હતું સ્વયંભૂ. એમ ન હોત તો કોઇ ધાર્મિક સંસ્કારના અભાવે, કોઇ ઉચ્ચ રાજનીતિશાસ્ત્રના અધ્યયન વગર, અને કોઇ નીતિશાસ્ત્રના સંસર્ગ સિવાય એ શી રીતે પ્રગટ થાત? ને પ્રગટ થયા પછી આવા વિઘાતક જીવનપ્રવાહ વચ્ચે શી રીતે એની ડાળીઓ મ્હોરી હોત? પરનારી પ્રત્યેનું અદ્‌ભુત સન્માન, બ્રાહ્મણસાધુ પ્રત્યે દાનવૃત્તિ, શત્રુ પ્રત્યે વીરધર્મ, વગેરે વસ્તુઓ પ્રકૃતિગત બદમાશીમાંથી ન નીપજે. ક્ષારભૂમિમાં સુગંધી ફુલો ન ફુટે.

આપણે એની મનોદશાનો વિચાર કરીએ.

૧. બીનગુન્હે પોતાની જમીન ઝૂંટવી લેનાર બળીઆ રાજની અદાલતને બારણે ધક્કા ખાધા પછી પણ એને ઇન્સાફ ન મળ્યો ત્યારે એનો આત્મા ઉકળી ઉઠયો.

૨. ચારે દિશામાં નજર કરતાં કોઇ એને ઇન્સાફ અપાવે તેવું ન દેખાયું. ઉલટું રાજકોટની એજન્સી સત્તાએ તો હમેશાં મોટા રાજ્યો-નો જ પક્ષ લઇ એ નાનાને પાયમાલીને છેલ્લે પાટલે મૂકી દીધો.

૩. અન્યાયનો ઘુંટડો એ ખુન્નસભર્યો, ખમીરભર્યો, સ્વમાની અને ટેકીલો ગરાસીઓ કેમ કરીને ગળી જાય? ગળી જાય તો એની મર્દાનગી શા ખપની?

૪. એ ઉઠયો : મરવા મારવાનો નિશ્ચય કરીને ઉઠયો : એણે પોતાનાં પ્યારા બાળબચ્ચાં રાઈ પરાયાં ઘરને ભરોંસે ભળાવ્યાં. એણે પોતાના વ્હાલા ઘર તરફ પીઠ વાળી : 'turned his back on the homestead where his families lived for centuries.' અને વેરાનમાં ઘર કર્યું.

૫. એ શા કારણે? શા પરિણામની આશા કરીને! જીતવાની કે જીવવાની નહિ, પણ મૃત્યુ વડે, પોતાના શોણિતાક્ષરે અન્યાય સામે અવાજ દેવાની. યાદ કરો દીપા ખુમાણનું વચન : "મારે તો પાલીતાણાના દરબારગઢમાં મારો રણસંગો ખોડાવવો છે!" બહારવટીઓ વૈભવ માણતો નહોતો. સાત સાત લાંઘણો સહેતો. રાતદિવસ પહાડો ને નદીઓમાં ભાગતો ને સંતાતો. ઘાયલ થતો. પીડાતો. અનેક કષ્ટ સહેતો. બાળબચ્ચાંના લાંબા વિજોગ સહેતો, અને કયાં કયાં સુધી? બાર બાર, ચૌદ ચૌદ વર્ષના અથવા જીંદગીના એ વસમા બહારવટા હતા. અને છેવટે એના મિત્રો દ્વારા જ રાજસત્તાની કુટિલ દગલબાજી, વિષથી, કતલથી કે આગ વડે એના જીવનનો કરુણ અંત આણતી.

૬. એને પોતાના અન્યાયનો પ્રતિકાર કરાવવા અથવા તો બદલો લેવા માટે સૈન્યની જરૂર હતી. એની પાસે રાતી પાઇ નહોતી. લોકોએ એ સૈન્ય નભાવવું જ પડે એ એની વિચારણા હતી. શિવાજીએ પોતાની ફોજ સુરતની લુંટ ઉપર, એક નહિ પણ સાત સાત વારની લૂટ પર નભાવી. એ છત્રપતિ, ક્રાંતદ્રશ, શાસક, નિયામક અને મરાઠી મહારાજ્યનો સ્થાપક તો લુંટફાટમાંથી સાધનો મળ્યા પછી થએલો.

૭. એણે લૂંટો કરીને ધન સંઘર્યું નહિ. પોતાનાં સ્નેહી સંબંધીઓને નિહાલ કરી ન દીધાં. [રામવાળાએ પોતાની બ્હેનોને કહેવરાવ્યું મનાય છે કે "રગતનો પૈસો તમને નહિ જરે. માટે હું તમારા સારૂ લુંટ નહિ કરૂં.] માત્ર પોતાનો ટકાવ કરી, બાકીનુ ખેરાતમાં દીધું.

૮. એનાં બાળબચ્ચાં ને સગાંવ્હાલા પર જુલ્મ અને અપમાન ગુજરતા. એની પોતાની સામે પણ શત્રુરાજ્ય એકલું જ નહોતું, પણ અન્ય મિત્રરાજ્યો, બહારની સત્તાઓ વગેરેનાં જૂથ જામતાં. એથી

બહારવટીઆની અકળામણ વધતી, ખુન્નસ વધુ તપતું, ઘાતકી મનસૂબા ઉપડતા.

૯. શત્રુ પ્રત્યેની દાઝ જેમ વખતોવખત ક્ષમા અને ખેલાડી-નીતિની કક્ષાએ ચડી વંદનીય બનતી, તેમ કોઇ વખત કિન્નાનું સ્વરૂપ ધરી ભીમાજતની માફક, એક જ સંધીની દગલબાજીનો બદલો લેવા આખી સંધી કોમની કતલનું કરુણાજનક સ્વરૂપ ધરતી. એ બલિષ્ઠ માનવીનું આ બધું વિલક્ષણ અને વ્યક્તિગત સારંમાઠું માનસ હતું.

૧૦. વેપારીના ચોપડાઓને આગ લગાડવામાં રહેલી એની વિવેક-ભૂલી દાઝની પાછળ ગામડાંના વેપારી સમૂહાયની મૂડીદાર-નીતિ ઉભી હતી. ગામડાંનો વેપારી કેવળ 'બમણાં ત્રમણાં નાણાં' કરીને જ જીવતો. અજ્ઞાન અને ભોળી ગ્રામ્ય કોમોને બુદ્ધિની જળો મૂકી એ ચૂસી લેતો. ઘણી વાર રાજસત્તાની સાથે લાંચરુશ્વતથી લાગવગ લગાડી વિચિત્ર સંજોગોમાં ગરાસીઆ ઉપર જપ્તી લાવતો. આજ પણ ખેડુ તથા ગીરાસીઆની બરબાદીની તવારીખમાં મોટો કુ-યશ વેપારીને નામે જમા થાય છે. એ આખો ઇતિહાસ અત્યંત ત્રાસજનક છે. એ કુટિલતાની સામે કણબી ખેડુતનું ઠંડું લોહી ઉકળી શકતું નહિ, જ્યારે લડાયક સંસ્કારવાળા ગરાસીઆની અદ્ભુત આંખો વિફરીને આ રીતે વૈર વાળતી : "લાવો ચોપડા બાળી દઇએ, એટલે બિચારા કૈકને સુખ થઈ જાય !" એ એનું બથ્થડ સૂત્ર હતું.

૧૧. પરંતુ જ્યાં પ્રબલ અને પ્રમત્ત ઉર્મિઓનાં ઘમસાણ બોલતાં, જ્યાં વીરત્વનું સ્વરૂપ રૌદ્ર બની જતું. જ્યાં જીંદગીને બાજીમાં હારી જવાનો તોર લાગતો, જ્યાં વેદનાના પછાડા ચાલતા, ત્યાં પ્રત્યેક પગલે જૈન વીતરાગના જેવી અહિંસાની દૃષ્ટિ જાળવવી અશક્ય હતી, ત્યા, ખાસ કરીને મારફાડના યુગમાં, પ્રત્યેક માનવ-જીવનનું મૂલ્ય આંકવા બેસવું અસંભવિત હતું. પગલેપગલે જો આ પુરુષો આવી કોઇ અસાધારણ વિવેકબુદ્ધિ વાપરીને જ ચાલ્યા હોત, તો આપણે એને પરિપૂર્ણ વીરત્વના આદર્શ પદે સ્થાપી શકત, પરંતુ આદર્શ વીરત્વ, પરિપૂર્ણ અને પરિશુદ્ધ વીરત્વ તો આપણે નત્ય જેને રટીએ છીએ તે રામાયણ મહાભારતમા યે મળવાં દુષ્કર છે, માટે જ આપણે બધી પરિમિતતા લક્ષ્યમાં લઇ એટલું જ ઉચ્ચારી શકીએ કે તેઓ-બહારવટીઆઓ બહાદુરો હતા; પણ "Heroes in making" હતા.

Heroes in making : હા, શિવાજીને રામદાસ ગુરુ ને જીજાબાઇ માતા મળ્યાં, માટે એ ર બન્યો, શાસક બન્યો. જોગીદાસને રામ

દાસ નહિ પણ મુરાદશા મળ્યો. જોધા માણેકને કોઇ ન મળ્યું. જેસા-વેજાને માગેંટો ભત મળ્યો. બાવાવાળાને દાનો ભગત મળ્યા. કોઇને રામદાસનો મણિસ્પર્શ ન થયો. નહિ તો એમાંના કોઇમાથી પણ શિવાજીનું સ્વલ્પાશ સોનું સૌરાષ્ટ્રને સાંપડયું હોત. મહાનુભાવતાની ભારેલી ચીનગારીઓ કોઈ કોઈ વાર ઝબૂકી ગઇ. પણ એની સાથે લોક-સેવાની ભાવનાનાં ઇંધણાંનો સંપર્ક કરાવી, દિક્ષાની ફુંક દેનાર કોઈ પરમ પુરુષ નહોતો. સૌરાષ્ટ્રમાં રામદાસ નહોતા, ગુરૂ ગોવિંદસિંહ નહોતા. વીરત્વની સોનાખાણના આ સુવર્ણને ઓગાળી માટીથી વિખૂટું પાડનાર કોઈ ભઠ્ઠીઓ નહોતી, એરણ ને ઘણ નહોતાં. કારીગર કે કામીઆગર નહોતો. એની ક્રૂર બહારવટા-નીતિમા સંસ્કાર ન આવ્યા તે માટે તો જગત સમસ્તના વીરત્વનો ઇતિહાસ જવાબદાર છે. અને આજે નિર્મલ વિવેકદ્દષ્ટિને નામે છાપરે ચડીને બોલતો યુગ પોતે શું આચરે છે? વાણિજ્ય, ઉદ્યોગ, રાજકારણ, વગેરેનાં ષડ્યંત્રોમાં લાખો સ્ત્રીપુરૂષો અને બાલકોનો દિવસરાત સંહાર બોલાવી, એનાં શોણિતને પૈસે કલા, ધર્મ, કેળવણી, સમાજસુધારો, સ્વાતંત્ર્ય ઈત્યાદિના ધુરંધર મુરબ્બી બની, દેશવીર બની અનેક લોકો પૂજાય છે. એની લંપટતા અને રક્ત ચૂસવાની કુનેહ આજે વીરત્વમાં ખપે છે. બહારવટીઆ હરગીઝ એ બધું જોઈને આજ પોતાને પુણ્યશાળી માનત.

હવે કરીએ બીજી કોટિના બહારવટીઆની વાત : એમાં આવે છે વાલો નામોરી, મોવર સંધવાણી એકલીઓ વગેરે : જેને કોઇ રાજ-સત્તા સામે રોષ ફરીઆદ-grievance નહોતા. તેઓનાં બહારવટાં unprovoked-બીનઉશ્કેરાયલાં હતાં; અથવા કુટુંબકલહમાથી, એકાદ કોઈ ગુન્હામાથી, કે પરસ્પરના તંતમાથી પરિણમ્યાં હતાં. આની પાછળ શી મનોદશા હતી? એ મનોદશા માત્ર ચોરીની અથવા લુંટફાટની નહતી. ચોરીલુંટથી બહારવટુ જૂદી જ વસ્તુ છે. બહારવટુ એ જીવ-સટ્ટોસટ્ટની વાત છે. એમાં મૃત્યુ સિવાય અન્ય પરિણામ નથી. એમાં દેહદમન, પીડન, વિપત્તિઓ વગેરે બહુ હોય છે. વળી જ્યારે આવો લુંટારો પોતાના જીવનમાં નિજરચ્યા કેટલાક વસમા નેકી-નિયમો સ્વી-કારી બેસે છે, ત્યારે એનાં કષ્ટો દુઃસહ બને છે. છતાં સત્તાને ચરણે પડી શાંત પ્રજાજન થવા કરતા તોફાને ચડી મૃત્યુની વાટ લેવી એને શીદ પાલવે છે? પોતે લુંટતો છતાં બીજી બાજુ ખેરાત કરી ફકીર રહેવુ શીદ પસંદ કરે છે? એનું કારણ છે Love for Romance: અદ્‌ભુતતાનાં તત્ત્વો સાથે ખેલવું એ એની ખુમારી હોય છે. પહાડો અને નદીઓ પર જાતવંત ઘોડાં ડેકવવાં : ગુફાઓ ને ગાળાઓમાં

નિવાસ કરવો : ગામો ભાંગીને ગાયોને કપાસીઆ નીરવા, ચોરાસીઓ જમાડવી, ખેરાત ઉડાવવી : મૃત્યુના ઓછાયા આવરી રહ્યા હોય ત્યારે પણ દાંડીઆરાસ, રાસડા, છંડારી, ઇત્યાદિના જલ્સા માણવા : સત્તાધીશોને સામેથી કહેણ મોકલવા : પોતાના નેત્ર ફરકાવવા : અરણ્યોની ઝાડીમાંથી કે નદીની ભેખડમાંથી ઓચીંતા ગોકાનાં બાંધી દેખાવ દેવો : કોઇ અબળાને રક્ષણ આપવું : કોઇ ગરીબ બાપની દીકરીને કન્યાદાન દેવા ઓચીંતા લગ્ન–ચોરીમા પ્રગટ થવું : કોઇ ગરીબ માણસની સવેલી કન્યાને પરણવા જનારા હરામીની જાન રોકી તેજ જાનમા એ સાચા ગરીબ વરને બેસારી પરણવા લઇ જવો : કોઇ રોટલા આપવા આવનાર બાઇને બ્હેનદીકરી કહીને નવાજેશ દેવી : કોઇ સાહેબની મડમને અંતરિયાળ રોકી, લુટવાને બદલે ઉલટું બ્હેન કહી કાપડાના રૂપીઆ આપવા : કોઇ શુરવીર વાણીઓ પણ જો સામો થાય તો તેને બહાદુર કહી જવા દેવો : બહારવટે છતાં બેધડક રાજ-સત્તાના ચોકીપહેરા ભેદી કરીને પોતાને ઘેર જઇ કુટુંબને મળવું : વરજાંગ ધાવલની માફક પોતાની વાટ જોતી ઘરની સ્ત્રીને કહેણ મોકલાવ્યા મુજબ જ મળવા જવા નીકળવું : નીકળતી વેળા અપશુકન થાય તેને ન ગણકારી અને પાદરમાં જ શત્રુઓ મળ્યા તેની સાથે ધીંગાણું રમી દેહ પાડવો : શત્રુને પોતાને જ ગોળી ન મારતાં તેના ઘોડાના ડાબલા પર અથવા કમરના જમૈયા પર બંદૂક આટીને એને ચેતાવવો : સરકારી દફતરો બાળી નાખવા : આ બધું Romance નું અલવાન તત્ત્વ છે. પુનીઓ ચારણ બસ એકલવિહારી બહારવટીઓ બનીને ચાલી નીકળ્યો, કોઈ સંગાથી જ એણે ન રાખ્યો, અને એકલવાયા ધુમતા ધુમતાં જ એણે ધીંગાણાં કર્યાં, એ પરથી એને લોકોએ "એકલીઆ" ની પદવી દીધી. એ બધું જીવનની મસ્તી દાખવે છે. બેશક એમાં જંગલી તત્વ ઘણું ઘણું ભર્યું હોય છે. આવા તોરીલા, મોજીલા, વજ્ર શી છાતીવાળા, અટબૂત છતા ઉદાર, ઘાતકી છતાં દયાવંત, લ્હેરી છતાં ચારિત્રવંત, એવા અનેક બહારવટીઆની જીવન–કથાઓ યુરોપઅમેરિકામા યે લખાઈ છે. સીનેમાના ચિત્રપટ પણ આકર્ષક રીતે ઉતરી છે. સ્પેનનો Goucho જાતનો લુંટારો એનું સુરેખ દૃષ્ટાંત પૂરૂં પાડે છે. Picturesque but baneful career : એ શબ્દો એને માટે સુયોગ્ય જ છે. પચરંગી પીચકારી જીવનને કારણે જ એ માનવ–ધૂમકેતુઓ મૃત્યુની વાટે નીકળી પડે છે. એ લુંટારાપણુ એની પ્રકૃતિ નથી. લુંટો કરીને એ પોતાનું ઘર ભરતો નથી. લુંટ એની લાલસા નથી. એ એની પ્રકૃતિ પરનું જાડું પાતળું ઢાંકણુ છે. નીચે

હોય છે નેકીદાર હૃદય. એને ગમે છે સંધ્યાના રંગો. એની વાટને અંતે અંધારી મધરાત આવે છે. ત્યાં પેસવાના એને કોડ છે.

## માનવ હૃદયનો મહાપ્રશ્ન

China in Revolt : બળવે ચડેલું ચીન : એ પુસ્તકનો બાહોશ લેખક બોલે છે કે " Modern European civilization has succeeded in the Conquest of Nature by subduing and controlling her so that she can be made to serve man's desires, and this with unquestionable success. But more terrible than the objective forces of Nature are the passions of man, and until these passions are properly regulated, there can be no civilization : યુરોપી સંસ્કૃતિએ કુદરત પર વિજય મેળવેલ છે; કુદરત મનુષ્યની ઇચ્છાઓને ઉપયોગી થાય તે રીતે તેને કબ્જે કરી અંકુશમાં લીધી છે. અને તેમાં નિઃસંદેહ ફતેહ મેળવી છે. પરંતુ કુદરતની શક્તિઓ કરતાં યે વધુ ભયાનક તો મનુષ્યોની ઊર્મિઓ છે, અને એ ઊર્મિઓનું જ્યાં સુધી ઉચિત નિયમન નહિ થાય, ત્યાં સુધી સંસ્કૃતિ સ્થપાઇ શકશે જ નહિ. "

બહારવટીઆની છણાવટમાં આ બોલ સ્હેજે સાંભરે છે. આ સૂત્ર આપણે સોરઠની લડાયક જાતિઓને લાગુ પાડવાની જરૂર રખે ચૂકી જઇએ. ભગવાનલાલ સંપતરામ સરખો શાણો અને ચોકસ ઇતિહાસકાર પોતાના સાચા અંતઃકરણના નિરીક્ષણથી જે વાત સમજી શકયો હતો તે કીનકેઇડ સાહેબ પરદેશી સત્તાધીશ હોવાને કારણે પૂરેપૂરી ન સમજી શકયો. કીનકેઇડે વાઘેરો વિષે પોતાના " Outlaws of Kathiawar"માં શું લખ્યું ?

"Hindustani sepoys in the guise of mendicants penetrated every part of the province with strange tales of the massacre of the white garrison and of the lurid sunset of the British Empire. By none were these tales more greedily listened to, than by Jodha Manik of Okhamandal.

× × ×

"Unmolested there he again took heart, and on the early morning of the 8th October 1860, perfor-

med the great feat of his life—the sack of Kodinar- × × × and the rest of the day was spent by the Waghirs in the agreeable task of looting the Bania's shops and houses. But Jodha Manik was no miser and when the Banias were fleeced to the bone, he spent the loot in feasting the neighbouring Brahmins, whose acknowledgment of his Kshatri descent he wished to obtain, and the low-castes whose support he desired.

× × ×

"But shortly after this exploit, and possibly as a result of his excesses on that occasion, he died of fever in the Gir."

બસ; "બાવાવેશધારી હિન્દુસ્થાની સિપાઇઓએ 'પ૭ના બળવામાં ગોરાની કતલની ને બ્રીટીશ રાજના અસ્તની વાતો કરી. જોધો એ ગળી ગયો. કોડીનાર ભાંગ્યું. વાણીઆને નીચોવ્યા. 'ક્ષત્રિ'નું પદ મેળવવા બ્રાહ્મણોને દાન કર્યું. બહુ ખાધું. મરી ગયો.' ફક્ત આટલા જ કટાક્ષયુક્ત શબ્દો વડે એ ઇતિહાસકારે જોધાની આખી જીવન-કથા પતાવી. અને મૂળુ માટે પણ આટલું જ લખ્યું :

"Mulu had escaped with a few followers, but he did not long survive his brother. He was surprised and shot the following may by the Porbander Police."

આથી વિશેષ આ પરદેશીને ન દેખાયું. વાઘેરોના પૂર્વ ઇતિહાસમાં અથવા વર્તમાન પ્રકૃતિમાં ઉતરવાનું એને મન થયું જ નથી. વાઘેરોને એ ' Rebels ' કહીને જ સંતોષ પામે છે, કોડીનારની લૂંટ માટે એ બે પાનાં રોકે છે, પણ શંખોદ્ધાર બેટ વાઘેરોના હાથમાંથી પડાવી અંગ્રેજ લશ્કરે સોનાના માયાવી લાટા કાઢવા મંદિરોની દિવાલો પર કેવા ગોળા ચલાવ્યા અને ટોમીઓને દારૂ પીવાડી કેવા ગામ લૂંટવા ત્રણ કલાકની કાયદેસર મંજૂરી આપી, ઓખામંડળ પર બલોચ લશ્કરના અત્યાચાર કેટલી હદ સુધી ચાલ્યા, મૂળુને કેવો ફસાવીને કેદ કર્યો, આભપરાના ડુંગર પર તોપોથી પણ શત્રુઓ મ્હાત ન થયા એટલે પાણી પીવાનાં તળાવોમાં ઝેરી ગેસના ગોળા ઝીંક્યા : વાલાની ટોળીને ગોર્ડન સાહેબે લાડવાની અંદર કેરી પદાર્થ ખવરાવીને માર્યા : એ બધી વાતો વિષે કીનકેઇડ એક ઇસારો પણ નથી કરતો.

એ જ કીનકેઇડના પૂર્વગામી ન્યાયમૂર્તિ સ્વ. બીમને શું લખ્યું ? સૌરાષ્ટ્રના વરિષ્ઠ ન્યાયાધિકારીને પદેથી ઉતરી મુંબઈના વડા જડજ તરીકે વિખ્યાત થએલા એ વૃદ્ધ અંગ્રેજે સૌરાષ્ટ્રના પરિચયનાં જૂનાં સ્મરણોના એક લેખ–Recollection of old days in Kathiawar (સાંજવર્તમાન વાર્ષિક: ૧૯૧૦)-માં છેલ્લી લખેલી પંક્તિઓ એક દિલસોજ, દીર્ઘદર્શી અને પ્રેમશૌર્ય પિછાનનાર આત્માની ફોરમ પ્રકટાવે છે.

"There was a great deal of fine true chivalry in the old outlaws. They were almost without exception brave men driven into outlawry by oppression, and few of them, at least in early days, were guilty of wanton cruelty to women and children, or the old and feeble. I believe I am right in saying that every one of the genuine old Kathaiawad outlaws (with perhaps the exception of Juma Gandh) was wiped out, either bp sword or the gallows or transportation, before I left Kathiawar. I had much to do with the last scene in many of these adventurous careers, and as a rule while I had to enforce the law I could feel a genuine respect for these misguided hardly treated desperate men. Only one ever shivelled when called upon to face the music: Raide Charan. Well it sounds almost incredible now, doesn't it, that such should have been the almost hourly, daily happenings all over Kathiawar thirty years ago. Life there, n those days teemed with interest and not only in this special feature of outlawry but in a hundred other picturesque touches and experiences, which I could relate and, while rougher, seemed much more real, and throbbing with variety of excitement and colour, than it commonly is today."

"આ જૂના બહારવટીઆની અંદર ઘણું ઘણું સુંદર ને સાચું પ્રેમશૌર્ય ભર્યું હતું. લગભગ એક પણ અપવાદ વિના એ બધા જુલમથી છેડાઇને જ બહારવટે નીકળનારા બહાદુરો હતા. અને તેઓના

પ્રારંભિક દિવસોમાં તો ભાગ્યે જ તેઓમાંનો એક પણ બહારવટીઓ સ્ત્રીઓને, બાલકોને, વૃદ્ધોને કે અશક્તોને જાણીબુઝીને પીડવાનો દોષિત બન્યો હશે. કદાચ જુમા ગંડ સિવાયનો તો એકેએક સાચો અસલી બહારવટીઓ મેં કાઠીઆવાડ છોડયું તે પૂર્વે જ કાં તલવારથી, કાં ફાંસીથી અથવા તો કાળાપાણીની સજા વડે સાફ થઇ ચુકયો હતો. આમાંના અનેકની સાહસિક કારકીર્દિના આખરી પ્રવેશો સાથે મારે સારી પેઠે નિસ્બત હતી; અને જો કે મારે હમેશાં કાયદેસર તો કરવું જ પડતું, તે છતાં મને આ ગેરમાર્ગે ઉતરી ગએલા ને બુરો વર્તાવ પામેલા મરણીઆ મર્દોને માટે સાચુ માન થયા વિના રહેતું નહિ. મોતને ભેટવાનું નોતરૂ સાંભળીને માત્ર એક જ બહારવટીઓ થરથર્યો હતો: એ હતો રાયદે ચારણ. ખેર ! આખા કાઠિઆવાડ ઉપર ત્રીસ વર્ષ પર આ બધી ઘટનાઓ રોજેરોજ બલ્કે કલાકે કલાકે બન્યા કરતી, એ વાત અત્યા લગભગ ન મનાય તેવી લાગે લાગે છે–નહિ ત્યાનું જીવન એ દિવસોમા રસભરપુર હતું–માત્ર બહારવટાનાં આવાં ખાસ લક્ષણો થકી જ નહિ, પણ બીજા સેંકડો રંગબેરંગી અનુભવો વડે, કે જે અનુભવો આજે છે તે કરતાં વધુ સાચા લાગતા, અનેકવિધ રોમાંચક રંગભભકથી ધબકતા લાગતા.”

હવે રાવ સાહેબ ભગવાનલાલનું માનવતાભર્યું કથન લઇએ :

“બેશક તેઓ થોડા છતાં મોટી ફોજ સામા આવી બાથ ભીડતા ને શાબાશી પડકારાથી સારા સારા લડવૈયાનાં હાંજા નરમ કરી નાખતા હતા તેનું કારણ એ જ હતુ કે તેઓ મરણીયા થયા હતા. મરવું મારવું એજ તેઓએ નિશ્ચય કર્યો હતો. આમાંથી જીવતા રહી ઘેરે બેસીશું એવી તેમને આશા જ નહોતી. તેઓ ઉપર ગાયકવાડે જુલમ કર્યો હતો અને તેજ કારણથી તેઓને પોતાનાં ઘરબાર અને બાપુકાં વતન મૂકી ભાગવુ પડેલું. તેઓના સારા સારા લોકો કપાઈ ગયા હતા. ભૂખતરસ ને ટાઢતડકા વેઠી તેઓનાં મગજ ફરી ગયાં હતાં. અને તાલુકદારોની તથા સરકારી ફોજ તેઓને એક જગે નિરાતે બેસવા દેતી નહોતી. તેથી વેર લેવું ને મરવું એ વિચારે તેઓના મગજમાં મજબૂત ઘર કર્યું હતું. × × ×

“વાઘેરો વિષે દેશના લોકોને પણ ઘણું તપતું હતું. તેઓ જાણતા હતા કે બિચારા ઉપર ગાયકવાડે જુલમ કર્યો છે.

× × ×

"હવે મૂળુ એકલો રહ્યો તે આ વખતથી નિરાશ થઇ ગયો. ઘણી ભૂખ, તરસ, થાક, ઉજાગરા, માણસો મુવાનો અફસોસ, ભાઇ જેવાં ભાઇનું મોત, તે પણ વિયોગમાં થયું: તેથી શું એના મનને થોડું લાગતું હશે? કહે છે કે કેટલીક તો મૂળુ લાંઘણો ખેંચતો હતો" અને કેટલીક વાર તેને સાતસાત દહાડા સુધી અનાજ મળ્યું નહોતું. બિચારો તે પણ ઘણા દહાડા આ રીતે રખડી છેવટ સહેજમાં ઓચીંતો પોરબંદરની ગીસ્તને હાથે મરાયો: × ×"

× × ×

"આહાહા! આ વખત તેના મનને શું થતું નહિ હોય? તેને આ વખતે શું જોધાભાઈની શીખામણો યાદ નહિ આવતી હોય?"

× × ×

"દ્વારકાની લડાઇ વખત જે દોઢ હજાર માણસનું ઉપરીપણુ ભોગવતો હતો તે હવે ફક્ત અંગત પાંચ સાત માણસથી રહ્યો. એટલુ સારું કે તેની આ દુ:ખદાયક જીંદગીનો થોડા વખતમાં જ અંત આવ્યો. બેશક એ હરામખોરનો ધંધો લઇ ફરતો, એટલે સામાન્ય રીતે જોતાં આવા મૃત્યુથી આપણે ખુશી માનવી જોઈએ, તો પણ તેને એમ કરવા ગાયકવાડ સરકારે જુલમથી ફરજ પાડેલી. જમાનાની રીત સમજવા તેનામાં પહોંચ નહિ, એટલે એ કેટલીક બદસલાહને તાબે થએલો. તો પણ તેના મહાન વિચાર, તેનુ શુરવીરપણું, ઉદારતા, અને તેના આવા પ્રકારના મરણથી તેના કુટુંબ પર ગુજરેલી અપદશા દેખી કઠણ દિલના માણસને પણ દયા આવ્યા વિના રહે જ નહિ. ખરે દેવાનાં કામ તો ક્રૂર ને તિરસ્કારપાત્ર હતાં, પણ મૂળુનાં કામો એવાં ન હતા કે તેને આપણે હલકી પંક્તિના બારવટીઆની જોડે સરખાવીએ."

× × ×

"મને બીજા કોઇ ઢેડ અને પીડાકારક વાઘેર મૂવા તેનું કાંઈ તપતું નથી. પણ એક ઉચ્ચ, ખાનદાન આખી ટોળી માટે જ તપે છે. અરે! તે સર્વનો ધાણ નીકળી ગયો. તેઓ સાવ અણસમજુ નહોતા, પણ તેઓને સોબતે ભૂલવ્યા. હલકા વાઘેરોએ તેઓના માથાં ફેરવી નાખ્યાં. અને વળી તેમાં ગાયકવાડી જુલ્મે વધારે અસર કરી. સિપાઇ તો ખરા જ. મરવાં મારવાં તે તો હિસાબમાં નહિ. વાણીઆ ન હતા કે ભાઇબાપ કહી, કીધેલાં અપમાન માફ કરે. વૈર લેવાના જોશમાં દૂર અંદેશો ભુંડું થશે તે સૂઝયું જ નહિ. જોધાના વિચાર તો આખરની ઘડી સુધી સારા હતા, પણ બીજાઓએ તેને પરાણે ફસાવ્યો. × × ×

"આ લોકો (વાઘેરો) ઘણા હિંમતવાન ને બહાદુર છે. અને ગમે તેવી આફત પડે તો પણ ડરે તેવા નથી. આ લોકો ટાઢતડકો ભૂખ સહન કરી શકે છે."

+ + +

"આ લોકો વળાવા તરીકે ઠીક ઉપયોગમાં આવે છે. કોઇ હરામખોર ગાડું લુંટવા આવે તો જ્યાં સુધી પોતામાં જીવ હોય ત્યાં સુધી સામા થઇ બચાવ કરે છે. તેમ નહિ કરે તો પોતાની નાતજાતમાં હીણપ દેખાય એવી તેમની સમજ છે. વળી આ લોકોનાં ગાડાં તેમના માનની ખાતર બીજા કોઇ લુંટતા નથી. અને કદાચ લુંટે તો પોતાના જીવને જોખમે પણ તેઓ બચાવ કરવા તૈયાર રહે છે."

આ તો ઠર્યું ઐતિહાસિક સત્ય : રા. સા. ભગવાનલાલ સરકારી આદમી તરીકેનાં માનસિક દબાણો નીચે રહ્યા રહ્યા પણ આટલું સત્ય ઉચ્ચરી રહ્યા છે. જોધા ને મૂળુ આવા ખાનદાન વીરનરો હતા તો રાજસત્તાએ શા માટે એને એના પૂર્વજોનું રાજ્ય પાછું ન સોંપ્યું ? શા માટે તેઓના ઉપર ગોળા છોડવાને બદલે, અથવા આકરી તવાઇઓ મોકલવાને બદલે રાજકુલ તરીકે એની સાથે વ્યવહાર ન આચર્યો ? શા માટે જોધામૂળુને ઓખાના અને જોગા ખુમાણને કુંડલાની ચોરાશીના સૂબા ન નીમ્યા ? જોગીદાસ આટલો નેકીદાર હોવા છતાં વજેસંગજીની વજીરાત એને કાં ન સોંપાઇ ? ભાવનગર રાજ્યનો ઇતિહાસ આજે એના મૃત્યુ પછી એક સો વર્ષે પણ એને કયું ગૌરવવંતું આસન આપે છે ? વજેસંગજી ગોહિલ અથવા ખંડેરાવ ગાયકવાડ અકબરશાહ ન બની શક્યા. નહિ તો જોગીદાસ અને જોધામૂળુ જેવી માનવ-શક્તિઓ સોરઠ દેશમાં કાંઇક જૂદી જ તવારીખ જન્માવત. એ તો ખેર, પણ એકાક્ષા ઇતિહાસે આવા નરશાર્દુલોની જીવનકથાને પણ મારી મચરડી દૂષિત બનાવી દીધી છે. અને જનતા પણ આજે એવા ઇતિહાસની આપેલી વક્ર દષ્ટિ વાપરીને આવા વીરોને વગોવે છે. ઇતિહાસની દષ્ટિ કેટલી નિર્મલ ને વેધક હોવી જોઇએ ? એ ઉપરછલ્લું જોઇને કેમ ચુકાદો આપી શકે ? દાખલા તરીકે મીંયાણા જેવી ચોર, તોફાની ને લબાડ તરીકે નામચીન કરવામાં આવેલી જાતિને તપાસીએ : એ લોકોનો તો પોતાનાં આજસુધીનાં પાપાચરણોના બચાવમાં ઘણું સપ્રમાણ રુદન સંભળાવવાનું છે. એ લોકોની બહાદુરી, વફાઇ, નેકી અને ભોળપનો કેવો કેવો કુટિલ ઉપયોગ કઇ કઈ રાજસત્તાઓએ કર્યો છે, તેઓને ગુન્હેગાર ગણ્યાથી કેટલી હલકાઇ પોતાની પ્રકૃતિમાં ધારણ કરવી પડી છે,

તે તો દૂર મૂકીએ. એના બોલ પર કદાચ વિશ્વાસ ન ધરીએ. પરંતુ વૉટસન જેવો વિરોધી અંગ્રેજ પોતાના 'ગેઝેટીઅર'માં જે લખી ગયા છે તેની અવગણના કેવી રીતે કરીએ ? એ લખે છે કે " તેઓ શૂરી, નિડર, પરોણાની ખાતર કરનારી ને ઇમાની જાત છે, પણ વશ રહે તેવી નથી." અનુભવીઓના અનુભવ-બોલ છે કે તેઓ વિશ્વાસઘાત નથી કરતા. ઇમાની છે. અને આજ સરકારીદરબારી [સખ્ત જાપ્તામાંથી થોડો વખત પણ બહાર નીકળી શકનાર મીયાણો કારખાનામાં જઇ પોતાની ઉદ્યમી પ્રકૃતિ અને કુશલતાનો ઠીક પરિચય કરાવે છે. પણ એ કહે છે કે 'ગુન્હેગાર કોમ' તરીકેના કાનૂનોની ભીંસમા પટવાથી એનું ખમીર નીચોવાઇ રહ્યું છે. ઘરઆંગણે ધરતી નિઃસત્વ બની અનાજ આપવાની ના કહે છે, ને બહાર જવાની મના રાજસત્તા કરી રહી છે. એવી સંકડામણમાથી જ ઘણાને ચોરીધાડનું શરણ લેવાની ફરજ પડે છે વગેરે વગેરે.

આ કોમનાં ઉંડાં તત્વો ઉકેલવા માટે કોઈ ઇતિહાસકાર, જાહેર-સેવક કે સમાજશાસ્ત્રી ઉતર્યો નથી. રાજસત્તાની પાસે તો તાત્કાલિક જાહેર શાંતિને કાજે 'દમન' એજ એક તરણોપાય હતો. અને એ 'દમન' એટલે શું ? Call a man thief and he will steal : માતાના ઉદરમાથી જ મીયાણો ચોર ઠરી ચૂક્યો. એનુ બાલક જન્મે કે તુર્ત જ કાયદો એને શકદાર ઠરાવી પરવાના-પત્રક પર ચડાવે છે, એટલે એ પણ પોતાને ચોર જ સરજાએલ માનતું થાય છે.

પરંતુ એ વાઘેરો, મેરો કે મીયાણાઓને મન ચોરીલૂંટ અંતરાત્માના અંશ નહોતાં, ધર્મ નહોતાં, ઇશ્વરદત્ત વ્યવસાય નહોતો; પણ સ્વાથ મનુષ્યોએ પટાવેલી ટેવ હતી. 'મારતા મીંયાની તલવાર'વાળા યુગનો એ ચેપ હતો.

શિવાજીએ જેની સહાય થકી સામ્રાજ્યનું સ્વપ્ન ઉતાર્યું તે માવળાઓ: કોણ હતા એ ? કેવા હતા ?

પ્રતાપ અને વનરાજે અરવલ્લી અને અણહિલપુરની અટવીઓમાંથી જેઓને એકઠા કરી ખોએલાં રાજ પાછાં મેળવ્યાં, તે ધનુર્ધારી ભીલો કોણ હતા ? કેવા હતા ?

યુગનાં આંદોલનો અડકશે તો એ વાઘેર, મેર ને મીયાણાની ખાનદાની પણ મ્હેકી ઉઠશે. ઝેરી વાયરા ઝંપી ગયા છે. પ્રજાત્વના વાયુ-સંચાર ચાલ્યા છે. એના સ્પર્શે આ પતિત મનાએલી જાતિઓમાંથી કદાચ સિપાહીગીરીની ને પ્રેમશૌર્યની ફોરમો છૂટશે.

પરંતુ એ પ્રેમશૌર્ય પ્રકટાવવા માટે સતત આકરા પ્રયત્નો જોશે.



સો ર ઠી

# બહારવટીઆ

૩

"Yet as late as the eighties Kathiawar was a happy hunting ground for wild adventurous spirits, and a paradise for young officials. The last of the great outlaws were still atlarge ; romance, the lingering spirit of Rajput chivalry brooded over the land. Waste and desolate plains, ranges of stony hills, jungles, dotted everywhere with oases of rich cultivation, and innumerable forts, durbars, palaces; the Kathiawar of those days was full of glamour and charm, and threw its own spell over all those who came within its influence."

સ્વ. જસ્ટીસ બીમન ]

# મહીયાનાં બહારવટાં

### સંવત ૧૯૦૯ : ૧૯૩૯

### ઐતિહાસિક માહિતી

કીનકેઇડ કે બીમન મહીયાઓ વિષે કશું જ લખતા નથી. કેપ્ટન બેલ પોતાના 'હિસ્ટરી ઑવ કાઠીઆવાડ'માં (પાનું ૨૩૯) આટલું એકપક્ષી લખાણ કરે છેઃ

"મહીયા નામની નાની શાખાએ જુનાગઢ પ્રદેશમાં હેરાનગતી કરવા માંડી. જુનાગઢ રાજ્યમાં ૧૨ ગામ ખાતા આ લોકોએ ઇ. સ. ૧૮૭૨માં જુનાગઢ પર ચૂડાસમા રા'ના વંશને ફરીવાર આણવા શહેર પર હલ્લો કરેલો. આ કારણે તેઓનાં હથીઆર આંચકી લેવાયાં, એટલે તેઓ બહારવટે નીકળેલા, અને ઘણી મુશીબતે તેઓને ફોસલાવી પાછા વાળેલા. તે પછી તેઓની જાગીરોના સીમાડા દોરાયા, તેઓના હક્કો નક્કી થયા, અને હવે તેઓ રાજની જે લશ્કરી ચાકરી નહોતા ઉઠાવતા તેના બદલામાં તેઓની ઉપર એક હળવો કર નખાયો. તેઓની અપીલ દરકારે કાઢી નાખી. પરિણામે તેઓ ૧૮૮૨ના ડીસેમ્બરમાં ગામડાં છાડી એક તટસ્થ પ્રદેશના એક ડુંગરા પર ચડી ગયા, વાટાઘાટના બધા પ્રયત્નોની તેઓએ અભિમાનભરી અવગણના કરી.

"આ દ્વીપકલ્પની બીજી અસંતુષ્ટ અને ગુન્હો કરનાર કોમો પણ આ દાખલાને કદાચ અનુસરશે એવા ભયથી મહીયાઓને, જો તેઓ

શાંતિથી ન વિખરાય તો હથીઆર ઝુંટવી કબ્જે કરવાનો હુકમ અપાયો; પારણામે ધીંગાણું થયું. તેમાં મહીયા ને પોલીસ બન્ને પક્ષમાંથી ઘણાના જાન ગયા. મી. એસ. હેમીક (આઇ. સી. એસ.)ને પ્રમુખપદે એક મીશન, મહીયાઓની ફરીઆદો તપાસવા નીમાયું. મુખ્ય ફરીઆદો જુનાગઢ રાજ્ય અને એની પોલીસ સામેની હતી. છ વર્ષ સુધી તકરાર લંબાઈ. સંતોષકારક ફેંસલો થયો, અને રોકડ જમાબંદીને બદલે જમીનની બદલીના ધોરણે સુલેહ થઇ શકયો.''

કૅ. બેલનું અર્ધ સત્ય ખુલ્લું કરનારી પ્રચૂર હકીકતો "The Brutal Massacres of the Mahiyas of Junagadh" નામના, એક કાઠીઆવાડી ભાઇએ લખેલ પુસ્તકમાં ભરી હોવાનુ ચોક્કસપણે જાણ્યું છે. પણ એ ચોપડી દુષ્પ્રાપ્ય હોઈ એનો ઉપયોગ અત્ર થઇ શક્યો નથી. કૅપ્ટન બેલ એ કમીશનના ફેંસલામાથી પણ કશું અવતરણ કરવાની હીંમત બતાવી શકયો નથી. પોલીટીકલ એજન્ટના ઉચ્ચ પદ પર વિરાજમાન રહીને એણે માત્ર રાજસત્તાઓના પોપટ બનવું જ પસંદ કર્યું છે. એ રાજપક્ષીએ પ્રજાપક્ષને તો લક્ષમાં જ લીધો નથી.



# કનડાને રીસામણે

ગીરના ખોળામાંથી વિખૂટો પડી ગએલ આ કનડો ડુંગરો: એની દક્ષિણે દાદરેચો અને દાદરેચી નામના બે ડુંગરાની જુગલ જોડી ઉભી છે: એને અગ્નિ ખુણે રાયડો ને રાયડી નામના ડુંગરા બેલડીએ બેસીને જાણે અહોરાત વિવાહ જ ઉજવ્યા કરે છે. એની છેડાછેડી જાણે કો' દિ' છૂટતી જ નથી. આઘે આઘે ઘેડના કાંઠા માથે સૂરજ જ્યારે આથમતો હોય છે, ત્યારે દરિયાનાં પાણી ઉપર છવાતા ઝળેળાટ આંહી કનડે ઉભેલાંને ય કોઇ કોઇ વાર નજરે દેખાય છે.

એવો આ કનડો ડુંગરો: સોરઠની શુરવીર પદ્મણી હોથલ એક દિવસ 'એકલ મલ' બની'ને બાપનું વેર વાળવા બાંભણીઆ બાદશા ઉપર આંહીથી ચડી હતી. બાપની મરણ–સજાઇ માથે આપેલા બોલ–કોલ પળાય નહિ ત્યાં સુધી પરણવું નહિ, એવાં વ્રત ધરનારી હોથલે એ બોલ પાળીને આંહી કનડે આવી પુરૂષના વેશ ઉતાર્યા હતા. વાંભ વાંભ જેવડી લટો મોકળી મેલીને જે તળાવડીમાં હોથલ નહાવા પડેલી, તે તળાવડીની મૂળ જગ્યા પણ આ કનડાની ગોદમાં બતાવવામાં આવે છે. જેની પાળે ચડીને એક દિવસ ઓઢાએ હોથલ નિહાળી—

ચડી ચખાસર પાર, ઓઢે હોથલ ન્યારિયાં,
વિછાઈ બેઠી વાર, પાણી મથ્થે પદમણી !

એ જ આ શંખાસર તળાવડીની પૂરાયલી જગ્યા: અને એ જ આ ડુંગરો, જ્યાં છેવટે લુંબઝુંબ વનરાઇને આંગણે

રણુમેં કીધો માંડવો, બિછાઈ દાડમ દ્રાખ,
ઓઢો હોથલ પરણીજે, સૂરજ ! પૂરજે સાખ.

દાડમ અને દ્રાક્ષના એ વેલ–વળુંભ્યા માંડવામાં ઓઢાના ને હોથલના હથેવાળા મળ્યા, સોરઠની શૂરી સુંદરી ને કચ્છના વંકા મર્દ વચ્ચે છેડાછેડી બંધાણી, અને ઇશ્વરની જમણી આંખ જેવા સૂરજે એ પરણેતરમાં સાક્ષી પૂરી. એ જ શું આ કનડો ! ને એ જ શું આ સૂરજ ! ઓઢા હોથલનાં ભોંયરાં આજ કોઇ વખંભર વનસ્પતિમાં અદીઠ થયાં બોલાય છે. માલધારીઓ માલ ચારતા ચારતા એવી એક વનરાઇ–ઢાંકી જગ્યા પાસેથી નીકળે છે, ત્યારે એ કોતરના ઉંડાણમાંથી પારેવાંના ઘૂઘવાટા સાંભળીને તેઓના કાન ચમકે છે. ત્યાં કોઇક ઉંડું નવાણુ હોવું જોઇએ: કોઇ અકળ અગમ થાનક ત્યાં ગારદ થઇ ગયું હશે : આવી આવી કલ્પના અડાવતા ગોવાળો કનડામાં ભમે છે. કઠીઆરાંનાં જોડલાં કરગઠીઆં વીણતાં વીણતાં માંહોમાંહે વાતો કરે છે કે "હોથલ

તો હજી કનડે જીવતી છે. ઇ મરે નહિ ભાઇ! ઇ તો દેવભોમની પદમણી હતી. તે દિવસ કચ્છમાં ઓઢે એનું નામ છતરાયું કર્યું, તેથી

ચિઠીયું લખિયું ચાર, હોથલજે હથડે
ઓઢા ! વાંચ નિહાર, અસાંજે નેડો એતરો !

એમ છેલ્લા રામ રામની ચિઠ્ઠી ઓઢા માથે લખીને હોથલ પદમણી પાછી આંહી કનડે આવેલી, પણ પછી તો

ભુંડું લાગે ભોંયરૂં, ખાવા ધાતી ખાટ
ઓઢા વણનું એકલું કનડે કેમ રેવાય !

આંહી કનડામાં એનો જીવ જંપતો નહોતો. તલખતી, તલખતી, પાણી બહાર મીન તલખે તેમ તલખતી હોથલ આંહી જ વસી છે. એકલી ને અટૂલી આંહી જ દિવસ વીતાવે છે. આવખાના તો અમરપટા લખ્યા છે એટલે મરાતું નથી. ઝૂરતી હશે કો'ક ભોંયરાની અંદર."*

એવી એવી વાતો કરીને આથમતે પહોરે, અંધારાં ઉતરવાની વેળાએ, ગોવાળો ને કબાડીઓ કનડેથી નીચા ઉતરે છે: ને, જાણે પોતાના મરેલા બેટા કે બાંધવની ખાંભી ઉપર સીંદૂર ચડાવી રહી હોય તેવી અબોલ, ઉદાસ, અંધકાર રૂપી કાળી કામળી ઓઢેલી કોઇ વિજોગણ મા-બ્હેન સમાણી સંધ્યા પણ કનડે ઉતરી પડે છે.

૨

એવી એક સાંજને ટાણે દક્ષિણ દિશાએથી બે ઘોડેસવાર ડુંગરા ઉપર ચડ્યા આવે છે. ડુંગરાના પેટાળે પેટાળે પડેલી લાંબી કેડીએથી બેય ઘોડાં ઠેઠ ટોચ ઉપર પહોંચે છે. ડુંગરા

---

* જુઓ 'હોથલ'ની સાંગોપાંગ દોહાવાળી સંપૂર્ણ કથા : રસધાર-ધારા ચોથી.

ઉપર કેમ જાણે કોઇ માનવી સૂતેલાં હોય, અને કેમ જાણે જરા જેટલા બોલાસથી પણ એની ઉંઘ ઉડી જાશે, એવી ચુપકીદી રાખીને એક અસ્વારે પલાણ છાંડયું, અને બીજાની સામે પણ નાકે આંગળી મૂકી અબોલ રહેવાનો ઇસારો કર્યો. પગરખાં છેટે ઉતારીને બેય જુવાનો ડુંગર ઉપરના એ પહોળા ચોકની વચ્ચોવચ્ચ આવી ઉભા રહ્યા.

સાગ, સીસમ, દૂધલો, ધ્રામણ અને બોરનાં ઝાડવાનાં અધસૂકેલાં ઠુંઠાં એ ચોકને કાંઠે કાંઠે છુટાં છવાયાં ઉભેલાં છે. વચ્ચોવચ્ચ એક મોટું ને બળી ઝળી ગયા જેવું સાગનું ઝાડવું ઉભું છે. એ ઝાડના થડ ઉપર સીંદૂરનાં બે ત્રિશૂળ કાઢેલાં છે. થડ પાસે બે પાવળીયા છે તેના ઉપર પણ સીંદૂરનાં અકેકે ત્રિશૂળ આલેખ્યાં છે. એ બે પાવળીયાની મોખરે, એક, બે, ત્રણ, ચાર, ને પાંચ લાંબી હાર્યોમાં એંસીક જેટલી ખાંભીઓ ખોડેલી છે. પહેલી જ હાર્યમાં જમણા હાથ તરફની પહેલી બે ખાંભીઓ ઉપર બબ્બે ગોળ કુંડાળાં કંડારેલાં છે. (બાઇ માણસના બે થાનેલાંની નિશાનીઓ લાગે છે.) બાકીની ખાંભીઓમાં કશું જ કોતર કામ નથી. જમીનમાં ખોડેલા સાદા પથરા જ છે. માત્ર એને સીંદૂર ચડાવ્યો છે. જાણે કોઇ ધરતીકંપ થાતાં આખો ને આખો એક ડાયરો ત્યાં બેઠો બેઠો ધરતીમાં સમાયો હોય એવો દેખાવ લાગે છે.

"ભાઇ ! હું ખાંભી જુવારી લઉં. તમે આ પાણકાના ઢગલા ઉપર બેસો."

એટલું બોલીને બેમાંથી એક મોટી ઉમરના, ને મોટી મૂછોવાળા અસ્વારે એક ફુટેલા નાળીએરની રખડતી કાચલી ગોતી લીધી. અંદર દીવેલ પૂરીને વાટય પલાળી. અને ખાંભીઓની ડાબી બાજુએ પાણકાઓની બનાવેલી આડશ વચ્ચે એનો દીવો પેટાવી, પાઘડીનો છેડો અંતરવાશ (ગળાની આસપાસ) નાખી પાયલાગણ કર્યું. બીજી કાચલીમાં સીંદૂર પલાળીને એ ખાંભીઓ ઉપર લેપ કરવા લાગ્યો. કામ પૂરૂં કરીને જ્યારે એ ઉઠયો ત્યારે એની ચળકતી મોટી આંખોમાં બે આંસુડાં હતાં. પાઘડીને છેડે આંસુ

લૂઇ નાખીને એ પોતાના ભેરૂને ડુંગરાની જમણી બાજુએ લઈ ગયો. આંગળી ચીંધીને એક ધાર બતાવી. પૂછ્યું, "ઓલી ધારનું નામ શું, જાણો છો?"

"ના."

"એનું નામ તોપધાર. ત્યાં અમારા સામી તોપ ચડાવીને માંડેલી."

"તમારા સામી? કોણે?"

"જુનાગઢના રાજે."

"ક્યારે?"

"આજથી છેતાલીસ વરસ ઉપર: સંવત ૧૯૩૯ની પોષ સુદ પાંચમે: તે દિવસ સૂરજ હજુ ઉગ્યા નહોતા; માણસો હજુ જાગ્યાં નહોતાં; પંખીડાં બોલતાં નહોતાં; અને અમારા મહીયાઓની કતલ ચાલી હતી. આ કનડો અમારાં રાતાં ચોળ લોહીની નીકોમાં નાયો'તો. અમારા નવસો મહીયા આંહી કનડે ચડીને એક મહિના સુધી રહેલા, તેમાંથી એંશીની કતલ થઇ ગઇ છે."

"શા માટે નવસો ચડેલા? બહારવટે?"

"ના ભાઇ, બહારવટે નહિ, પણ રીસામણે: વગર હથીઆરે: રાજ આપણો ધણી છે ને આપણને મનામણાં કરશે એવી આશાએ: પણ મનામણાંને સાટે તો કૂવાડા ચાલ્યા. અમારા એંશી જણ ચુપચાપ બેઠા બેઠા રામનું નામ લેતા કપાઇ ગયા."

"વાહ વાહ! શાબાસ મહીયા! ઉંચામાં ઉંચી રાજપૂતી એનું નામ. ત્યારે તો હવે મને એ આખી વાત કહો ભાઇ!"

એક ઢોરા ઉપર બેય જણાએ બેઠક લીધી અને પછી એ મહીયા કોમના મોટી આંખોવાળા, આધેડ ઉમ્મરના માણસે વાત આદરી.

## ૩

અમે મૂળ તો મારવાડના મેણા (મીણા) રજપૂત. પછી અમે જે આણી મેર ઉતર્યા તે મહીયા કહેવાણા. આજથી ત્રણસો સાડા ત્રણસો વરસ ઉપર અમારા વડવા ભામા મહીયાએ મારવાડ ઉપરથી ઉતરતાં ઉતરતાં સોહામણી સોરઠ ભોમનાં સોણલાં દીઠાં. વાતો સાંભળી કે કાંઇ લોભામણો હાલાર દેશ છે !

નીલા તટ મચ્છુ તણાં, નીલી વાંકાનેર,
એકરંગીલાં આદમી, પાણી વળોત ફેર.

[ મચ્છુ નદીના લીલા તટ : લીલુડી વાંકાનેરની ધરતીઃ અને એક રંગીલાં એ પ્રદેશનાં માનવી : એવો હાલાર દેશ છે. એ પ્રતાપ એના પાણીના છે. ]

મચ્છુ કાંઠો અને મોરબી, વચમાં વાંકાનેર,
નર પટાધર નીપજે, પાણીહંદો ફેર.

એવાં એકરંગીલાં માનવીને પેદા કરનારા પાણીવાળાની દિશાએ અમારા વડવા ભીમા મહીયાએ ઉચાળા ઉતાર્યા. મચ્છુ અને પતાળીઆ બે નદીનો જ્યાં સંગમ થાય છે તેને કાંઠે વાંકાનેર નામનું એક ગામડું વસાવ્યું.

એક દિવસ ભીમા મહીયાની દોઢીએ આવીને એક બાઇ ઉભી રહી. હાથમાં બાળ તેડયું છે. આંખે આંસુ ઝરે છે. ભેળું રક્ષા કરનારૂં કોઇ નથી. ભીમે મહીયે પૂછ્યું "બેન ! કોણ છો તું ? શીદ આવવું થયું ? તને આંહી રામરક્ષા છે. તારા દુઃખની વાત દિલ મોકળું મેલીને કહે બા !"

"ભાઇ ! મારા ધરમના વીર ! હું પડધરીના જાડેજા રાજની રાણી છું. પાટ ઠકરાણી છું, પણ અણમાનેતી છું. અમને બેય શોકયુંને દેવે દીકરા દીધા, પણ મારૂં ફુલ બે ઘડી વહેલું અવતર્યું તેથી મારો બાળક ટીલાત ઠર્યો ખરો કે ની, એટલે અપર-મા

એને મારવા ફરે છે. મને કોઇ સંઘરે તેમ નથી. આજ મચ્છુને કાંઠે તમ જેવા રજપૂતનું બેસણું સાંભળીને તમારો ઓથ લેવા આવી છું."

"વાહ વાહ! મારાં વડાં ભાગ્ય મારી બોન! તું ભલે આવી. તારો જાડેજો રાજા કદિક બળીયો હશે, તો અમે ય કેદિ' પારોઠનાં પગલાં દીધાં નથી. અમે ય રજપૂત છીએ. તું નારે આંહી સગી માનું પેટ સમજીને રે'જે."

આંહી રાણીને આશરો અપાયાની વાત ફુટી, ને ત્યાં પડ- ખેના રાજમાંથી જાડેજો રાજા વાંકાનેર ભાંગવા માટે કટક લઇને ઉતર્યો. અમારા ગામને ફરતી ફોજ વીંટીને પડયો. કેમકે ગઢ તો જીતાય તેવું નહોતું.

રાતમાં ચાર આઠ મહીયા જુવાનોએ ભીમાની રજા લીધી. પૂછ્યું કે "ફોગટની શીદ લડાઇ માંડવી? મળ ધણીને જ ઢોલી- આ સોતો ઉપાડી આણીએ તો કેમ?"

"તો તો રંગ રહી જાય, બેટાઓ!"

ચોકીઓ ભેદીને ચાર મહીયાઓ રાજાના ડેરામાં ઉતર્યા. પોઢેલા રાજાને પલંગ સોતો ઉપાડી, દાંતોમાં ઉઘાડી તરવારો પકડી, મચ્છુનાં ઉંડાં પાણી વટાવીને ઢોલીઓ દોઢીમાં હાજર કર્યો. રાજા તો હજી ભરનીંદરમાં જ છે.

પ્રભાતે ભીમા મહીયાએ કસુંબો કાઢીને તૈયાર કર્યો. દાતણ ને ઝારી હાજર રાખ્યાં. મહેમાન જાગે તેની વાટ જોતા બેઠા. મહેમાને આંખો ઉઘાડી ત્યાં એ વરતી ગયો કે કાળના હાથમાં પડયો છું.

"જાડેજારાજ! આ દાતણ કરીને મ્હોં પખાળો. કસુંબો ખોટી થાય છે."

એટલું કહીને ભીમા મહીયાએ અતિથિને દાતણ કરાવ્યું. કસુંબો પાતી વેળા ફોડ પડાવ્યો કે "રાજ! તમારાં ઠકરાણાં તો મારી ધરમની બેન છે. કયાંયે બચવાની બારી ન રહી ત્યારે મારા

ઉચાળામાં એ રીસામણે આવી છે. હવે જો તમારે લડવું હોય, તો અમે કટકા થઇ જાવા તૈયાર છીએ. બાકી અમારાં બેનને પાછાં તમારા રાણીવાસમાં તો નહિ જ મોકલીએ. અમારો ભાણેજ આંહી જ રે'શે. અમે એને વાંકાનેર ગામ દઇએ છીએ. બોલો ! તમે એને શું દ્યો છો રાજ ?"

રાજાએ પણ અણમાનેતીના દીકરાને પોતાની જમીન કાઢી દીધી. બેનને દીધેલું વાંકાનેર છોડીને મહીયા ચાલી નીકળ્યા. ત્યારથી વાંકાનેરનો રાજા મહીયાને મોસાળ કરી માનતો થયો. ભાઇ ! આ કનડાની કતલ થઇ ને, તે પહેલાં જૂનાગઢ રાજ સાથે મહીયાની તકરાર ચાલતી'તી ત્યારે વાંકાનેર–રાજે અમને કહેવરાવેલું કે શીદ તકરારમાં ઉતરો છો ? જુનાગઢ જાકારો ભણે તો આંહી આવતા રહો. ત્રણ ગામ કાઢી આપું. મારાં તો તમે મોસાળ છો."

પછી તો અમે રાજકોટના કુવાડવા મહાલમાં જઇ વસ્યા. રાજકોટની ચાકરી કરી. થાનના ગોરખા ભગતે અમારા વડવા ભાણ મહીયાને સોણે આવી થાન પરગણું હાથ કરવાનો સંદેશો દીધો. અમે નાજા કરપડા નામના કાઠી પાસેથી થાન જીત્યું.

## ૪

વખત જાતાં તો અમારાં મહીયાનાં લોહી આયરના લોહી ભેળાં ભળ્યાં.

"એ શી રીતે ?" મહેમાને પૂછ્યું.

તે દિ' અમારો વડવો ભાણો મહીયો ભરજોબન અવસ્થાએ: ઘોડીએ ચડીને ગામતરે નીકળેલાઃ ગુંદા ગામને પાદર આષાઢ મહિનાના મોરલાએ ગળક દીધી ત્યાં એની ઘોડીએ ઝબકીને ઠેક મારી. હરણ જેવી ઘોડી પંદર હાથ ઉપર જઇ પડી. ભાણ મહીયો તો પલાણ પરથી ડગ્યા નહિ, પણ એની પાઘ એના

માથા પરથી વીંખાઇને નીચે પડી ગઇ. પાઘ વીંખાતાં જ માથા ઉપરના પેનીઢક મોવાળાનો ચોટલો છૂટી ગયો. વિખરાએલી જટાએ ઘોડીને પણ ઢાંકી દીધી. ચંદ્રમાને વાદળીઓ વીંટે એમ કાળી લટોએ ભાણુ મહીયાનું મોઢું છાઇ દીધું.

કૂવાને કાંઠે, ટીબકીઆળી ચુંદડીએ અને ભરત ભરેલે કાપડે બે પનીઆરીઓ હેલ્ય ભરીને હાલું ! હાલું ! થાતી હતી તે આ દેખાવ દેખીને થંભી ગઇ. ભાણુ મહીયાનો ચોટલો સંકેલાણો, પાઘ બંધાઇ ગઇ, ઘોડી પાદર વટાવી અણદીઠ થઇ, તો યે બેમાંથી એક પનીઆરી તો ખસતી જ નથી. એની આંખોની મીઠી મીઠી મીટ એ જ દિશામાં મંડાઇ ગઇ છે. માથે બેડું મેલ્યું છે તેનો ભાર પણ ભૂલાણો. જાણે જુવાનડી કાગાનીંદરમાં ઘેરાણી. અંતે બીજી પનીઆરીએ એને ઢંઢોળી :

"કાં બા ! હવે તો બેડાંને ભારે માથાની ટાલ્ય બળે છે હો ! અને તમારે જો તમારી હેલ્ય પરબારી ત્યાં જ જઇને ઉતારવી હોય, તો પછી મને ઘર ભેળી થાવા દ્યો."

તે વખતે તો પનીઆરી છાનીમાની બોજાઇ ભેગી ચાલી ગઇ. પણ ઘેર ગયે એને જંપ ન વળ્યો. બોજાઇનું મેણું માથામાં ખટકતું હતું અને નજરમાં રૂડો અસવાર રમતો હતો. હૈયું કયારનું એની પાછળ પંથ કરી રહ્યું હતું. ઘરમાંથી માણસો આઘાં પાછાં થયાં એટલે પોતે હેલ્ય લઇને ચાલી. પાદરને એ જ કુવેથી પાણી ભર્યું અને હેલ માથે ઉપાડી કુવાડવા ગામને માર્ગે ચડી. ગામમાં જઇને ભાણુ મહીયાની ડેલીએ ઉભી રહી. માથે હેલ્ય ને મોઢે મલીરનો ઘૂમટો : પગ ઉપર ઢળતી પડી છે રાતીચોળ જીમી : ભાણુ મહીયો જોઇ રહ્યો. પાસવાનોને કહ્યું, "પૂછો, આ બાઇ કોણ છે ? અને શા કામે આવી છે ?"

માણસો પૂછવા ગયા. ઘૂમટાવાળીએ કહેવરાવ્યું કે "ભાણુ મહીયાને કહો, હું ગુંદા ગામના આયર જીવા પટેલની દીકરી : મારૂં નામ રાણુદે : કુળની લાજ મરજાદ મેલીને આવી છું. માટે

આજ કાં તો મુછોના વળ ઉતારી મુછ નીચી કર, ને કાં તો આ હેલ્યને હાથ દે!”

ભાણ મહીયો ઘડીભર વિચારમાં પડી ગયો. આયરોનાં વેર માથે લઇ જીવવું વસમું હતું. પણ તેથી વસમું તો હતું મુછ નીચી કરવાનું કામ. મહીયો થઇને મૂછનો વળ કેમ કરી ઉતારે? ઉઠીને એણે આયર–કન્યાની હેલ્યે હાથ દીધો. રૂપાળી, રઢીયાળી અને શૂરવીરનું ઓઢણું ઓઢવા સગાં વ્હાલાંના વિજોગ સહેનારી રાણબાઇ ગઢમાં ચાલી ગઇ. શાં એનાં સોજાં શીળ! ઓરડા ય હસી ઉઠયા.

બાઇના બાપ જીવા આયરને જાણ થઇ કે દીકરી મહીયા માથે મોહીને ગઇ. આયરનું ડીલ તપી હાલ્યું અને મહીયા ઉપર દળકટક હાંકવા મન કર્યું. મુછો મરડીને આયર બોલ્યો કે “ કુવાડવા ઉપર મીઠાનાં હળ જોડાવું તો હું આયર સાચો.”

“ આપા જીવા! “ ડાહ્યા ચારણો હતા તેણે શીખામણ દીધી: “ એમ કાંઇ મહીયો ગાંજ્યો નહિ જાય. અને પછી દેખાશો ભુંડા. માટે હાથે કરીને માત્યમ ખોવા શીદ ચડો છો?”

“ પણ મહીયો શું એમ મારી દીકરીને રાખે?”

“ આપા! દીકરી ગઇ છે તો મુછાળાને ને? કોઇ નમૂછીયા ઉપર તો નથી મોહી ને?”

“ ના.”

“ ત્યારે મહીયાને સગો બનાવી લેને! અરે ભુંડા! તારે તો ભડ વસીલો મળ્યો.”

એ રીતે રાણદે આઇનો વસ્તાર મહીયા અને આયરનાં મોંઘાં લોહીમેળથી શોભી ઉઠયો. રૂપ ને શૂરાતન બેયનાં સરખાં પાણી મહીયાના વંશને ચડવા લાગ્યાં. એ રાણદે બાઇનો દેહ અમારા શેરગઢ ગામના ટીલાત અમરાભાઇના ગઢમાં જ પડયો હતો ભાઇ! હજી જાણે ગઇ કાલની જ વાત.

૫

"પણ તમે જુનાગઢ પંથકમાં કયાંથી આવ્યા ?"

નવાબના તેડાવ્યા આવ્યા'તા ભાઇ! નવાબને એક કોર કાઠીની ભીંસ, બીજી કોર ચોરવાડ વેરાવળમાં રાયજાદા રજપૂતોનો દા બળે, ત્રીજી કોર બીલખાના ખાંટ ખાંડાં ખખડાવે, એ સહુની આડા દેવા નવાબે મહીયા નોતર્યા. કાઠી અને રાયજાદાનો તો ન ઝલાવાથી મહીયા ત્રણ વાર તો આવી આવીને પાછા કુવાડવે ગયા. પણ આખરે મહીયાનાં નાકાં બંધાણાં. કાઠી ને રાયજાદાનાં જોર ભાંગ્યાં. મહીયાને ચોવીસી મળી. શેરગઢ, અજાબ અને કણેરી જેવાં અમારાં મોટાં મથક બંધાણાં. અમારૂં ટીલાત ખોરડું શેરગઢમાં વસવા લાગ્યું. આજ પણ અમારા આગેવાન ધારા-ભાઇના ગઢમાં થાન ભાંગ્યું તે દિવસનાં કાઠીશાઇ માળડા, ચંદરવા વગેરે મોજૂદ છે. અમારે ઘેરે હડય રહેતી. અમારા બે હજાર મહીયાના એક જ શ્વાસ : આજ તો એ વારા વહી ગયા. સમો પલટાઇ ગયો. કાયદા, કરારો અને કોરટોએ અમ ફરતા આંટા લઇ લીધા. ને આંદી કનડે ડુંગરે અમારાં ઢીમ ઢળી ગયાં.

"હાં! હાં! ઝટ એ વાત ઉપર આવો. અંધારાં ઘેરાય છે. ને આ ડુંગરાની ખાંભીઓ જાણે સજીવન થાય છે. મારૂં હૈયું થર રહેતું નથી. હું આ ધરતીને રોતી સાંભળું છું. કનડાની વાત કહો!"

સાંભળો ભાઇ, સંવત ૧૯૩૯ની સાલ સુધી મહીયો કર વેરા વિનાનો હતો. લીલાં માથાં ઉતારી આપનાર મહીયાને માથે લાગા નહોતા. પણ પછી તો નાગરોનો કારભાર જામ્યો, અને મહીયા ઉપર રાજની ચિઠ્ઠી ઉતરી કે કાંઇક કર તો તમારે રાજને ભરવો જ પડશે."

આવી તવાઇના જવાબમાં શેરગઢથી અમારે આગેવાન અમરેભાઇએ લખી મોકલ્યું કે "મહીયાને નવા કર ન હોય, અમથી ખમાય નહિ."

તે વખતે મહોબતખાનજી ગાદીએ. કુંવર બહાદૂરખાનજી શાહપૂર બાંધીને નોખા રહે. અમારા અમરાભાઇને તો બહાદૂરખાનજી 'ચાચા બાપુ' કહીને બોલાવે ને અમરા મહીયાના એક દીકરાને પોતાની પાસે જ રાખે. એવાં હેત ને એવી પ્રીત. એ બહાદર-ખાનજીએ અમરા મહીયાને કહેણુ મોકલ્યું કે "ચાચા બાપુ! તમે શાહપર આવો. આપણે વહિ કરીએ."

અમરો મહીયો ઘોડીએ ચડી શાહપર ગયા. બહાદરખાનજીએ ઘણા ઘણા સમજાવ્યા. પણ ભાઇ! સલાહ અવળી પડી ગઇ. પડખીઆએ અમરાભાઇને સમજાવી દીધા કે "રાતમાં ને રાતમાં દીકરાને લઇ શેરગઢ ભેળા થઇ જાઓ. નીકર કામ રે'શે !"

અમરો મહીયો દીકરાને લઇ ચોરી ચુપકીથી ચાલ્યો ગયો. સવારે બહાદરખાનને ખબર પડી. એને પડખીઆએ ભંભેર્યા. એટલે એને આ વાતની ખટક રહી ગઇ. મહોબતખાંનો દેહ પડયો, બહાદૂરખાં તખ્ત પર આવ્યા. પછી એના હુકમ છૂટયા કે "હાં, મહીયા કર ન કબૂલે તો એનાં ખળાં જપત કરો."

અમારાં ખળાં પર જપ્તી બેઠી. પણ માથાકદા મહીયા તો ચોરી છુપીથી ખળાં ખાવા લાગ્યા. ફરી હુકમ છૂટયો કે "એનાં ઘાસ ચારોળાં જપત કરો."

પછી તો અવધિ આવી રહી. ઢોર ઢાંખર ઉપર જે ગુજારો ચાલતો તે અટકી ગયો.

માગશર મહિનાની મધરાતે અમે નીંદર કરતા હતા. ત્યાં અમારા ચોરા પાસે એક સાંઢીયો ઝૂક્યો. અને અસ્વારે ડેલીએ આવી અવાજ દીધો કે "મહીયા ભાઇઓ, જાગો! હવે ઉંઘવાનું ટાણું નથી રહ્યું."

બેબાકળા જાગીને અમે પૂછ્યું "કેમ ભાઇ! કયાંનો સાંઢીયો?"

"સાંઢીયો છે શેરગઢનો. અમરેભાઇએ કહેવાર્યું છે કે ઘેરે ઘેરથી અક્કેક મહીયો પ્રાગડના દોરા ફુટયે કનડા ડુંગરને માથે

આવી પોગે. હું જાઉં છું. મારે આજ રાતોરાત જ આખી ચોવીસી ફરવી છે."

"પણ ભાઇ, બારવટે ? કે રીસામણે ?"

"રીસામણે. હથીઆર હોય તે પણ ઘેર મેલીને નીકળજો."

એટલું કહીને સાંઢણી–સ્વાર ઉપડતે પગલે ચાલી નીકળ્યો.

અને પ્રાગડના દોરા ફુટતાંની વાર તો કનડાને માર્ગે ઘોડાં, સાંઢીયાં, ગાડાં અને પાળાઓની કતાર બંધાઇ ગઇ. ચોવીસ ગામમાંથી નવસો મહીયા કનડે રીસામણે મળ્યા. અમારા મુખીને એક જ બોલે અમે કટકા થઇ જનારાઃ અમે મહીયા તો અમારા સરદારના શબ્દ પર તોપે બંધાઈ જનારાઃ એક ઘર પણ પોતાનો જણ મોકલ્યા વિના ન રહ્યું.

"જ્યાં મોટો પુરૂષ ન હોય તેનું શું ?"

તે ઘરથી નાનો છોકરો આવે. તરસીંગડાવાળી બાઇઓએ ઘરમાં કોઇ પુરૂષ નહોતો તે દસ વરસનો દીકરો દઇ મેલ્યો'તો.

"એના ભેગી બે બેનો આવી હતી તે વાત સાચી ?"

એ વાતમાં મોટો ભેદ છે. હું હમણાં જ કહું છું. નવસો મહીયા કનડે બેઠા. એક દિવસ—બે દિવસ—ત્રણ દિવસ—એમ બેઠા જ રહ્યા. આસપાસ કાઠીનો મુલકઃ મધુવંતીને કાંઠે મેંદરડાનાં હાંડા જેવાં ગામડાંઃ વસ્તીને અમારી બે તો બહુ લાગી કે મહીયા ક્યાંક લૂંટી ખાશે. પણ અમારા મુખી અમરાભાઇએ અમને કહી દીધું કે

" મહીયાના પેટનો હોય તે આંહી ભૂખ્યો મરી જાય, પણ લૂંટફાટ ન કરે."

એટલો બોલ બસ હતો. અમારામાં યે ચોરી લૂંટ કરનારા હશે. અમારી મથરાવટી જ મેલી ગણાય. પણ કનડે તો અમે તપ તપવા મળ્યા'તા. ધણીની રામદુવાઇ લોપવામાં મહીયો મહા પાપ ગણતો'તો. અમે કનડા ઉપર પોષ મહિનાની ટાઢય વેઠતા અને ગાંઠનું ખીચડું ખાતા બેઠા. મનમાં આશા હતી કે હમણાં

અમારો ધણી જૂનાગઢથી ઉતરશે અને અમને મનામણાં મેલશે. વષ્ટિઓ આવવા પણ માંડી. રાજે અમને કહેવરાવ્યું કે "વીંખાઇ જાઓ. કનડો છોડી દ્યો. પછી તમારો વિચાર કરશું."

અમે જવાબ વાળ્યો કે "મહીયા ધર્માદા નથી ખાતા, માથાં દીધા બદલની જમીન ખાય છે. એમ માથે નવા લાગા ન હોય. બાકી તો ધણી છો. બધું ય આંચકી લ્યો ને! અમે બેઠા બેઠા જોશું. અમારે લૂણહરામી થઇને રાજ સામી સમશેરૂં નથી ખેંચવી."

૬

એવે સમે એક દિવસ મોણીઆ ગામથી શામળોભાઇ નામે ચારણ ઉતર્યા. મોણીયું એટલે તો આઇ નાગબાઇનું બેસણું : અને નાગઇ તો મહીયાની ઇષ્ટ દેવી : નાગઇ ઉપર અમારી હાડોહાડની આસ્થા : એ ચારણીનું છોરૂ તે આ શામળોભાઇ. શામળોભાઇએ રાજની ને અમારી વચ્ચે વષ્ટિયું લાવવા લઇ જવા માંડી. છેલ્લે દિવસ તો શામળોભાઇ અમને કસુંબા સારૂ અઢી શેર અફીણ સાત આપી ગયા. અને પોષ મહિનાની અજવાળી ચોથની રાત સૂસવતી હતી ત્યારે શામળોભાઇએ આશાભર્યો સંદેશો આણ્યો કે " વષ્ટિ લઇને રાજના મોટા અમલદાર કાલે પ્રભાતે મનામણે પધારશે. માટે હથીઆર પડીઆર હોય તેટલાં આઘાં પાછાં કરી દેજો."

" હથીઆર !" મોટા ચોટલાવાળા મહીયા જુવાનોની આંખો તાપણાંને અજવાળે ચમકી ઉઠી; "હથીઆર તો અમારા હાથમાંથી સરકારે સંવત ૧૯૨૯થી જ આંચકી લીધાં છે, શામળાભાઇ ?"

" આકળા મ થાવ જુવાનો !" શાણો સરદાર અમરો મહીયો બોલ્યા : "અને શામળાભાઇ ! હથીઆર હોય તોય આજ અમે વાપરવા નથી નીકળ્યા. આજ તો અમારે બેઠું બારવટું

ખેડવું છે. આજ ધણીની સામે કાંઇ ઘા હોય ? અને તું તો અમારે ગૌ સ્વરૂપ : તું ચારણ આડો ઉભો હો ત્યાં હત્યા ન હોય. ખુશીથી સરકારના સરદારો પધારે. ”

“ અને હથીઆર લેવાં હોત તો આંહી કનડે શીદ બેસત ? ગર ક્યાં છેટી છે ?” એક જુવાન કળકળ્યો; “ શું કરીએ ભાઇ ! આજ અમારો મુખી અમને બામણપણાનું ભણતર ભણાવે છે.”

“મહીયા જુવાનો !” ચારણે ખાત્રી દીધી; “ હું તમને હાલો રૂડું મનવવા નથી આવ્યો. રાજના પેટમાં કૂડ નથી દેખાતું. તમારાં રીસામણાં રાજને ભારે પડે તેવાં છે. તમારે એક જ ડગલાવામાં ગર પડી છે, એટલે જ આજ રાજનાં મનામણાં આવે છે. આજની રાત જંપીને ઉંઘજો. ”

મહિના મહિનાના ઉજાગરા હતા. ભૂખ, ટાઢ ને તડકા ઘણાં ઘણાં વેઠ્યા હતા. ઘરના વિજોગ, ગરાસની ચિંતા અને મરવું કે મારવું તે વાતના વિચારો થકી મહીયા થાકયા હતા. આજ નવ સો યે જીવ જંપી ગયા. કાલ તો કનડેથી ઉતરીને ઘરને છાંયડે જાવું છે : એવી ધરપત થકી મીઠી નીંદરે આંખો મળી ગઇ. ઘસઘસાટ નીંદર : પણ ત્યાં તો સૂરજની કોર ફુટતાં અમને સૂતેલાને કોણે જગાડયા ? મનામણાને મીઠે બોલે નહિ, પણ બંદૂકને સણસણાટે ! આટલી સેના કયાંથી ઉમટી ? કનડો ક્યારે ઘેરી લીધો ? રાતમાં ને રાતમાં આ હજારૂં હથીઆરવાળા કયાંથી ઉતાર્યા ? સંધવાડનાં સાંતી ને કોસ છોડાવી છોડાવીને શું હજારૂંને મોઢે સંધી ઉતાર્યો ? ઝબકેલા મહીયામાંથી કેટલાકને પોતાનો ધર્મ સૂઝ્યો તે સામી છાતી પાથરીને ઉભા રહ્યા, ને બીજા દસ્ય ભૂલીને ડુંગરેથી દોટ દેતા ઉતરી ગયા. એંશી ને ચાર ચોરાશી જવાંમર્દો એક બોલ પણ બોલ્યા વિના ઉભા રહ્યા. એના લાંબા લાંબા ચોટલા ઝાલીને એક હારમાં બેસાર્યા. પછી માથાં કાપ્યાં–તરવારે નહિ હો, ફૂવાડે. એની આ ખાંભીયું ભાઇ ! એ ખાંભીયું અમારે પૂજ્યાનાં ઠેકાણાં. ચોરાસી જણાએ જીવ દઇ જાણ્યા.

“ અને ઓલી બે બાઇઓની ખાંભીઓ વિષે શું ?”

હા, લોકો બોલે છે કે તરસીંગડાવાળા બાળ મહીયાને સાચવવા બે બેનો આવેલી. મહિના સુધી એ બે જુવાનડીઓ પોતાના બાળા ભાઇને વીંટીને બેસી રહી હતી. સાત ખોટનો એક જ કલૈયા કુંવર જેવો એ ભાઇ હતો. કતલ ચાલી તે ટાણે "અમારા ભાઇને મારશો મા! ભલા થઇને મારશો મા! એને સાટે અમને મારી નાખો!" એવી કાળી વરાસ્યો નાખતી એ બેનોએ પોતાના ભાઇની કતલ કરનારાની આડા દેહ દીધેલા. એટલે એને પણ કાપેલી. પણ વળી કોઇક આ વાતને ખોટી ઠરાવે છે. મુખીઓ કહે છે કે એક મહિના સુધી કોઇ બાઇ માણસ અમારા સંઘમાં નહોતું. મુખીનો હુકમ જ નહોતો. તેમ છતાં ફોજવાળા વાતો કરે છે કે 'અમે જ્યારે કાપતા હતા, ત્યારે એક નાની કુંવારિકા એક રૂડા રૂપાળા બાળ મહીયાની આડાં અંગ દઇને ધા નાખતી હતી કે મારા ભાઇને મ મારો! મારા વીરને મ મારો! એને સાટે મને મારો! એને પણ અમે તો મારેલી. પછી ગાડામાં નાખીને અમે સહુનાં માથાં લઇ જતા હતા, ત્યારે પણ એક ગાડે એક આંગડીઆળી કુંવારકાનું શબ સૂતેલું દેખાતું હતું. દેહ પર જખમ નહોતો, રગતનો છાંટો નહોતો, પણ મરેલી પડી હતી. કોણ જાણે કેમ થયું, પણ જૂનાગઢ પહોંચતા પહેલાં એ શબ અલોપ થઇ ગયું......વાંકળો વળોટયા પછી અમે એને દેખી જ નહિ.'

આમ ગીસ્તવાળા વાતો કરતા હતા.

"કોણ હશે એ કુંવારકા?"

બીજી કોણ? આઈ નાગબાઇ! પાંચ મહીયા મરે ત્યાં આઇ પણ ભેળી મરે છે. વારે વારે મરે છે બાપ! મરી ન જાણ્યો એક શામળો ભાઇ ચારણ.

"ખૂટામણ હશે?"

ના, ના, ના, ના! હોય નહિ. કહેનારની જીભ કપાય. ચારણ છેતરાઇ ગયેલો. એ સમજ્યો નહિ. દગાની રમત એના કળ્યામાં ન આવી. એટલે એણે જોયું ને અમે કપાણા.

"તો એણે મરવું'તું."

હા, એણે મરવું'તું. પણ એને મરતાં આવડયું નહિ. આખી ચારણ કોમે એને ફટકાર દીધો.

"તમે મહીયા આ વાતને કેવા દિલથી યાદ કરો છો?"

ઉજળા દિલથી. અમે જૂનાં વેર જગાડવા આ ખાંભીઓ નથી જુવારતા. અમે તો જુવારી જુવારીને સંભારીએ છીએ કે ખાનદાનીથી મોતને શી રીતે ભેટાય છે. અમે મરી જાણવાના પાઠ ભણીએ છીએ. બાકી વેર કેવાં? કડવાશ કેવી? માનવી બિચારો કોણ માત્ર? જે માનવી મત્ય ભૂલી જાય, તેના ધોખા શા હોય? ખાંભીઓ અને ઇતિહાસની વાતો ઝેરવેર શીખવવા સારુ ન્હોય.

"પછી રાજને માથે શું થયું?"

અમારી સો બાઇઓ રાજકોટ ગઇ. જઇને સરકારને જાણ દીધી. સરકારનું કમીશન બેઠું. કેક રમતો રમાણી. નવાબ ખા. બ. સાલેહ હિંદી અને બાપાલાલ ભાઇનો કારભાર તૂટયો. સરકારને ઠપકો મળ્યો. થોડીક તોપની સલામો કમી થઇ. ને અમારા હક અખંડ રહ્યા. અમને એજન્સીની હકુમત હેઠળ લીધા. અમારે રાજને રૂા. ૫૭૮૦ ખરચ ભાગે આપવા ઠર્યાં. ત્રણ વરસ પછી અમે રાજને કુલ સાઠ સાંતીની જમીન કાઢી આપીને એ કરમાંથી મોકળા થયા અને પાછા જુનાગઢ રાજ્યની હકુમતમાં આવ્યા. આજ અમારા ઉપર લાગો નામ ન મળે. આ અમારી કથની થઇ ભાઇ! હાલો હવે, ચંદ્રમા ચડયો છે. શરાપૂરાને જાગવાની વેળા થઇ છે. હવે આપણે ઉતરી જઇએ."





# ૨. ગીગો મહીયો

ધાર તરફ વળતી ઘોડીઓ ઝપાટે પંથ કાપવા લાગી. રૂપાવરણી રાતને શીળે પહોરે વનરાઇ જંગલી ચમેલીની સુગંધે મ્હેકતી હતી. એ ડુંગર, એ રણથળ ને એ ખાંભીઓને પાછળ મેલીને અસ્વારો આઘેરા નીકળી ગયા. કતલની ઘણેણાટી, હત્યાની કરૂણા અને શૂરાનાં મુંગાં સમર્પણનું વાતાવરણ વાંસે રહી ગયું હતું. અદાવતનાં ઝેર નીતારી નાખે એવી

અગર ચંદણ રાત
ચાંદા પૂનમ રાત
ચાંદલિયો ક્યારે ઉગશે !
તારોડિયો ક્યારે ઉગશે !

એ ગીત માંહેલી ચંદન–છાંટી રાત હતી. મહીયા અસ્વારે બીડી ઝગવી એટલે મહેમાન સમજ્યો કે મહીયો નવા તોરમાં દાખલ થઇ ગયો છે. એટલે મહેમાને વાત ઉચ્ચારી કે તમારો "ગીગો મહીયો બારવટે ચડ્યો હતો તેની શી હકીકત છે, કહેશો ?"

"ગીગો *મકો ને ? કણેરી ગામનો ગીગો ને ? હા, હા, ગીગો તો મકરાણીઓનો મોટો કાળ : મકરાણી મલક આખાને ધમરોળે,

---

* મહીયાની એક શાખ.

પણ ગીગાની કણેરીને સીમાડેય ન છબે ભાઇ! અને ગીગો તો ગરનો સાવઝ કહેવાણોઃ સાંભળો સાંભળો એની ખ્યાતિયુંઃ

બાબીથી બીનો નહિ, ખત્રીવટ ખાગે
ભૂપ મોટા ભાગે, ગરનો સાવઝ ગીગડો.

[ ગિરનો સિંહ એ ગીગો જુનાગઢના બાબી રાજાથી ન બ્હીનો. અને એણે તલવારથી ક્ષત્રીવટ ખેલી. મોટા રાજા પણ એનાથી ભાગતા હતા. ]

અને ભાઇ!

પટેલીઆ પ્રગણા તણા, જૂને રાવું જાય,
ડણકે ડુંગર માંય, ગાળે સાવઝ ગીગડો.

[ પરગણાના પટેલો ગીગાના ત્રાસ સામે દાદ કરવાં જુનાગઢ જાય છે. અને ગિરના સિંહ ગીગો તો ડુંગરાંમાં ગર્જના કર્યા જ કરે છે. ]

ઉનેથી જૂના લગે નારી ન ભરે નીર,
નત્યની રીડોરીડ, ગરનો સાવઝ ગીગલો.

[ ઉના ગામથી માંડીને જૂનાગઢ સુધી સ્ત્રીઓ પાણી નથી ભરી શકતી. રોજેરોજ બૂમો પડે છે. એવી હાક ગિરના સિંહ ગીગાની બોલી ગઈ. ]

ને વળી ભાઇ! કેવો નામી મરદ ગીગો!

કેસર જ્યું લેવા કરછ, લાંબી સાંધછ લા,
માંડછ પગ મૈયા, ગઢે ને કોટે ગીગડા!

[ હે ગીગા! તું કેસરીની માફક લાંબી ડણક દે છે, અને ગઢે ને કોટે તારા થાપા મારે છે, ]

અરે! શી એની શિરજોરી!

ટીંબી જેવડું ગામડું, સૂંથી ફાટયો મીંયા
સિંહ વછૂટયો સામટો, ગર મળી ગ્યો ગીગલો!

એ ગીગો ને ? કૈંક ગોરખધંધા કર્યા હતા એણે. પણ એ તો બ્હેલાંની–કનડાની કતલ પહેલાંની વાત. સંવત ૧૯૦૯માં ગીગો બારવટે નીકળ્યો, એનું બારવટુ કાંઇ રાજ ઉપર નહોતું. કટુંબ–કળો હાલતો હતો એમાંથી ગીગાનું ગાંડપણ સળગી ઉઠ્યું, એ મૂળ વાતમાં તો કાંઇ માલ જ નહોતો. પણ અસલ વારાની ગાંડપ જ ગણાય. ગીગો મૂળ કણેરી ગામનો રહેવાશી : મકા શાખનો મહીયો : બાપનું નામ મૂળુ મકો : ગરાસને કારણે કાકાઓની સાથે અણબનાવ મંડાણો હતો. ચાર પિત્રાઇઓ એની સામી પાટીમાં હતા : એક નામેરી, બીજો કરણો, ત્રીજો રતો અને ચોથો અમરો : એમ ચાર કાકા : સહુનો ઉકરડો એક ઠેકાણે સૈયારો પડે. પણ એમાંથી ખાતર ભરી જાય ફક્ત કાકાના ખેડૂઓ. ગીગલે લીધો વાંધો. કહે કે ભાગે પડતું ભરવા દઉં. ત્યારે ચાર કાકા આડા ફરીને ઉભા રહ્યા અને અણછાજતું વેણ બોલી ગયા કે "જા જા હવે ભુંડણના ! તારાથી શું થાતું'તું ?"

'ભુંડણનો' કહ્યો ત્યાં ગીગાની ખોપરીમાં ખટાકો બોલી ગયો. જુવાન જોધ આદમી, કોઇનો હુંકારો ખાધેલ નહિ, ઘણા દિવસની ઝીણી મોટી કનડગત હાલી આવે, એમાં આજ અઘટિત વેણ સાંભળ્યું. તે ટાણે ગીગો ઘૂંટડા ઉતારી તો ગયો, પણ એટલું કહી દીધું કે "કાકા, ભુંડણનો છું કે સિંહણનો, તે તો તમે હવે જોજો !"

ધાનનો કોળીઓ એને ઝેર થઇ ગયો. ઘરમાં કે ગામમાં કયાં યે જીવને ગોઠયું નહિ. પોતાના ચાર ભાઇઓને લઇને ગીગો કુટુંબ માથે જ રીસામણે નીકળી ગયો.

કણેરીથી ઉગમણે પડખે થોડેક છેટે પ્રાંસળી નામે ગામડું છે. પિત્રાઇના સંતાપથી ગળે આવી રહેલ ગીગા પ્રાંસળીમાં એક દિવસ બપોરે મહેમાન થયો છે. ભાઇબંધોની પાસે કાકાઓની કનડગત ગાય છે. વાત કરતાં કરતાં એના મ્હોંમાંથી વચન નીકળી ગયું કે "હવે તો ગળોગળ આવી ગયો છું ભાઇ !"

"ગીગા !" સંબંધીઓ એને ઠારે છે: "હોય, કટંબ હોય ત્યાં એમ જ ચાલે. ભેળાં પડેલાં ભાણાં કોઇક દિવસ ખડખડે ય ખરાં. પણ એ વાત ઉપર વેરનાં બી ન વવાય. આપણાં બળ જોર એમ ધૂડ જેવી વાતમાં ખોઇ બેસાય છે મારા બાપ ?"

રોટલા ખાઇને હોકો પીતાં પીતાં જુવાન ગીગલો ઝોલે ગયો એટલે એના સોળે બેરૂબંધો છાનામાના ત્યાંથી સરીને નીકળી ગયા. થોડી વારે ગીગો જાગ્યો. એ ઘડીની નીંદરમાં એના અંતરની આગ કાંઇક ઓછી થઇ ગઇ હતી. પણ જાગીને જોયું તો સોળમાંથી એકેય સંગાથી ન મળે. ગીગાને વ્હેમ આવી ગયો: 'નક્કી મને કાળી ટીલી દેવા ગયા !' એમ બોલતો એ ઉઠયો. કણેરીને માર્ગે એણે દોટ દીધી. કણેરીનું પાદર થોડુંક છેટું રહ્યું ત્યાં ફડાફડી અને રીડીયા ચસ્કા સંભળાણા. સાંભળતાં જ ગીગાના પગ ભાંગી ગયા. મનમાં ભે પેસી ગઇ. પાદરે પહોંચીને જોયું તો ચાર કાકામાંથી રતા અને અમરાની બે લાશો પડી હતી. લોહીની ખાંદણ મચી હતી. અને ખૂન કરીને ભાઇઓ ઉભા હતા. ભાઇઓએ સાદ કર્યો કે "હાલ્ય ગીગા ! આનાં લોહી પીએ."

"અરે બસ કરો બાપ ! તમે ઠામ ઢાળી દીધાં. આવડી ઉતાવળ ? મારો માનખ્યો બગાડી મુકયો !"

કાકાની લાશ ઉપર ગીગે પોતાની પછેડી ઓઢાડી દીધી. અને પોતે પડખે બેસીને પોક મેલી રોયો. સાચે આંસુડે રોયો. પછી તો માથે બે ખૂન ચડ્યાં. ધોડવું'તું ને ઢાળ આવ્યો ! ખૂનને સાટે ફાંસીએ ચડવાનો કાયદો એ વખતનાં માણસોને ભાવે શેનો ? એટલે એણે પોતાના માણસોને કહ્યું :

"ભાઇ, આમે ય હવે મોત તો માથે ગાજી જ રહ્યું છે. તો પછી ડાહ્યા ડમરા થઇને કૂતરાને મોતે શીદ મરવું ? મલકમાં નામાં કામાં રહી જાય એ રીતે થોડીક મરદાઇ પણ ભજવી લેશું ને ?"

૨

આવે કુટુંબી કારણે ગીગો બહાર નીકળ્યો. અને ગીગાની વાંસે જુનાગઢની ગીસ્તો છૂટી. ગરના ડુંગરામાં ગીગો ડણકો દેવા લાગ્યો અને ગામડાં ભાંગવાનો આદર કર્યો. એમાં એક દિવસ એને એક આદમીએ આવીને બે વાતના વાવડ દીધા કે "ગીગા મકા! તમારા બાપ મૂળુ મકાનો દેહ છૂટી ગયો."

"શી રીતે ભાઇ?"

મૂળુ મકો ભાગના ફરતા'તા. એમાં ઝલાણા. એને જૂનેગઢ લઇ જાતા'તા. એમાં દાત્રાણા ગામની પાસે નાગડી ગામને ચોરે મૂળુ મકે શરમનાં માર્યા પેટ તરવાર નાખીને પ્રાણ કાઢયા; ને બીજું તો તમે આંહી લહેર કરો છો, પણ તમારી કણેરીને માથે તો મકરાણીની એકના સાટાની ત્રણ ગીસ્તો પડી છે."

"રંગ જૂનાગઢને. મારી કણેરીની કીર્તિ વધી. ગીગાને માટે ત્રણ ત્રણ ગીસ્તો! ગીગો હેઠ ગરમાં, ને ગીસ્તોના પહેરા ચાળીસ ગાઉ છેટે કણેરીમાં. રંગ! કોણ કોણ છે એના આગેવાન?"

"એક તો શકર, બીજા બાદશા જમાદાર, ને ત્રીજો અભરામ પાડાળો. ત્રણે મકરાણીઓ."

"ભાઇ! ભાઇ! ત્રણે જણા મરદના દીકરા! એને વાવડ દ્યો કે ગીગો આંહી બેઠો બેઠો તમારી વાટ જોવે છે. કદાચ એને ખબર નહિ હોય."

"બરાબર ખબર છે. પણ કણેરીમાં એને કાંઇ દઃખ પીડા નથી."

"તો આપણે જ સામે ચાલીને જાઇએ. એને શીદ ફેરવણી કરાવવી!"

ગીરમાંથી ગીગો ચડયો. કણેરીને સીમાડે આવીને સહુ ઉતરી પડયા. શકન જોયા વિના ગીગો કદિ કોઇ ગામના સીમાડામાં

પગ મેલતો નહિ. શુકન જોવાની રીત પણ નોખી જ ભાતની. સીમાડે સહુ બેસે ને પોતે સૂવે. સૂતાં સૂતાં આંખમાં નીંદર ભરાય એટલે પોતે ઉભો થાય. કાં તો પાછો ફરી જાય, ને કાં શ્રીફળ લઇને સીમાડામાં દાખલ થાય. કણેરી માથે ચડવામાં શુકન જોયાં તો સારાં નીવડયાં. નાળીએર લઇને ગીગો આગળ થયો. વાંસે એનું દળ હાલ્યું. ગામને પાદર જઇને ઝાંપાના પત્થર ઉપર નાળીએર વધેર્યું. સહુએ માતાજીની શેષ ચાખીને પછી ગામમાં પગલાં દીધા. બરાબર ચોકમાં જ ગીસ્તો પડી છે. પણ મોતની બે તો ગીગાને રહી નહોતી. 'જે નાગબાઇ !' લલકારીને ગીગો પડયો. એમાં બે કોરથી મકરાણીઓની સાડ સાડ દેશી બંદૂકો છૂટી, પણ ગીગાના જણમાંથી એક જ જણને જખમ થયો. બીજા બધા કોરેકાટ રહી ગયા.

"હાં ભેરૂબંધો ! આઇ નાગબાઇ આજ ભેરે છે." એમ બોલીને ગીગો ઠેકયો. ધુત્કારીને જેમ દોટ દીધી તેમ મકરાણી શકર, બાદશા જમાદાર ને અભરામ પાડો, ત્રણે ભાગ્યા. ગીગાએ પેલા બેને તો હડફટમાં લઇ પછાડી બંદૂકે દીધા. પણ અભરામ પાડો ઝાડ ઉપર ચડી ગયો. એને ગોતતા ગોતતા બારવટીયા પાદર આવ્યા, ને જેમ ઉંચે નજર કરે તેમ ત્યાં ઝાડની ડાળે અભરામને દીઠો. જેમ ગીગે બંદૂક નોંધી તેમ તો અભરામે ઠીલ પડતું મેલ્યું. આવી પડયો ગીગાના પગમાં. પગ ઝાલી લીધા. બોલ્યો "એ ગીગા ! તેરા ગુલામ !"

"હે...ક મકરાણી ! ખાઇ બગાડયું ? જા ભાગી જા. હું ગીગો. હું શરણાગતને ન મારૂં. જા ઝટ જૂનાગઢ, ને વાવડ દે કે ગીગો આજ કણેરીમાં જ રે'વાનો છે."

અભરામને જીવતો જવા દીધો. પોતે કણેરીમાં આખો દિવસ રોકાણો. બાપનું સ્નાન કર્યું. અને "હવે મકરાણી ફરીવાર આવે તો મને છીંદરીની ઝાડીમાં વાવડ દેજો !" એટલું કહી ગીગો ચડી નીકળ્યો.

## ૩

કુણેરીને પાદર જેને પૂરો કર્યો એજ બાદશાહ જમાદારનો જુવાન દીકરો બીજી ગીસ્ત લઇને મહીયાવાડ ખુંદવા મંડ્યો અને શેરગઢ ગામને ચોરે બેસી બડાઇ હાંકવા લાગ્યો કે "અબે ગીગા! ગીગા! કયા કરતે હો? એ તો બચાડી ગીગલી. નામ જ ગીગલી! એ બચાડી કયા કરે! એક વાર મેરેકુ મોકા મિલ જાય, તો મેં ગીગલીકું બતા દું."

જમાદાર જ્યારે બોલવામાં હદ છાંડવા લાગ્યા ત્યારે એક ગામેતી ગરાસીઆથી ન સહેવાણું. એણે કહ્યું કે "તો પછી જમાદાર, આ પડ્યો ગીગલો છીંદરીની ઝાડીમાં. કયાં છેટું છે? કરોને પારખું?"

જમાદાર હતા ચડાઉ ધનેડું. ચડયા, જાણભેદુ હતા તેઓ એને જગ્યા ચીંધાડવા ચાલ્યા. છીંદરીની ઘાટી ઝાડીમાં એક ભેખડની ઓથે ગીગો એની ટોળી સાથે બેઠેલો. ગીસ્તને ભાળતાં જ બારવટીયા ભેખડની પછવાડે બીજે ઠેકાણે ઓથ લઇ ગયા અને દુસ્મનને ભૂલથાપ દેવા માટે પોતાની પાઘડીઓ ભેખડની ટોચે મૂકી. આંહી મકરાણી જમાદાર તો મોતીમાર હતો. એક વડલાની ઓથ લઇને થડની વચ્ચે થોડોક માગ હતો ત્યાંથી ગોળીઓ છોડવા લાગ્યો. પટોપટ ગોળીઓ પાઘડીઓને લાગતી ગઇ. ગીગાની આંખ બીજી જગ્યાએથી ઘણી ય ગોતે છે કે આ ગોળીઓ આવે છે કયાંથી! પણ કોઇ બંદૂકદાર દેખાતો નથી. એમાં ગીગાએ વડલાની બે જાડી વડવાઇઓ એક બીજી સાથે અડોઅડ હતી તેની ચીરાડમાં કાંઇક હલચલ દીઠી. બરાબર ચીરાડમાં નોંધીને બંદૂક ચલાવી. પહેલે જ ભડાકે જમાદાર ઢળી પડયા.

જમાદારની મૈયતને ઉપાડી શેરગઢ લાવ્યા. હજી તો સવારે જે જમાદારે શેખી કરી હતી તેની જ આ મૈયત દેખીને મહીયા પેટ ભરી ભરીને હસ્યા.

૪

ફાગણ શુદ પૂનમની હોળી તો સહુ પ્રગટે, પણ ગીગા બંકડાની હોળી નોખી જ ભાત્યની. જૂનાગઢથી વેરાવળ જવાની ધોરી સડક હતી. એ સડકને કાંઠે, પાણીધરા ગામને સીમાડે, આજ જે ગીગાધાર કહેવાય છે તે ધાર ઉપર ગીગો ચોકેધાડે રહેતો હતો. એમાં કોઇએ યાદ આપ્યું કે "આજ ફાગણ શુદ પૂનમ છે ગીગા ! આજ ક્યાંઇક હોળી માતાનાં દર્શન કરવા અને દુહા સાંભળવા જઇએ."

વિચાર કરીને ગીગો બોલ્યો કે " આપણે આંહી આપણી નોખી હોળી પરગટીએ અને દુહા રાસડા ગાવા માટે સહુને આંહી જ બોલાવીએ તો કેમ ?"

"તો સુધું સારૂં."

"ઠીક ત્યારે, અટાણથી સડકને કાંઠે ઓડા ઝાલીને બેસી જાઇએ અને હોળી માતાનો પૂજાપો સરસામાન ભેળો કરીએ."

રૂ કપાસનાં ધોકડાં લઇને ગાડાંની હેડ્યો જૂનાગઢથી વેરાવળ જાય છે. ધોરીને ગળે ટોકરીઓ વગડે છે. મોટી બજાર જેવી રાહદારી સડક ઉપર બારવટીયાની તલભાર પણ બ્હીક નથી. ગાડાખેડુ કાગાનીંદર કરતા કરતા હાંકયે જાય છે. એમાં ગીગા ધાર ઢૂકડા આવતાં ત્રાડ પડી કે "ગાડાં થોભાવો !"

" કાં ભાઇ ? નવાબ સરકારનાં ધોકડાં છે. "

" હા, એટલે જ અમે તાણ્ય કરીએ ને ભાઇ ! ઉતારી નાખો ધોકડાં. "

ગાડાખેડુઓ કળી ગયા કે આ તો ગીગાનો થાપો પડ્યો છે. ધોકડાં ઉલાળી નાખ્યાં.

" તમારૂં ભાડું કેટલું ઠર્યું'તું ભાઇ ? "

" પંદર પંદર કોરી. "

"આ લ્યો, ભાડું ચૂકતે લેતા જાવ. તમારાં છોકરાંને આજ વરસ દિવસને પરબે ખજૂર ટોપરા વિના ન રખાય. અને કોઇ પૂછે તો કહેજો કે ગીગે હુતાશણી પ્રગટવા સારુ ધોકડાં રોકી લીધાં છે." પોતપોતાનું પૂરેપૂરૂં ભાડું લઇને ગાડાવાળાએ ગાડાં હાંકયાં. ત્યાં તો ગીગાને કાંઇક સાંભર્યું. બૂમ પાડી, "એલા ભાઇ, આજ આંહી હોળી પરગટશું, રમશું ને ગાશું. રોકાઇ જાવને ?"

"બાપા, અમને માફ કરો. અમારે માથે માછલાં ધોવાશે."

"હેઠ બીકણ ! ઠીક, મંડો ભાગવા. રસ્તે જે મળે એને કહેતા જાજો, કે પાણીધરાને સીમાડે ધાર માથે ગીગાએ આજ રાતે સહુને દુહા ગાવા ને ખજૂર ખાવા તેડાવ્યા છે. ગીસ્તું મને ગોતતી હોય તો એને પણ કહેજો હો કે ?"

"પણ ગીગા મકા !" બેરૂ બોલ્યા, "ખજૂર ટોપરાંનો બંદોબસ્ત કરવો પડશે ને ?"

"ભાઇ, આંહીં બેઠે જ એ બધું થઇ રહેશે. આંહીંથી જ ખજૂરનાં વાડીયાં, તેલના કૂડલા, ટોપરાના કોથળા વગેરે હોળીની સંધીય સામગ્રી નીકળશે. જોઇએ તેટલી ઉતરાવી લેજો. પણ ગાડાખેડુને ભાડાંની કોરીયું ચૂકવવાનું ભૂલશો નહિ. આજ મોટા તહેવારને દિવસ એનાં છોકરાંને હોળીના હારડા વગર ટળવળાવાય નહિ હો કે ?"

સાંજ પડી ત્યાં સડકને કાંઠે રૂનાં ધોકડાં, તેલના કૂડલા, ખજૂરનાં વાડીયાં, ટોપરાના વાટકાના કોથળા, શીંગોની ગુણો વગેરેના ગંજ ખડકાણા. અને રૂનાં ધોકડાંમાં તેલના કૂડલા મકીને ગીગાએ હોળી ગોઠવી. આજુબાજુનાં ગામડાંમાં ખબર પડી હતી એટલે રાત પડયે લોકોનો પણ ઠીક ઠીક જમાવ થઇ ગયો. પૂનમને ચાંદે ગિરનારની ટુંકો વચ્ચેથી જેમ ઝળહળતી કોર કાઢી, તેમ આંહીં ગીગાધારે પણ હોળીની ઝાળ નીકળી. આસપાસના ગામડાંમાં છાણાંની હોળીઓના ભડકા દેખાતા હતા તેની વચ્ચે ગીગાની હોળીની ઝાળો

તો આભે જાતી અડી. બારવટીએ પ્રદક્ષિણા દઈને પાણીની ધારાવાડી દીધી. હોળીમાં નાળીએર હોમ્યાં. કુદી કુદીને ઝાળો વચ્ચેથી નાળીએરો કાઢી લેવાની હોડ રમાણી. અને પછી જેમ ઝાળ નમવા માંડી, ચંદ્રિ આકાશે ચડીને રૂપાના રસની રેલમ-છેલ કરવા માંડ્યો, તે વખતે આંહી ગીગાધારે સોરઠના સરખે સરખા દુહાગીરો સામસામી પંગતો કરી કરીને દુહાની રમઝટ બોલાવવા લાગ્યા. દાંડીયા રાસ રમાણા. આખી રાત આભમાં ને ધરતીમાં, બેય ઠેકાણે આનંદના ઓઘ ઉમટ્યા. પ્રભાતે પોતાનો નેજો ઉપાડીને ગીગો ગીગાધાર માથેથી ઉતરી ગયો. ગરની વાટ ઝાલી લીધી.

## ૫

ખીલાવડ ગામના ગામેતી, જોખીઆ શાખના મુસલમાન, નામે અભાંગો જમાદાર, ગીરત લઈને ઉતર્યા છે. ગાળે ગાળે ગીગાને ગોતે છે. એમાં વાવડ મળ્યા કે ગીગો તો દાદરેચા ડુંગર ટૂકડો રાણધારના નેસ પાસે પડ્યો છે. બાતમીદારે કહ્યું કે "જમાદાર સાહેબ, ઇ સાવઝની બોડમાં જવા જેવું નથી. એને આપણે પહેલો બહાર નીકળવા દઈએ."

પણ જમાદારને પોતાની ભુજાનું અભિમાન હતું. એણે કહ્યું કે "સાવઝને પડમાં આવવા દઈને મારવામાં શી બહાદૂરી બળી છે! બોડમાં જઈને બંધૂકે દઉં તો જ હું સાચો સિપાઈબચ્ચો!"

"જમાદાર! રેવા દ્યો." પણ જમાદારને તો ખેંચપકડમાં વધુ જોર આવ્યું. જાડા જણને બંદૂકા સહિત ઉપાડ્યા. ત્યાં ગીગાનો નેજો દેખાણો. નેજા વિના તો ગીગો ક્યાંય રહેતો નહિ. વાર આવતી દેખાણી. ઘડીક થયું ત્યાં વારે બહારવટીયાને વીંટી લીધા, એટલે હોકો હેઠે મેલીને ગીગે તરવાર લીધી. પડકારીને જેમ સામે પગલે દોટ દીધી તેમ ગીરતનાં મકરાણી-

ઓએ બંદૂક સોતા પડ દઇ દીધું. જમાદાર ઘોડેસવાર હતો તે એકલો ઉભો થઇ રહ્યો. દોડીને ગીગે ઘોડાની વાઘ ઝાલી લીધી. એટલે ચતુર જમાદારને ઓસાણ ચડી ગયું. એણે ગીગાને રંગ દીધા: "શાબાસ ગીગા! શાબાસ તારી જણનારીને! સો સો શાબાસીયું છે તુંને શુરા! હવે બસ કરી જા દોસ્ત!"

શાબાસી સાંભળીને ફુલાઇ ગયેલા ગીગાએ ઘોડાની વાઘ છોડી દીધી અને કહ્યું કે "જમાદાર, જાઓ પધારો! વળી જે દિ' પાણી ચડે તે દિ' આવજો. ગીગાનું ઠેકાણું ગરમાં અછતું નથી હોતું. એનો તો મલક છતરાયો નેજો ફરકે છે."

દાદરેચા ડુંગર પાસે ગીગાનું આ રહેઠાણ હજુ પણ 'ગીગા પથારી' અને 'ગીગા વીરડો' એવે નામે ઓળખાય છે.

૬

ગોધમા ડુંગરની તળેટીમાં નાગડી નામનું ગામ છે. એ ગામના એક ખેડુના ઘરમાંથી ખરે બપોરે ખેતરે ભાત દેવા સારૂ પટેલની દીકરા–વહુ તૈયાર થાતી હતી. પણ બાપને ઘેરથી તાજું જ આણું વળીને આવતી હતી અને માવતરે કરીયાવર પણ કોડે કોડે અઢળક આપ્યો હતો, એટલે આ જુવાન વહુને પહેરવા ઓઢવાના લ્હાવા લેવા બહુ ગમતા હતા. વળી પોતાના પિયુજીને જ ભાત જમાડવા જવા કરતાં બીજો કયો વધુ રૂડો અવસર પહેરવા ઓઢવાનો હોય? ખેડુની દીકરા–વહુએ ભરત ભરેલાં કાપડું ને થેપાડું તો પહેર્યાં, તેની ઉપર રાતા ગલરેટાનો સાડલો ઓઢ્યો, પણ તે ઉપરાંત એણે તો હાથ, પગ, ડોક અને નાક કાનમાં જેટલા હતાં તેટલાં ઘરાણાં પણ ચડાવ્યાં. એક તો જુવાન કણુબણુ અને એમાં આ શણગાર: રૂપની જ્યોતો છુટી ગઇ. પણ જેમ ભાતની તાંસળી ને છાશની દોણી મોતીઆળી

ઇંઢોણી ઉપર લઇ માથે ચડાવ્યાં તેમ સાસુની નજર પડી. સાસુની આંખ ફાટી ગઇ. પૂછ્યું,

"અરે વહુ, આ પીળી ધમરક થઇને ક્યાં હાલી?"

"બીજે ક્યાં વળી! ખેતરે ભાત દેવા."

"અરે પણ અડબોત મારીને આ તારા લાડ ઉતારી લેશે, મોટી સાહેબજાદી!"

'કોણ ઉતારતો'તો વળી?"

"ઓલ્યો તારો બાપ!"

"પણ કોણ?"

"ઓલ્યો બારવટીયો ગીગલો મૈયો. આંહી ગોધ્રમાની ગાળીમાં વાટ જોઇને જ બેઠો હશે."

"લ્યો રાખો રાખો બાઇજી! તમે તો દેખી જ નથી શકતાં. તમારી આંખ્યુંમાં મહી મરચાં ભરો, મરચાં! હું તો આ હાલી."

આખાબોલી અને અબૂધ કણબણ કાંબી કડલાં રણકાવતી અને ફરડ! ફરડ! લૂગડાં ગજાવતી ચાલી નીકળી. વાંસે વૃદ્ધ સાસુએ એકલા એકલા આખું ગામ સાંભળે તેમ બડબડ બોલ્યા જ કર્યું. અને આંહી જ્યાં વહુ ગામ મેલીને છેટેરી નીકળી તેમ ગોધમે ડુંગરેથી તીણી આંખો ફેરવતા ચાડિકાએ બારવટીયાને કહ્યું કે "આપા ગીગા! કોક ભતવારી જાય. જાડા જણનું ભાત લાગે છે."

"હાં દોડો. ભાત લઇ લ્યો, અને ઘરેણું હોય તો એ પણ હાથ ખરચી સાટુ ઠીક પડશે."

બિલ્લીપગા બહારવટીયા દોડીને બાઇ આડા ફરી વળ્યા. એને પડકારી: "ઉભી રે' એ બાઇ!"

બંદૂકવાળા બોકાનીદારોને ભાળી બે ખાઇ કણબણ થંભી ગઇ.

"બાઇ, ઇ ઘરાણાં ને ઇ ભાત આંહીં હેઠે મેલીને હાલી જા બાપ." બારવટીયાએ એક સુંડી ભરાય તેટલાં સોનાં રૂપાં ભાળાને ભાન ગુમાવ્યું.

"તમે કોણ છો ?" કરડી આંખવાળા અને બીજાથી સવાયા પ્રભાવશાળી દેખાતા જણુને બાઇએ બેસી ગયેલે અવાજે પૂછ્યું.

"હું ગીગો મેયો, બાઇ ! તું વાર લગાડ એટલું નકામું છે. ઠાલી ચીથરાં શીદ ફાડચ !"

"તમે પોતે જ ગીગા બાપુ ?"

"હા, હું બાપુ ફાપુ નહિ, પણ ગીગો ખરો—અરે ગીગલો કહે તો ય શું ? અમારે તો કામનું કામ છે ને ? અમારે મકરાણીનાં માથાં જોવે ને શાહુકારનાં સોનાં રૂપાં જોવે. કાઢી દે ઝટ."

"વોય માડી ! તયેં તો મારી કાળજીભી સાસુનું કહેવું સાચું પડયું !" એટલું કહીને કણબણ ચારે કોર જોવા લાગી.

"શું કહ્યું'તું તારી સાસુએ ? ઇ યે અમારે સાંભળવું પડશે ? ઠીક બાઇ, કહી નાખજે ઝટ. અમે ભૂખ્યા છીએ."

"મારી સાસુએ કહ્યું'તું કે આ ઘરાણાં ઠાંસીને જાછ તે તારો બાપ ગીગો બારવટીયો ગોધમેથી ઉતરીને લૂંટી લેશે ! મેં કહ્યું કે ભલે મારો બાપ ગીગો લૂંટી લ્યે."

"મને તારો બાપ કહ્યો'તો તારી સાસુએ ? સાચેસાચ ?"

"હા, સાચેસાચ."

"તયીં તો હું તારો બાપ ઠર્યો. એલા ભાઇ જુવાનો ! હું બાપ થઇને આ દીકરીને લૂંટું ?"

"અરેરે, લૂંટાય કાંઇ ?"

"ઉલટાનું કાપડું દેવું જોવે ને ?"

"હા જ તો."

" એલા ભાઇ, આપો એને મડી ભરીને કારીયું. પણ એલી દીકરી, તું દીકરી ઠરી એટલે બાપ ભૂખ્યો હોય એને ખવરાવ તો ખરી ને ?"

" હાજ તો બાપુ. "

" ત્યારે મેલી દે ભાતના રોટલા. અમે ગોધમે જઇને પેટ ઠારશું. છાશની દોણી ય દઇ દેજે. તારી તાંસળી પાછી લઇ જા. દીકરીના ઘરનું ઠામડું ય મારે ન ખપે. "

" બાપુ, વધુ છાશ રોટલા લઇ આવું ?" હરખે ઉભરાતી કણબણે પૂછ્યું.

" ના, હવે તું આવતી નહિ. નકર કોક ખાટસવાદીઆ તને લૂંટશે ને નામ ગીગલાનું લેશે. ભાગવા માંડ ઝટ. "

૭

ગીરના ગાળા વટાવતી બે ચારણીઆણીઓ ચાલી આવે છે. લોકો વાતો કહે છે કે એ બેય કાળીલા ગામની હતી. એક વહુ ને બીજી સાસુ : એક જુવાન ને બીજી આધેડ ઉમરની : બેયને માથે કાળી ઝેબાણ કામળીઓ ઝુલે છે. ગૂઢા રંગોનાં લૂગડાંમાં ગૌરવરણાં મોઢાં અંધારતી સાંજના આથમણા રંગો જેવાં ખીલી ઉઠે છે. બરોબર બપોર માથે આવ્યો, વગડો વરાળો નાખવા માંડયો અને સીમમાં પાંખી પાંખી વાડીઓના કોસ છૂટવા લાગ્યા, ત્યારે ચારણ્યો આદસંગ પાસે પાટી ગામને પાદર આવી.

" કુઇ ! તરસ લાગી છે. " જુવાનડીએ અધીરાઇ બતાવી.

" ભલે બાપ ! હાલો આ ઝાંપા ઢૂકડા ફળીમાં પી આવીએ "

ગામ ઉજ્જડ છે. ઉભી બજારે એક પણ માણસ દેખાતું નથી. ઓલાસ પણ ન મળે. પાદર પાસે મોટી ડેલી હતી તેમાં દાખલ

થઇને ચારણ્યો ઓસરીએ પહોંચી. લાંબી લાંબી એક જ ઓસરીએ ત્રણ ચાર ઓરડા હતા, અને તેમાંથી છેલ્લા ઓરડામાં કાંઇક તૂટવાના ધડાકા થાતા લાગ્યા. સામે ઓરડે જઇને ઓસરી પાસે ઉભાં રહી મોટેરી ચારણ્યે અવાજ દીધો કે "કોક અમને વાટમાર્ગુને ટાઢાં પાણી પાજો બાપ !"

ઓરડામાંથી એક આધેડ બાઇ બહાર નીકળી અને ઓસરીમાં પાણીઆરૂં હતું ત્યાંથી કળશીઓ ભરીને બન્ને મુસાફરોને પાણી પાયું.

"હાશ ! ખમ્મા તુંને દીકરી ! મારાં પેટ ઠર્યાં. તારાં ય એવાં જ ઠરજો ! અમૃત જેવું પાણી હો !" એમ કહીને મોટેરી ચારણ્યે આશીર્વાદ આપ્યા. અને છેલ્લે ઓરડે ધડાકા જોશભેર સંભળાવા લાગ્યા. ચારણ્યે બાઇને ચૂપ જોઇને પૂછ્યું :

"આ શું થાય છે ? આ ધડાકા ને આ ગોકીરા શેના છે બાપ ?"

"કાંઇ નહિ આઇ ! તમે તમારે હવે સીધાવો." બોલતાં બોલતાં બાઇની આંખોમાં જળ ઉભરાણાં.

"અરે બાપ, તું કોચવાછ શીદ ? શી વાત છે ? કહે ઝટ. હું આંહીથી તે વિના જાઇશ નહિ."

ધડાકા ને હાકોટા વધે છે.

"આઇ ! અમારાં ફૂટી ગયાં. અમને લૂંટે છે. તમે ઝટ માર્ગે ચડો."

"અરે કોણ લૂંટે છે ?" જુવાન ચારણી આંખ રાતી કરતી પૂછે છે.

"ગીગલો મેર્યો. પણ આઇ ! તમે તમારે માર્ગે પડો."

મોટી ચારણ્યે જુવાન ચારણ્યની સામે જોયું. પલકારામાં બેયની આંખોએ જાણે સંતલસ કરી લીધો. મોટેરી ચારણ્ય ઓસરીએ ચડી. પાછળ જુવાનડીએ પગલાં માંડયાં. અંદર જઇને

જોયું. બેઠી બેઠી બાઇઓ રૂવે છે. બે પટારા : તાજા આણાંના ઘરમાં આવ્યા હોય તેવા ચળકતાઃ પીતળને પતરે નકસી કરીને શણગારેલા : એવા બે પટારા ઓરડામાં માંડયા છે.

ચારણ્યો ઓરડે આવી, એટલે જાણે ઘરમાં દીવા થયા. ધેરે અવાજે ચારણ્યે પૂછ્યું "તમારૂં જરજોખમ કયા ઓરડામાં છે બાઇયું ?"

"આ ઓરડામાં આઇ ! અમે હજી આણું વળીને બાપને ઘેરેથી હાલી આવીએ છીએ. ને હમણાં અમારા અભરેભર્યા પટારા તૂટશે, આઇ !" જુવાન વહુઓ ફાળે જાતી જાતી છાનું છાનું કહેવા લાગી.

"તમારા મરદો–તમારાં ઓઢણાંના ધણી કયાં ?"

"ભાગી ગયા–બારવટીયાની ભેથી."

"ભાગી ગયા ? તમને મેલીને ? જાતે કેવા ?"

"આયર."

"હાય હાય જોગમાયા ! આયરોનું પાણી ગયું ?"

"આઇ ! તમે ઝટ નીકળી જાઓ."

બેય ચારણ્યે એક બીજીની સામે જોયું. ફરી વાત કરી. અકેકેક પટારા ઉપર અકેકેક જણી ચડી બેઠી. કામળીઓ માથા પરથી ઉતારીને કેડયે વીંટી લીધી. મોવાળા મોકળા મેલ્યા. મ્હોં ઉપર લટો રમવા માંડી ને આંખની અંદર લાલપ ઘુંટાવા લાગી. મોટેરીએ આયરાણીઓને કહ્યું :

"બાઇયું ! બે મોટા ઉપરવટણા લાવજો તો !"

પાણા આવ્યા. દસ દસ શેરીઆ પત્થર હાથમાં લઇને બેય જણીઓ બેઠી. ત્યાં તો ઓકાસો ઢૂકડો આવ્યો. બુકાનીદાર લુંટારા, ભેરવ જેવા ભયંકર, હાથમાં લાકડી, તલવારો ને ખંભે બંદુકો લઇ ઓરડે આવ્યા. નજર કરતાં જ ઓઝપાયા. થંભાને ઉભા થઇ રહ્યા. એક બીજા સામે નજરો નોંધી. વેશ ઉપરથી વરતી

ગયા. અણુસાર પણ ઓળખાઇ. અંદરો અંદર વાતો કરી:
"ચારણ્યું લાગે છે."

"વાંધો નહિ. કહી જોઇએ. નીકર પછી એની પત્ય નહિ રાખીએ." એક આદમીએ ચારણ્યોને વિનવી જોઇ:

"આઇયું! અમે તમને પગે લાગીએ છીએ. હેઠાં ઉતરો."

"બાપ!" ચારણી ઉંડે ગળે બોલી; "હેઠાં તો હવે આ ભવ ઉતરી રહ્યાં."

"તો અમારે બાવડે ઝાલીને ઉતારવાં જાશે."

"તો તો બાપ! લોહીએ તુને અંઘોળાવી જ દઇએં ને!" એ વેણ જુવાનડીનાં હતાં. સાંભળીને લુંટારાનાં કઠોર હૈયાં પણ કાંપી ઉઠયાં.

"બોલાવો આપા ગીગાને." એક જણે બીજાને કહ્યું.

ગીગો ગામમાં બીજે ઠેકાણે લુંટતો હતો, ત્યાંથી આ ખબર સાંભળીને ઉપડતે પગલે આવી પહોંચ્યો. એણે ચંડી રૂપ ધરીને બેઠેલી બે ચારણ્યો દીઠી. એણે પાઘડીનો છેડો અંતરવાશ નાખીને હાથ જોડી વિનવણી કરી કે "આઇયું! દયા કરીને હેઠીયું ઉતરો. અમારે બહુ વપત્ય પડી છે. અમે બોડી બામણીને ખેતરે નથી આવ્યા. આ જ ખોરડાનો ધણી કુંભો વાઘ મને ન કહેવાનાં વેણ કહેવરાવતો હતો. અને આજ હું ઇ આયરૂનાં પાણી માપવા આવ્યો છું. તમારે ને એને શા લેવા દેવા? ગીગો તમારે ચરણે તમે કહો ઇ ધરે. હેઠાં ઉતરો."

"વિસામા! બાપ વિસામા!" ચારણીએ ઠપકામાં હેત ભેળવીને જવાબ દીધો, "વિસામા! તું ગીગો આજ ઉઠીને અમને બોરાપાં ખાનારીયું માનછ? અરે વિસામા! અવડાં બધાં વેણ?"

'આઇ! કોઇ રીતે ઉતરો?"

"બાપ! હવે તો અમે મરૂં તે કેડે!"

"પણ એવડું કારણ?"

'વિસામા ! અમે વાટેથી આવીને આ ઘરનાં પાણી પીધાં."

"પાણી પીધાં ? બસ, એટલા સારુ ?"

"બસ બાપ ! પાણી પીધાં, એટલા સારુ."

ગીગો ઉભો થઇ રહ્યો એકેએક જણું અબોલ ઉભું છે. સહુના શ્વાસ સંભળાય છે. આગ ભાળીને વનમાં ભયંકર વનચરો પણ પૂછડીઓ સંકોડી જાય, તેવું આ લૂંટારાઓનુ બની ગયું. થોડીક વાર થઇ. ચારણે છેલ્લી વાર કહ્યું:

"ગીગા ! બાપ ! હાલો ખોટી મ થા. અમે પાણી પીધાં છે. અને હવે લૂંટયું એટલું લઇને ભાગવા માંડજે, ગીગા !"

ગામ ભાંગ્યા વગર ગીગો ચાલી નીકળ્યો. કેટલાય દિવસ સુધી એના મનમાં ભણકારા બોલતા રહ્યા કે "વિસામા ! અમે એનાં પાણી પીધાં છે !"

૮

રમજાન માસ પૂરો થઇને ઇદનું સવાર પડતું આવે છે. પ્રભાસ પાટણથી ઇશાન ખુણા તરફ એક માફાળું વલડું ચાલ્યું જાય છે. અને વેલડા વાંસે એક પગપાળો વોળાવીઓ ચાલ્યો આવે છે. પગના અંગૂઠા યે ન દેખાઇ જાય એવડો લાંબો અંગરખો પહેરેલો અને તે ઉપર કમરથી છાતી સુધી અરધાક તાકાની ભેટ બાંધેલી : એ ભેટમાં કટાર અને જમૈયો ધબેલાં : ખંભે ઢાલ, કેડે તલવાર અને હાથમાં જામગરીવાળી અમદાવાદી બંદૂક હતી : સીત્તેર વરસ વટાવી ગએલ બુઢ્ઢો વોળાવીઓ પૂરી પરજથી વેલડાને પડખે વહ્યો આવે છે.

એની પછવાડે પછવાડે એક વૃદ્ધ બાઈ પોતાના બે વરસના દીકરાના દીકરાને તેડીને ચાલ્યાં આવે છે. દીકરાના શરીર ઉપર શીતળાનાં તાજાં ચાઠાં છે. દાદી મા અને દીકરો, બેયનાં

શરીર ગૌરવર્ણું છે. કરચલીઆળી મુખમુદ્રામાંથી જૂના કાળની નાગરી ન્યાતની નમણાઇ અને જવાંમર્દી નીતરે છે.

"માજી ! હવે કેટલા દિવસ બાકી રહ્યા ?" બુઢ્ઢા વેળાવીઆએ ડોસીમાને રસ્તે પૂછ્યું.

"આજ છેલ્લો જ દિ' છે મિયાં ! આજ માતાજીની પાસે શિવપ્રસાદને છેલ્લી વાર પગે લગાડી આવીએ, એટલે મારી બાધા છૂટી જાશે. તમને બરાબર રોજા મહિનામાં જ રોજ રોજ પંથ કરાવવો પડ્યો છે ના, તે મારો તો જીવ બળે છે, મિયાં !"

"અરે, શું બોલો છો દાદી મા ? એમાં કયો મોટો પંથ પડી ગયો ! અને મારૂં ક્યાં એક પણ રોજું પડ્યું છે ? આપણે તો રોજ ભળકડે નીકળીએ છીએ ને દિ ઉગ્યે તો પાછાં પ્રાટણ ભેળાં થઇ જાઇએ છીએ. એટલે મારે તો સરગી કરવામાં અને રોજું ખોલવામાં કાંઇ યે નડતર થાતી નથી. બાકી ધરમ પાળવામાં તકલીફ તો પહેલી જ હોય ને ? તમે જુઓને, આટલી અવસ્થાએ : સુવાળાં માણસ : ઓઝલ પડદો પાળનારાં : તોય બેટાની સાટુ બાધા રાખી રોજ પગપાળાં બે ત્રણ ગાઉની ગીર વીંધી શીતળાજીને જુવારવા આવો છો ! આસ્થા કાંઇ રસ્તામાં પડી છે દાદી મા ?"

"આસ્થા તો શું ભાઇ ? એ તો ઓલાદના એવા મોહ કુદરતે કરી મેલ્યા છે ને મિયાં !"

આવી વાતો થાય છે. હેરણ્ય નદી ગાજતી ગાજતી નજીક ને નજીક આવતી જાય છે. શીતળા માતાની દેરીની ધજા દેખાવા લાગી છે. અંદર દીપડા પડ્યા હોય એવી વંકી જગ્યા વીંટળાઇ વળી છે. એમાં એક ઘોડેસવાર આડો ફરીને ઉભો રહ્યો. હાથમાં બંદૂક હતી તે વેળાવીઆ તરફ તાકીને બુઢ્ઢાં બાઇને કહ્યું "પગનાં કડલાં કાઢી નાખો."

બુઢ્ઢો વેળાવીઓ મિયાં ધસીને વચ્ચે આવ્યો. બંદૂક ખંભે ચડાવી. ઝીણી આંખે તાકીને પૂછ્યું "કોણ જહાંગીરો કે ?"

"હા, ફરજલ્લા મિયાં ! હું જહાંગીરો. તમે કોરે ખસી જાવ. તમે સૈયદ છો."

"હું ખસી જાઉં ? હું સૈયદબચ્ચો ખસી જાઉં, ને તું મારા ધણી દેસાઇની માનાં કડલાં ઉપર હાથ નાખ ?"

"મિંયાં ? તમે સૈયદ છો. માગો, તો જાવા દઉં." બહારવટીઓ બોલ્યો.

"ના ના, બચ્ચા ! હું માગવા નથી નીકળ્યો: ઢાલ તલવાર બાંધીને આવ્યો છું. હું ઉદેશંકર દેશાઇનો ચાકર. વાસ્તે જહાંગીરા, માટી થા !" બુઢ્ઢાએ બંદૂક છાતીએ ચડાવી.

બેટા સોનાં માજીએ આડા ફરીને પોતાના નેકીદાર નોકરને કહ્યું "મિંયાં ! તમે રેવા દ્યો. આજ ઇદ જેવા મોટા દિવસે મારાં એ કોડીનાં કડલાં સાટુ સૈયદના દીકરા મરે, તો મારે દુનિયામાં જીવવું ભારી થઇ પડે."

"અરે શું બોલો છો માજી !" મિયાંના મ્હોં ઉપર બોંતેર વરસની નીમકહલાલી તરવરી આવી: "એ દોકડાનો જહાંગીરો માજીનાં કડલાં કાઢી જાય તો મેં ત્રીસ વરસનું ખાધેલું નીમક આજ ઇદને દાડે ધૂળ મળી જાય ને ?"

માજીની આંખોમાં જળજળિયાં આવી ગયાં. લૂંટારાની સામે જોઇને માજીએ પોતાના બોખલા મ્હોંમાંથી મોતીના દાણા જેવાં વેણ પડતાં મૂક્યાં : "જહાંગીરા ! તું યે મુસલમાનનો દીકરો છો. આજનો દિવસ મિયાંનું વચન રાખ. નીકર મારાં ધોળાં લાજશે."

જહાંગીરો પીગળતો લાગ્યો. એટલે ચતુર નાગરાણીએ આગળ ચલાવ્યું: "જા દીકરા, ચાલતો થા ! કડલાં હું તને કાલે દઇ મેલીશ. તું મારા પાટણનો રહીશ. તારે માથે વસમા દિ' આવ્યા છે એ અમે જાણીએ છીએ, એમાંથી હું કોઇને નહિ મરવા દઉં. જા, હું દેશાઇ કુળમાં પાકી છું. બોલ્યું નહિ ફરૂં."

જહાંગીરાને પૂરી ઓળખાણ પડી ગઇ. બહારવટીયો બહુ ભોંઠો પડયો. મુંગો મુંગો ઘોડી વાળીને ચાલ્યો ગયો. આ

જહાંગીરો મૂળ તો પાટણનો ખેડુત: પછી ભાયાતોમાં જ જમીનનો વાંધો પડયો તેમાં બહારવટે નીકળેલો; અને તે પછી તો કેટલાંક ડાહ્યા માણસોએ વચ્ચે પડી રાજ સાથે એનું સમાધાન કરાવેલું. પોતે પાછો પાટણમાં ખેડ કરવા માંડેલો.

૯

એ જહાંગીરાએ એક વાર ખાનદાની ખોઇ બેસીને ગીગલાને લાખ રૂપીઆની ખોટ ખવરાવી હતી. ગીગાનો દિ' વાંકો બેઠેલ, એટલે વણસમજ્યાં એ ય મુરખા જહાંગીરાનો દોર્યો દોરાણો. નાઘેર પંથકમાં ગોરખનાથજીની ગોરખમઢીની જગ્યાનો બાર ગામનો ગરાસ: એ ગરાસે મહંતના બે ચેલકાઓ વચ્ચે ઝગડો સળગાવ્યો. એક ચેલકાએ બીજાને ઉકેલી નાખવાનો તાલ રચ્યો. જહાંગીરાને કામ સોંપાણું. જહાંગીરાએ ગીગલાનો બારવટાની ઓથે એ કાળું કામ કરી નાખવાનું માથે લીધું. મહંતના અજોઠા ગામને ભાંગવા જહાંગીરો ગીગલાને તેડી લાવ્યો. વાળુ ટાણે અજોઠામાં મહીયાની હાકલ પડી. પણ સારે ભાગ્યે બજારમાં જ ગીગા એકને બ્રાહ્મણ મળ્યો. બ્રાહ્મણે ગીગાને કહ્યું કે "ફટ છે તને ગીગા! ધરમનો થાંભલો ગીગો ઉઠીને ભેખ મારવા આવ્યો છો?"

ગીગો ચમકયો, ગરદન ફેરવીને જહાંગીરાને પૂછ્યું, "કાં ભેરૂ! આ શી રમત છે?"

ગીગલાની કરડી આંખ જહાંગીરાના કલેજામાં પેસી ગઇ. સાચી વાત આપોઆપ બહાર આવી ગઇ.

"ગોર!" ગીગો બ્રાહ્મણ તરફ વળ્યો; "તમે મારૂં સતમાતમ રખાવ્યું. તમને રંગ છે. ને જહાંગીરા! તને ફટકાર છે."

એટલું કહીને ગીગો બહાર નીકળ્યો. એણે સીમાડે જઇને કાંઇક વિચાર કરી લીધો. પોતાના ભાઇ પુનીયાને કહ્યું કે

"નાઘેરમાં આવ્યા છીએ તો ઠાલે હાથે નથી જવું. હાલો બીજ માથે પડીએ."

નાઘેરમાં સરસ્વતી નદીને કાંઠે બીજ નામનું ગામડું છે. જેવું એનું નામ એવી જ એની રૂપ. લોકો પહેલા પોરની મીઠી નીંદરમાં પડેલાં તે વખતે લૂંટારા છાનામાના ગામમાં પેસી ગયા. સડેડાટ સરકારી ઉતારા પર પહોંચ્યા. ભેળો જાણભેદુ હતો તેને પૂછ્યું કે "ઓસરીએ ઇ ઉંચા ઢોલીઆ ઉપર કોણ સુતું છે?"

"પાટણવાળા દેસાઇ ઉદેશંકર."

"ઉદેશંકર કાકો? તયીં તો સાવધાન રેવા જેવું. જો જાગી ગયો તો ઇ નાગરબચ્ચો આપણા પાંચને ઠામ રાખશે."

હળવે પેંતરે ઢોલીએ પહોંચી જઇને ગીગલો એ સુતેલા પડછંદ આદમીની છાતી ઉપર ઉઘાડો જમૈયો લઇ ચડી બેઠો. ઉઘતો આદમી જાગ્યો. અંધારે તારાનાં તેજમાં છાતી ઉપરનો માણસ ઓળખાયો નહિ. પૂછ્યું "કોણ તું?"

"ઉદેશંકર કાકા! ન ઓળખ્યો મને?"

"ગીગલો કે? હે કમતીઆ! મારે ને તારે શું વેર હતું કે આમ ચોરટાની જેમ છાતીએ ચડી બેઠો? હે બાયલા! પડકારીને ન આવી શકયો? મરદનાં પારખાં તો થાત!"

"કાકા, મારે કયાં તમારી હારે વેર છે? તમે તો સોમનાથજીના ગણ છો. પણ તમે એકવચની અને ધરમવાળા કહેવાઓ છો એટલે તમને મારા અંતરની એ વાતું કહેવા આવ્યો છું."

"તો કહે."

"ના, આંહી નહિ, ગામ બહાર હાલો."

"ભલે હાલો."

અંધારે અંધારે, ઉદયશંકર દેશાઇએ પોતાની ડોકમાંથી હેમનો સાતસરો હાર સેરવીને ઢોલીઆ નીચે પાડી નાખ્યો. પોતે ઉભા થયા. લુગડાં પહેરવા લાગ્યા.

એટલો બોલાસ થતાં તો આઘેરે ખાટલેથી એક આદમીએ જાગીને પડકારો દીધો કે "કોણ છે ઇ ઉતારામાં ?"

"આદમ મકરાણી !" ઉદયશંકર દેશાઇએ ઉત્તર દીધો ! "કોઇ નથી. સૂઇ જાવ તમે તમારે."

દેશાઇનો વફાદાર અને શૂરો વિલાયતી આદમ જમાદાર સમજી ગયો. બંદૂક લઇને દોડયો. કોઠા માથે ચડી ગયો. ઉપરા ઉપરી બંદૂક નીરવા લાગ્યો. મહીયા જોઇ રહ્યા. વખાણ કરવા લાગ્યા કે "વાહ લોંઠકાઇ ! ખરો માટી !" પણ એક મહીયા જુવાને પાછળથી ચડી, પગ ઝાલી આદમને નીચે ઝીંક્યો. ઝીંકીને દાબી દીધો. દબાએલો આદમ મહીયાઓને મ્હોં ફાટતી ગાળો કાઢવા મંડયો.

ગાળો સાંભળીને પૂને મહીયે કહ્યું "એ જમાદાર ! મરદ થા, ગાળ્યું મ કાઢ."

પણ આદમની જીભ ન અટકી, ત્યારે ગીગાએ કહ્યું કે "પૂના ! એ પોતે તો બહાદરિયો છે, પણ એની જીભ જ અવળ-ચંડી છે. માટે એ રાંડ જીભને જરા જામગરી ચાંપજે !"

આદમની જીભને ટેરવે પૂને જામગરીનો ડામ દીધો. આમદ ચૂપ થયો. એટલામાં પૂનાને કંઇક વ્હેમ આવતાં એણે દેસાઇના પલંગ હેઠળ બરછી ફેરવી. ફેરવતાંની વાર જ અંધારે ચીસ પડી કે "એ બાપા ! મને મારો મા, આ લ્યો આ દેસાઇનો અછોડો."

પલંગ નીચે છુપાનાર એક માળી હતો. એને પૂનાએ બહાર ખેંચ્યો. એના હાથમાંથી ઉદયશંકર દેશાઇએ સેરવી નાખેલો હેમનો હાર ઝુંટવીને પૂને મહીયે થપ્પડ મારી કહ્યું કે "હે નીમકહરામ ! તારા ધણીના હાર સારૂ જરીક બરછી પણ ન ખમી શક્યો ?"

આખો દાયરો દેસાઇને લઇને ગીર તરફ ગયો. સારી પેઠે આઘા આવ્યા પછી ગીગાએ દેસાઇને કહ્યું કે " કાકા ! મારે પેટની આટલી જ વાત કહેવી હતી : કે મારૂં અકાળે મોત થાશે. પણ મારે દીકરા નથી. એટલે મારી અવગતિ થાશે. મને કોઇનો ભરોસો નથી, કે આગળથી મારી ઉત્તરક્રિયાનો બંદોબસ્ત કરૂં. તમે ધરમ-

વાળા છો તે પાણી મેલો કે મારી વાંસે બ્રામણ જમાડશો. આટલું કરો તો મારા પેટમાં ટાઢક થાય."

દાંત કાઢીને દેસાઈએ કહ્યું "ગીગા, આટલા સારૂ આવડી ખટપટ કરી ? હાલતે રસ્તે કહેવરાવ્યું હોત તો ય હું કરી નાખત !"

"બસ કાકા, હવે પધારો. કોઈ તમારૂં નામ ન લ્યે."

"રામ રામ ગીગા !"

દેસાઈ ચાલ્યા ગયા. સવાર પડયું ત્યારે ગીગાએ પૂનાને ખંભે લટકતી રૂપીઆ જડેલ પટાવાળી એક નવી તલવાર દીઠી. પૂછ્યું "પૂના, આ તલવાર કયાંથી ?"

"દેસાઈની. ઉતારામાંથી સેરવી લીધી. હાર ને તરવાર બે ચીજ આપણે બીજ ગામમાંથી કમાણા."

"ઠીક ! ઇ હાર ને ઇ તરવાર મારી પાસે લાવો."

## ૧૦

બારવટું ખેડતાં પાંચ વરસ પૂરાં થવા આવ્યાં, અને ગીગાના મોતની સજાઈ પથરાવા માંડી. માણસનાં પાપ માણસને માયલી કોરથી ખાઈ રહ્યાં હોય છે એની ખબર એને નથી હોતી. ગીગાને પણ મરવું તો હતું જ, એટલે માઝા મેલીને ગામડાં ભાંગતો હતો. એમાં એને એક સંધી મળ્યો. સંધી ગીરમાં ઘાસચારાનું એક સારૂં ઠેકાણું જોઈને પોતાનો માલ ચારવા જાય, પણ એક ચારણનું મવાડું યે ત્યાં આવીને હમેશાં પડે. આમ ઘાસ ચારામાં ભાગ પડે એ સંધીને ગમે નહિ. ચારણોનું કાસળ કાઢવા માટે સંધી ગીગા ભેગો ભળ્યો અને થોડાક ગામતરાં કર્યા પછી એણે ગીગાને કહ્યું કે "ગીગા મૈયા, હવે એક મારૂં ગામતરૂં તો કરવું જોવે ને ભાઈ ?"

ગીગો કહે "ભલે, હાલો !"

ગીગાને ગંધ પણ નહિ કે સંધી કોના ઉપર તેડી જાય છે. આખી ટોળી ગીરના એક નેસડા ઉપર આવી પહોંચી. ગીગાએ માન્યું કે નેસ આયરનો કાં રબારીનો હશે. કાળી રાતે લૂંટ માંડી. અને કાળો કળેળાટ બોલ્યો. પોતે લૂંટે છે ત્યાં કાને અવાજ પડયો કે "એ આપા ગીગા! અમારે માથે? ગાયુંને માથે? તુંને આંહી કોણ તારો કાળ તેડી લાવ્યો?"

ગીગાએ મીટ માંડી. લોબડીઆળી ચારણ્યો દીઠી. પૂછ્યું, "તમે કોણ છો?"

"અમે તારાં કળોયાં, બાપ! અમે ચારણ્યું."

ગીગાને ભાન આવ્યું. હાકલ પાડી કે "આપણને છેતરનાર એલ્યા સંધીને ઝાલજો ભાઇ."

પણ સંધી તો ગીગાને પાપમાં ધકેલીને ભાગી નીકળ્યો હતો.

'તુને તારો કાળ તેડી આવ્યો!' એ વચન ગીગાના માથામાં ગાજતું હતું. કાળી રાતને અંધારે પણ પોતાનું કાળું પાપ જાણે એને નજરોનજર તરવરતું દેખાણું. લુંટનો ઢગલો ગીગાએ પાછો મૂકાવ્યો. હાથ જોડીને બોલ્યો "આઇયું! તમે મને શરાપ્યો. હવે મને માફી આપો."

"બાપ! વિસામા!" ચારણ્યો બોલી, "અમે મૂઠય થોડી નાખી છે તે વાળી લઇએ? અમારી તો આંતરડી બોલી છે. અમે બીજું કાંઇ નથી જાણતાં."

"ઠીક આઇયું! તો પછી આ મારાં હથીઆર તમારે પગે ધરૂં છું. હવે તો તમે તમારે હાથે બંધાવો તો જ બાંધવાં છે."

"ના ના ના, અમે કોઇનાં હથીઆર ન છોડાવીએ મારા વીર! મહા પાપમાં પડીએ. લઇ જા તારાં પાછાં."

એમ કહીને ચારણીએ પોતાને હાથે ગીગાને હથીઆર બંધાવ્યાં અને કહ્યું "ગીગા, આટલું એક નીમ રાખજે. એક મહિના સુધી ગામતરે ચડીશ મા. મહિના પછી તેર ચારણ્ય કુંવારકાને જમાડજે. જોગમાયા તારાં રખવાળાં કરશે."

ગીગો ચાલી નીકળ્યો. એનું હૈયું એને ડંખવા લાગ્યું હતું. બારવટાનાં પાપ એની આંખ સામે ઓળારૂપે ઉભાં થતાં હતાં. મનના સંતાપ શમવવા માટે ગીર છોડીને પોતે કોઇ એક ગામમાં પોતાના એક ફકીર જાતના ગામેતી ભાઇબંધ મોરલીશાને ઘેર આવ્યો. ને ત્યાં જ છુપાઇને રહેવા લાગ્યો.

## ૧૧

થોડે દિવસે મોરલીશાનાં લગન થતાં હતાં. જાન માંગરોળ ગામે જવાની હતી. મોરલીશાએ ગીગાને કહ્યું "ગીગા ભૈયા, તમારે જાનમાં આવવું જાશે."

"ભાઇ! મને લઇ જવો રેવા દે. ચારણ્યુંએ મને એક મહિના સુધી ગામતરે ન ચડવાનું નીમ દીધું છે."

"અરે યાર! એ તો ગામ ભાંગવા જવાનુ નીમ. અને આ તો જાનમાં આવવાનું છે. એમાં નીમ આડે ન આવે."

"પણ ભાઇ! વખત છે ને હું ઓળખાઇ જાઇશ તો બીજું તો કાંઇ નહિ, પણ તારો વીવા વણસી જશે."

"કોઇ નહિ ઓળખે. હાલો. બાકી ગીગો જાનમાં ન હોય તો મારે પરણવા જવું હરામ છે."

ગીગો મિત્રની જાનમાં ચાલ્યો. બારવટીયો વતું તો કરાવે નહિ, અને લૂગડાં પણ લીલી અટલસનાં પહેરે, એટલે લાગે ફકીર જેવો. કોઇ ઓળખે તેમ નહોતું. પણ જાન તરફથી માંગરોળમાં એક દાયરો કરવામાં આવ્યો. ગામનાં કસુંબો લેનારાં તમામ માણસોને દાયરે કસુંબો પીવા આવવાનું નોતરું દેવાણું. એમાં શેરગઢ ગામનો દયારામ નામે એક બ્રાહ્મણ પણ બંધાણી હોવાથી જઇ ચડયો. મહીયાના મુલકમાં રહેનાર એ બ્રાહ્મણે ગીગા મહીયાનું મ્હોં ઓળખ્યું. બોલી ઉઠયો, "ઓહો ગીગા મકા! તમે આંહી"

"ચુપ!" ગીગાએ નાક પર આંગળી મૂકી.

પણ દાયરામાં એ વાત અછતી ન રહી. રાજદરબારમાં ખબર પહોંચી ગયા. અને રાજખાતામાં મસ્લત ચાલી : "શી રીતે ઝાલવો એને? જીવતો તો ઝલાશે નહિ. ઉઘાડે ધીંગાણે તો આપણા કૈંક જણ ઉડી જશે. માટે પહેલાં તો એને બેભાન બનાવો."

આંહી દાયરો ચાલે છે, ત્યાં તો મોરલીશા જમીનદારના માનમાં રાજ તરફથી દારૂ, માજમ, મફર વગેરે કેફી પદાર્થોની બનાવેલી મીઠાઈઓના ખૂમચા આવવા લાગ્યા. આગ્રહ કરી કરીને સહુને ખવરાવવા લાગ્યા. ગીગો દારૂ નહોતો પીતો, પણ તે દિવસના ગુલ્તાનમાં એણે હદ બહારનો કેફ કર્યો. બહારવટીયો અને એનાં માણસો કેફમાં ખૂડખૂડાં થઈ ગયા. હવે એ લોકો હથીઆર ચલાવી શકે તેમ નથી એવી બાતમી પહોંચતાં તો દરબારી ગીસ્ત ભરી બંદૂકે છૂટી.

"ગીગા મહીયા! દગો! ગીસ્ત આવી!" એવી બૂમ પડી. ઘેનમાં ચકચૂર બહારવટીયા ચમકયા. લથડીયાં લેતા ઉઠયા. ઉગમણે દરવાજે ભાગ્યા. બ્હીકને લીધે કેફ થોડો કમી થયો. પણ ગીસ્ત એનાં પગલાં દબાવતી દોડી. બરાબર *મકતુંજાનીયા પીરની દરગાહ પાસે બેહોશ થઈને ગીગો ઉભો રહ્યો. બીજા બધા આંબલી પર ચડી ગયા. અને પોતે ગીસ્ત આવી પહોંચે તે પહેલાં પોતાને જ હાથે પેટ તરવાર ખાઈ ઢળી પડયો. ગીસ્તનાં માણસો આવી પહોંચ્યાં ત્યારે ગીગો છેલ્લા શ્વાસ લેતો હતો. એચીંતું એને કાંઈક યાદ આવી ગયું. એણે પડકારીને કહ્યું કે

*સૈયદ મખદૂમે જહાનીયાં, સૈયદ સિકંદર જહાંનીયાં વગેરે પીરો માંગરોળમાં પહેલા મુસલમાન સંતો હતા અને શાહ આલમ સાહેબના શિષ્યો હતા. તેમને મળેલું ગામ મકતમપોર પહેલાં દેવલપુર કહેવાતું. રા' મંડળિક પર મહમૂદ બેગડાને ચડાવી લાવનારા એ લોકો જ હતા એમ કહેવાય છે.

"ભાઇઓ, તમે સિપાહીના દીકરા છો; હું કરજમાં ન મરૂં એટલા સારૂ વિનવું છું કે આ હાર અને આ તલવાર પાટણ-વાળા દેસાઇ ઉદેશંકર કાકાને પાછાં પોગાડજો! કહેજો કે તે દિ' રાતે બીજ ગામેથી ગીગલો ચોરી ગએલો."

પોતાના ગળામાંથી નવસરો હેમનો હાર અને કમ્મરમાંથી રૂપીઆ જડિત પટાવાળી તલવાર ઉતારીને ગીગાએ ધરતી પર ઢગલો કર્યો. *તે પછી તૂર્ત એના શ્વાસ છૂટી ગયા. બીજાઓને પણ ગીસ્તે આંબલી પરથી બંદૂક મારી મારીને પછાડયા.

આ દેકારાની અંદર ગીસ્તની પછવાડે જ મોરલીશા ચાલ્યો આવતો હતો. આવીને એ ગીગાની લાશ પર ઉભો રહ્યો. આંખો બીડીને થોડી વાર એણે ધ્યાન ધર્યું. ને પછી એણે ગીગાની જ તરવાર એ લાશ પરથી ઉપાડી.

"હાં! હાં! હાં! બાપુ!" કહીને માણસોએ એના હાથ ઝાલ્યા.

"તમે ખસી જાઓ ભાઇ! જીદ કરો મા. આજ મારે આંધ્યે મીઢોળે જ ગીગાની ભેળા થઇ જવું જોવે."

હાથ છોડાવી, મોરલીશાએ પેટ તરવાર નાખી. ગીગાની લાશ ઉપર જ પોતે પ્રાણ છોડયા. સંવત ૧૯૧૩ની આ વાત.

---

*આ હાર ને તલવાર દેસાઇ ઉદયશંકરને કોઈએ નહોતાં પહોંચાડયાં. એટલે દેસાઈએ અરજ હેવાલ કરતાં અન્તબ મુકામે પો. એ. કેપ્ટન લેન્ગ મારફત તલવાર પાછી મળી, પણ હાર તો સિપાહીઓએ લુંટમાં વહેંચી ખાધેલો તેથી તેની કિમ્મતનાં રોકડ નાણું મળ્યાં. એ નાણું આ એકવચની નાગરે ગીગા મહીયાની પાછળ ધર્માદામા ખરચી નાખ્યાં હતાં. આ દેસાઇ કુટુંબની જવાંમર્દી આ વૃત્તાંતોમાં ઠેર ઠેર ઝળકે છે. આગલા પૃષ્ટ ૩૭ પર આલેખેલાં નાગરાણી તે આ ઉદયશંકરનાં જ માતુશ્રી; અને કાદુની કથામાં 'હરભાઇ' નામનું પાત્ર તે આ ઉદયશંકરના જ પુત્ર.

# ૧૨

આવાં આવાં ઘેલૂડાં એ જુગનાં માનવી હતાં ભાઇ! મોતને ભારી મીઠું કરી જાણતા. મેં તો તમને એ ય જાતનાં મોત વર્ણવી દેખાડયાં. એમાંથી કયું ચડે એ તો તમે સમજો. આ અમારો ઇતિહાસ.

"આટલો બધો ઇતિહાસ તમને કડકડાટ મોઢે?" મહેમાન જાણે સ્વપનામાંથી જાગ્યો.

"અમે તો ભાઇ, અભણ માણસ: અમારા ઘરની વાતો અમે કયાં જઇ આળેખીએ? કયાં જઇ વાંચીએ? એટલે કાળજાંની કોર ઉપર કોતરીને રાખીએ છીએ. છોકરાંઓને અને બાયુંને શીખવીએ છીએ; ને તમ જેવા કોઈ ખાનદાન આવે તો એને અંતર ખોલીને સંભળાવીએ છીએ. બાકી તો આજ આ વાતોને માનવા યે કોણ બેઠું છે? અને સહુને કાંઇ પેટ થોડું દેવાય છે? આજે તો ચોય ફરતો દા' બળે છે."

ઓચીંતાંની ઘોડીઓએ હાવળ દીધી. ભૂતકાળના ઇતિહાસમાં ભમતો મહીયો જુવાન ઝબકીને પાછો ભાનમાં આવ્યો. ગામનો કોઠો કળાણો. કોઠા ઉપર બેઠું બેઠું અધરાતે એક ઘૂવડ બોલતું હતું. મુવેલાંને સંભારી સંભારીને મા જાણે મરશીયા ગાતી હતી.



# :: કાદુ મકરાણી ::

સંવત ૧૯૩૯ થી ૧૯૪૧



૧. ઇગ્રાજનો નાશ.

૨. કાદુ બહારવટે.

# ઇતિહાસમાં ઉલ્લેખ

કીનકેઇડ કૃત 'આઉટલૉઝ ઑાફ કાઠીઆવાડ'માં એક શબ્દ પણ નથી. મહૂ઼ર્મ જસ્ટીસ બીમન (બોમ્બે હાઇકૉર્ટ) પોતાના "Recollection of old Days in Kathiawad" નામના લેખમાં [Sanj vartman New year Number: 1910] લખે છે કે

"Kadir Baksh too, cruel and hypocritical as Raide, but not so cowardly, the terror for more than one year of the Gir Jungle and the plains that fringed it.

તે ઉપરાંતનું એમનું લખાણ આ વૃત્તાંતમાં છૂટક છૂટક ફુટનોટો તરીકે મૂકાએલ છે.

કેપ્ટન બેલ કૃત 'હિસ્ટરી ઓફ કાઠીઆવાડ'માં ૨૪૧–૨૪૨ મા પાના પર ટુંકો ઉલ્લેખ છે તેની મતલબ આટલી જ છે કે

૧. ઇણાજ ગામનો ભોગવટો કરનાર મકરાણીઓએ રાજ્યથી સ્વતંત્ર થવાનો દાવો કર્યો. તેઓએ અમૂક ઇણાજવાસીએ કરેલી ગંભીર ગુન્હાની તપાસ માટે ત્યાં જનાર જુનાગઢ પોલીસને પ્રવેશ ન કરવા દીધો.

૨. રાજ્યે પોતાના હક્કના રક્ષણ માટે એજન્સીની મદદ માગી. મકરાણીઓને ચેતવણીનો સંદેશો મોકલાયો. તેઓએ કાસદનું અપમાન કર્યું.

૩. ઈ. સ. ૧૮૮૪ના ઓગસ્ટ માસની ૪થી તારીખે ૬૦ સવાર અને ૧૫૦ પાયદળની ફોજ ઇણાજ પર મોકલવામાં આવી. કર્નલ સ્કૉટ સાથે ગયો. પચીસ મકરાણી અગ્રેસરોને હથીઆર છોડવાને જુનાગઢની હકુમત સ્વીકારવા કહાવ્યું. મકરાણીઓ હા કહીને પાછા ફરી ગયા, ફોજ પર ગોળીબાર કર્યો. છેવટે ફોજે ગામને ઉડાવ્યું. મકરાણીઓને પક્ષે છ મરાયા, ત્રણ ઘવાયા. ફોજ પૈકી સાત મરાયા ને પંદર ઘવાયા.

૪, છ–સાત મકરાણીઓ ભાગી છૂટયા. બહારવટે નીકળ્યા. તેઓએ ૮૧ ગામડાં ભાંગ્યાં. ૨૧ ખૂનો કર્યાં, ને ૯૮ નાં નાક કાન કાપ્યાં.

૫. ૧૮૮૭માં તેઓ મકરાણ તરફ ભાગી જતાં પકડાયા. તેઓને ફાંસીની સજા મળી.



# ૧. ઈણાજનો નાશ

"કાલે આંહીંઆ તોપો મંડાશે. આપણા ઇણાજ ગામને તોપે ઉડાડશે. તમે સહુ નીકળી જાઓ, ભાઇઓ!"

*જુનાગઢનું રાજ હતું: વેરાવળ પાટણનો વનસ્પતિએ લચકતો મુલક હતો: વેરાવળથી પાંચ ગાઉ પર ઇણાજ નામનું ગામડું હતું: એ ગામડાની અંદર સંવત ૧૯૩૯ના ભાદરવા સુદ ત્રીજને દિવસે સવારે આ શબ્દો પડયા. બોલનારનું નામ જમાદાર અલીમહમદ: જાતે રિન્દ–બલોચ મકરાણી હતો. ઇણાજનો એ ગામેતી હતો. આધેડ અવસ્થા હતી. પોતાની વસ્તીને ભેળી કરીને

---

*એક ઘણા જ વિશ્વાસપાત્ર અને તટસ્થ જાણકાર તરફથી મળેલું આ ટિપ્પણ ઈણાજની આખી ઘટના ઉપર સરસ અજવાળું પાડે છે:

"આશરે સને ૧૮૪૦–૫૦ના સમયમાં માંગરોળના શેખની ખાસી બેરખના વિલાયતી આરબોએ બંડ કરી માંગરોળ લુંટયું અને તેનાં નાણાં લઇ નાઠા. વાંસે ચડવાની કોઈની છાતી ચાલતી નહોતી. એટલે જુનાગઢ નવાબ સાહેબની દેવડીએ રહેનારા બે વિલાયતી મકરાણીઓએ

આજ ભર્યે ભાદરવે એણે આજ્ઞા દીધી કે "ભાઇ સામત સોલંકી, પુંજા આયર, ફુલી ડોશી, તમે સહુ આજ ને આજ તમારાં ઢોર ઢાંખર અને ઘરની ઘરવખરી લઇને નીકળી જાઓ. કાલે આંહી તોપો ચાલશે."

"ભલે ને તોપું ચાલતી, બાપુ! અમે તમનેમેલી કેમ જાયેં?" અલીમહમદ ઉપર હેત રાખનાર વસ્તીએ ભેળા મરવાની હિમ્મત બતાવી. વસ્તીનાં લોકો કેટલા યે દિવસથી આખો મામલો સમજ્યે જતાં હતાં અને આજે તેઓને અલીમહમદના એક વેણમાં જ પૂરો ઘાટ સમજાઇ ગયો.

"ના ભાઇ, ભીંત હેઠળ ભીંસાઇને તમારે મરવાની જરૂર નથી. મારાં તો મુકદ્દરમાં હશે તે થાશે. તમે સહુ નીકળી જાઓ. આજ ને આજ કયાંઇક પડખેના ગામોમાં પહોંચી જાઓ."

"બાપુ! અમેં નીકળીએ તો ઇણાજ લાજે."

"ઇણાજ નહિ લાજે. હું ઠીક કહું છું. મારે કાંઇ ધીંગાણે ઉતરવું નથી. સરકાર સામી લડાઇ નથી માંડવી. હું તો મરવા માગું છું ને ઇણાજની લાજ સાચવવા હું એકલો આંહી બેઠો

---

બીડું ઝડપ્યું ને આરબોનો પીછો લીધો. ગીરના નીકળ્યા વાળાકમાં, વાળાકથી ગોહિલવાડ ને ત્યાંના ભાલમાં, અને ત્યાંથી પેટલાદમાં આવ્યા. પેટલાદની બજારમાં ધીંગાણું થયું. આરબોએ મકરાણીઓને લુંટનો અડધો ભાગ આપવાનું કહ્યું પણ તેઓ ન ખૂટયા. એવી તો ખુનખાર લડાઇ થઇ કે મકરાણી ચાઉસો પોતાના પેટના દીકરાઓની લોથોની આડશ લઇને લડયા. આરબોને પકડી, લુંટના માલ સહિત જુનાગઢ લાવી નવાબ સન્મુખ હાજર કર્યા. એ વીરત્વ બદલ મકરાણી ચાઉસોને નવાબે ઇણાજ ગામ ઈનાયત કર્યું.

આમ સુખ સાંપડવાથી આ જમાદારોએ મકરાણમાંથી પોતાના સગાંસાંઇઓને તેડાવીને રાખ્યાં. નવા આવનારમાંથી જમાદાર અલી-મહમદ ને વલીમહમદ નામે બે ભાઇઓ બહુ જોરદાર નીવડયા. મકરા-ણમાં એ રાજ કરનારી કોમ—એટલે કે ત્યાંના કાંટીઆ વરણ–રિન્દ

શું. તમે ફિકર કરો મા. જાઓ જલ્દી, ગામલોકોને સમજાવીને ઝટ બહાર નિકાલો."

વાતો કહેતાં કહેતાં અલીમહમદના હાથમાં તસ્બી ફરી રહી હતી. અવાજમાં ઉશ્કેરાટ નહોતો. આંખોમાં રોષની નહિ પણ વેદનાની લાલપ ભરી હતી.

ગામની અંદર વાત પ્રસરી ગઇ. ગામેતીની શીખામણને વશ થઇ વસ્તીનાં લોકોએ ભારે હૈયે પોતાની ગાયો ભેંસો ખીલેથી છોડી, આંસુભરી આંખે ઉચાળા ભર્યા. સહુ અલીમહમદને રામ રામ કરી, રોતાં રોતાં બહાર નીકળ્યાં. અને કાલ સાંજ થાશે ત્યાં તો આ ખોરડાં, આ પાદર, આ વડલા ને આ પંખીડાં, કોઇ નહિ હોય, આપણું ઇણાજ પડીને પાદર થશે, એ વિચાર કરતાં કરતાં, ગામનાં ઝાડવાં ઉપર મીટ માંડતાં માંડતાં લોકો માર્ગે પડયાં. પણ બુઢ્ઢાં હતાં તેટલાં પડયાં ગયાં. પડયાં રહેનારમાં એક સામત સોલંકી, બીજા પુંજા વાલા આયર, ત્રીજી ફુલી ડોશી લુવાણી, ચોથો ઓદો ઢેઢ, પાંચમો કિસો મેતર વગેરે જણ હતા. એને પણ ગામેતીએ પૂછયું "તમે શા માટે પડયાં છો ?"

"બાપુ !" પોતાની ડગમગતી ડોકીને સ્થિર રાખવા મહેનત કરતી ફુલી ડોશી બોલી: "અમારે ભાગીને શું કરવું છે ? મડાંને

બલોચ કહેવાય છે. ખાનદાન, સ્વમાની, સોટસોટા મરદ અને એકવચની કોમ સિન્દ-બલોચ: એ એના સદ્‌ગુણો. પણ અજડ, અવિચારી, ક્રૂર અને કેટલેક અંશે Unscrupulous ખરા, એ એમના અવગુણ. ધીમે ધીમે આ નવા આવનારા સગાઓ બહુ બળીઆ નીવડયા. એવે અસલવાળા પક્ષનો મઝીઆન નામનો એક મકરાણી બહારવટે નીકળ્યો. તેને તેઓ વશ ન કરી શકયા, પણ જમાદાર અલીમહમદે કબ્જે કર્યો તેથી સામાવાળાના ભાગમાંથી નવાબે ૧૦ સાંતી જમીન અલીમહમદને અપાવી અને બાકીની ધીરે ધીરે ગરીબીને કારણે તેઓએ આ બળીઆ પક્ષને માંડી દીધી. બન્ને પક્ષ વચ્ચે અણબનાવ વધ્યો હતો અને એક વખત તો સામા પક્ષવાળા જમાદાર અબ્દુલ્લાએ જુનાગઢ જઇને ફરીઆદ પણ કરેલી કે અમને ગામમાંથી સતાવણી કરીને કાઢી મૂકે છે. એમ લગભગ નવા આવનારાઓ ગામના ખરાર ધણી થઈ બેઠા હતા.

વીજળીનો ભો કેવા ? ટાંટીઆ ઢસરડીને મરવા કરતાં અમારા બાપુને પડખે રહી તોપે ઉડીએ, તો સદ્દગતિએ જવાયને ! અમે તો આંહી જ પડયા છીએ. ભલે આવતી તોપું."

૨

"બેટા અબ્દ રહેમાન !" વલીમહમદે પોતાના પાંચ દીકરા માંહેલા એકને બોલાવી કહ્યું : "આપણા ભાઈ ભત્રીજાને આજ ને આજ ભેળા કરો. તરસલીએથી ભાણેજોને, એમણાંબુના ત્રણે દીકરા અલાદાદ, ફકીરમામદ અને દીનમામદને તેડાવી લ્યો."

"પણ અબાજાન ! એની સાથે તો અદાવત છે ને ?"

"હવે અદાવત ખતમ થાય છે. ખુદાને ઘેર જાતાં જાતાં દોસ્તી કરી લેવા માગું છું. જલ્દી સાંઢીઓ રવાના કરો."

"બીજા કોને ?"

"જમાદાર સાહેબદાદને સનવાવ ખબર ભેજો."

જમાદાર અલીમહમદ અને વલીમહમદ વિદ્વાન, વિચારશીલ અને દીર્ઘદૃષ્ટા પુરુષો હતા ખરા, પરંતુ પાંચે આંગળીઓ સરખી ન હોય એટલે જુવાનીયા વર્ગમાં કોઇ ઉદ્દંડ માણસો પણ હશે અને તેમના તરફથી આળવીતરા વર્તનની સાધારણ ફરીઆદ કોઈ કોઇ વાર બહાર પડતી. બીજી બાજુ રાજના અમલદારોને પણ ઇણાજ ગામ આંખોના કણાંની માફક ખટકતું હતું.

એ અરસામાં આવી વસતી-ગણત્રી: સને ૧૮૮૧નું વર્ષ: ગામનાં માથાં ગણાય-બાઇ બેન, વહુ દીકરી, બધાનાં માથાં ગણાય ! નક્કી એમાં "ફીરંગી" સરકારની કાંઇક છુપી કરામત હોવી જોઇએ ! આવી આવી શંકાને વશ થઇ ત્રણ કાળમાંય તેમ ન થવા દેવાનો તેઓએ (ઇણાજ વાળાઓએ) પાકો નિશ્ચય કર્યો. મામલો તો આ વખતે જ વિફર્યો હતો, પણ ડાહ્યાં માણસોએ વચ્ચેથી તોડ કાઢયો કે પ્રભાસ

"સનેવાવ તો અઢાર ગાઉ થાય. કોણ મઝલ કરી શકશે?"

"આપણા કરસનજી ગામોટ કરી શકશે, એને દોટાવો. અને અમરાપર ભાઇ કાદરબક્ષ તથા અબાબકરને કહેવરાવો. છેલ્લી વારનો કુટુંબમેળો કરી લઇએ. કાલે તો ખુદાના દરબારમાં હશું."

નોખનોખી દિશાઓમાં ખેપીઆ છૂટી ગયા છે, મોહબત-દારો આવી પહોંચવાની વાટ જોવાય છે, અને વેરાવળ પાટણમાં એક મોટી ફોજ ઇણાજ ઉપર ચડતી હોવાના સમાચાર મળે છે. જમાદાર અલીમહમદની બધી આશા આથમી ગઇ. એ પોતાના ઓઝલને ઓરડે ચાલ્યો. પોતાની બીબી અમનને પૂછ્યું, "બોલો તમારી શી મરજી છે? બાલબચ્ચાંને લઇ ચાલ્યા જાઓ તો હું ખરચી આપું. આપણા વતન મકરાણ ભેગાં થઇ જાઓ."

"અને તમે?"

"હું અહીં ઘર આંગણે મરીશ. કાલે આંહી કતલ ચાલશે."

"ખાવંદ! ચાલીસ વરસથી તમારી સોડય સેવનારને આજ તમે એકલી જાન બચાવવાનું કહીને કયા વેરનો બદલો લઇ રહ્યા છો? મને શું મરતાં નથી આવડતું? હું બલોચની બેટી છું, બલોચની ઔરત છું, બલોચની જનેતા છું."

---

પાટણના, બાદશાહ અકબરના કરતાં પણ જૂનેરા કાળના જમીનદાર નાગર દેસાઇ કુટુંબના એક ખાનદાન જુવાન હરપ્રસાદ ઉદયશંકર, જે 'હરભાઇ' નામથી આખી ગીરમાં ને નાઘેરમાં અત્યંત લોકપ્રિય અને શૂરવીર તરીકે પ્રસિદ્ધ છે, તેને ઈણાજની વસતી ગણવા માટે મોકલવા. દેસાઇ કુળ પર વિશ્વાસ અને સન્માનની દૃષ્ટિ રાખનાર મકરાણીઓએ આ વાતને વધાવી લીધી. ૨૦–૨૧ વર્ષના હરભાઈએ ઇણાજમાં આવીને ગણત્રી કરી.

વળી થોડે વખતે ઈણાજવાળાઓને માંહોમાંહે મારામારી થઈ એની રાવ ગઈ. પણ તપાસ કરવા જનાર પોલીસને તેઓએ ગામમાં પેસવા દીધા નહિ, પ્રભાસ પાટણના માજીસ્ટ્રેટને પણ ભગાડી મૂક્યા અને મનસ્વી વર્તન ચલાવે રાખ્યુ. બીજી તરફથી આવી ખમીરવાળી

"પણ બીબી ! તમારે આંહી બહુ બુરી રીતે મરવું પડશે. આ ઓરડાની નીચે હું દારૂ ભરાવીશ ને છેલ્લી ઘડીએ આખો ઓરડો ફૂંકાવી દઈશ. મારાં બાલબચ્ચાંને રાજના હાથમાં જવા નહિ દઉં. હું રિન્દ-બલોચ છું."

"આપ ઠીક પડે તે રીતે અમને ઉડાવી દેજો. બચ્ચાં સહિત મારૂં છેલ્લું ઠેકાણું તો આ ઓરડો જ છે."

ઓરડા નીચે સુરંગ ખોદાવીને અલીમહમદે દારૂ ધરબાવ્યો. પોતે ઓસરીમાં બેઠક લીધી. એક બાજુ હથીઆર મૂકયાં છે. સામે ઘોડી પર ઉઘાડું કુરાન પડ્યું છે. દીવો બળે છે. આખી રાત જાગીને અલીમહમદ કુરાન વાંચી રહેલ છે.

## ૩

સવાર પડતાં જ તેડાવ્યા હતા તે પિત્રાઈઓ ને ભાણેજો હાજર થઈ ગયા. હાજર થનારા આટલા જણ હતા. અમરાપરથી જમાદાર અલીમહમદના કાકા નૂરમહમદના દીકરા જમાદાર કાદરબક્ષ અને અબાબકરઃ તરસુલીએથી પોતાની બ્હેન એમણાંબુ અને બનેવી

---

જાતિઓની વિરોધી નોકરશાહી 'કાગળો કરવા માંડી'. આમ વાત મમતે ચડી તેવામાં લાલ ડગલાનો એક બ્રિટિશ સવાર ઇણાજ ગામે મોકલવામાં આવ્યો તેને ય ગામેતીઓએ, કોણ જાણે શી કુમતિ સૂઝી તે બંદૂકો બતાવી નસાડી મૂકયો.

આ વખતે જૂનાગઢને દિવાનપદે નડીઆદ વાળા સુપ્રસિદ્ધ દેસાઈ ખાનદાનના દેસાઇ હરિદાસ વિહારીદાસ વિરાજે. સ્વભાવે જેવા ઉદાર, ઉચ્ચ આશયોવાળા અને દયાળુ, તેવા જ આગ્રહી. એને ઇણાજ ગામ પર ક્રોધ આવ્યો. કોઈ અભાગણી પળે એણે હુકમ છોડયો કે 'ઇણાજવાળાઓનાં હથીઆર છોડવી લ્યો.' (મર્હુમ નવાબ રસુલખાનજીને આવા જ એક કિસ્સામાં જ્યારે કોઈએ આવી ભલામણ કરેલી ત્યારે નવાબે જવાબ આપેલો કે "વોહ હજામ કહાંસે પેદા હુએ, જો સાવઝકુ કે નખ

લશ્કરાનના ત્રણ દીકરા ફકીરમામદ, દીનમામદ અને અલ્લાદાદ: સનવાવથી જમાદાર સાહેબદાદ તથા તેનો ચૌદ વરસનો દીકરો ગુલમહમદ: પોતાના પાંચ દીકરા, વજીરમામદ, અબ્દરહેમાન, મહમ્મદ, અબ્દલા અને ઇસ્માઇલ: પોતાનો સગો ભાઇ વલીમહમદ તથા તેનો દીકરો ઉમર : અને હુસેનભાઇ નામનો એક બુઢ્ઢો સાથી. એ આખા દાયરાને અલીમહમદે પ્રથમથી માંડીને વાત કરી :

"મારા ભાઇ બેટાઓ, મકરાણીઓની ઇજ્જત આજ ઉતરી ગઇ છે. ઘણા ઘણા ઉતરતા ખવાસના બલોચોએ આંહી કાઠી· આવાડમાં આવી પેટને ખાતર ખૂટલાઇનો સિક્કો બેસારેલ છે. પણ આપણે તો રિન્દ–બલોચ. આપણે મૂળથી જ ગરાસદાર. આપણે આજ 'મકરાણી' નામનો બટ્ટો ધોવાની વેળા આવી છે."

"એવડું બધું શું થયું છે?"

આપણા માંહેલાની જ ખટપટથી નવાબ સરકારના અમલદારો આપણા ઉપર કોપાણા છે. મને કાલે હરિદાસ દિવાને વેરાવળ મુકામે તેડાવેલો. પૂછ્યું કે હથીઆર કેમ રાખો છો? સરકારી અમલદારોને ગામમાં કેમ આવવા દેતા નથી?

---

ઉતારે ? " કમ્પૂજને કુભાગ્યે આવો વિચાર કોઈને થયો નહિ) નોટિસો પણ નીકળી તેનો વ્યાજબી જવાબ મળ્યો નહિ. ગામ મૂળ માલિકોને સોંપી બહાર જવા હુકમ થયો તેનો પણ વ્યાજબી જવાબ મળ્યો નહિ. સિપાહી, અમલદાર, જે કોઇ ગયા તેને છણાજવાળાઓએ તગડી મૂકયા. આ બધી વાતોને અત્યંત વિકૃત સ્વરૂપે રજુ કરવામાં આવી. જે લોકોની પાછળ "શિરામણી કરતા જાવ !" એવો આગ્રહ કરવા છણાજના ગામેતીઓ પોતાના પાદરમાં દોડેલા, તે લોકોએ પણ એવી જુબાની આપેલી કે તેઓ તો અમને મારી નાખવા દોડયા હતા.

આ સંજોગો હતા. એટલે લશ્કરી બળથી ગામ ખાલી કરાવવા જુનાગઢ રાજ્યે એજન્સીની રજા માગી. રજા આપવામાં આવી. પરંતુ કનડા ડુંગર પર મહીયાની કતલ જેવો કિસ્સો ન બને તેટલા માટે માણેકવાડાના પોલીટીકલ એજન્ટ મેજર સ્કૉટને જુનાગઢના લશ્કર પર ધ્યાન રાખવા માટે અને હદ બહાર ન જવા દેવા માટે હાજર રહેવાનો હુકમ થયો.

મેં કહ્યું કે "સાહેબ, એવું કાંઇ જ નથી."

ડાહ્યા, ધીરા અને ગરવા મ્હોંવાળા કાદરબક્ષે અદબથી કહ્યું: "બડા ભાઇ! એ વાત તો સાચી છે. તે દિવસ આપણા બનેવી લશ્કરાન સાથે કજીયો થયો, તેની તપાસ કરવા આસીસ્ટંટ પોલીસ ઉપરી હોરમસજી કોડાવાળા આવ્યા તેને આપણે ઇણાજમાં ક્યાં આવવા દીધા હતા? ગામને ઝાંપે આપણે ભરી બંદૂકે વિલાયતી-ઓનો પહેરો બેસાર્યો હતો."

અલીમહમદે ખામોશથી કહ્યું "તમારી એ વાત સાચી છે ભાઇ કાદરબક્ષ! આપણી એ કસુર થઇ કહેવાય. પણ મારા ગામમાં વળી પો-લીસ કેવી, એ જીદ ઉપર હું દોરાઇ ગયો હતો. ખેર! પણ હવે તો મને દિવાને હુકમ દીધો છે કે "કાલ સવાર સુધીમાં હથીઆર છોડી દ્યો, અને ઇણાજ ગામ ખાલી કરો. તમને સરકાર બીજું ગામ ખાવા આપશે." *હું જવાબ દઇને આવતો રહ્યો છું કે 'મારા ભાઇઓને પૂછીને કહેવા આવીશ.' મને ચેતવણી આપેલી છે કે 'કાલ સવાર સુધીમાં 'હા ના'નો જવાબ લઇ વેરાવળ નહિ આવી પહોંચો તો અમે ઇણાજને ફૂંકી દેવા ફોજ મોકલશું.' હવે બોલો ભાઇ, હથીઆર અને ઇણાજ છોડવાની હા કહેતા હો, તો હજી વખત છે. તમે વેરાવળ જઇ પહોંચો."

"તમારી ખુદની શી મતલબ છે બડા ભાઇ!"

"હું તો હથીઆર નહિ છોડી શકું. હથીઆર તો મને મારા જાનથી જ્યાદે પ્યારાં છે. એટલે હું આંહી ઘરઆંગણે બેઠો બેઠો મારી ઇજ્જત માટે મરીશ."

"અમે પણ સાથે મરશું" સહુએ અવાજ દીધો.

---

*કહેવાય છે કે અલીમહમદ વેરાવળ અને પ્રભાસપાટણમાં પોતાનાં સગાંસાંઇ અને દોસ્ત આશનાને છેલ્લાં વાર ભેટી લઇને જ ઇણાજ આવેલ હતો ને ત્યાં રાતે દાલ પુલાવ રાંધી, દીકરા દીકરીઓનાં લગ્ન કર્યાં હતાં અને જાફરાન (કેસર) છાંટી લીધું હતું.

"હું તમને કાંઇ કહેતો નથી ભાઇ! મારે આંહી લડાઈ કરવી નથી. મારે જૂનાગઢ જીતવું નથી. મારે તો ઈજ્જત માટે મરવું છે. તમારાં બાલબચ્ચાં વાસ્તે તમે ખુશીથી જીવો."

"મોટા ભાઇ!" કાદરબક્ષની આંખોમાં પાણી આવી ગયાં; "આજ સુધી હું તમને સહુને વારતો આવ્યો છું. તમારી બધાની ગરમીને હું ઠંડી પાડવા મહેનત કરતો આવ્યો છું. તમે બધા મને પોચો ને કમજોર કહેતા. ખેર! મારા એ દિવસો ગયા. હવે તો બાલબચ્ચાંની પરવા નથી—હવે તો હું દુઃખમાં તમારી સાથે શરીક થાઉં છું."

"તો ભલે. હું આજ રોજું રહ્યો છું તેમ તમે પણ રહો. કુરાનના દોર કરો. હમણે ફોજ આવી સમજજો. ભેળા માણેક-વાડાથી એજન્સીના પોલીટીકલ એજન્ટ ઇસ્કાટ સાહેબ પણ ૫૦૦–૭૦૦ની પલટન તેમજ તોપ લઇ આવવાના છે, માટે દિલને તૈયાર કરો."

નાનકડા ઇણાજ ગામની અંદર તે દિવસ આવો મામલો મચેલો હતો. ગામ જાણે કબ્રસ્તાન હતું ને માણસો જાણે પ્રેતો હતાં. વેરાવળમાં વાટ જોઇ જોઇને જ્યારે ઇણાજનો કોઇ આદમી કળાયો નહિ, ત્યારે ઠરાવેલે સમયે નવાબી સૈન્ય કૂચ કરી ચૂકયું હતું. આંહી કુરાનના દોર પડાતા હતા, ને ત્યાં રસ્તા પર ફોજનાં પગલાં પડતાં હતાં. દારૂગોળો ઓરો ને ઓરો આવતો હતો.

ફોજ આવી. વેરાવળ અને ઇણાજ વચ્ચેના 'ઉંડા કુવા' પાસે રોકાણી. ત્યાંથી જુનાગઢવાળા જમાદાર નજરમહમદ તથા દિલમુરાદને અને સાથે માણેકવાડાના પ્રાંત સાહેબના એક જમાદારને, ત્રણ જણાને છેલ્લી વાર સમજૂતી કરવા ઇણાજ મોકલ્યા. ત્રણે આવીને જમાદાર અલીમહમદ સન્મુખ ઉભા રહ્યા. ત્રણેએ બધી વાત કહી. સમજાવ્યું કે "નહિ માનો તો થોડી જ વારમાં ઇણાજ ગામ ઉપર ચૂડેલો રાસડા લેશે." એ બધી વાત સાંભળીને જમાદાર અલીમહમદ બોલ્યા:

"ભાઇઓ, હું માફ માગું છું. મેં જૂનાગઢનું નીમક ખાધું છે. દાણાજ પણ અમારા વડવાને નવાબ સાહેબે જ ચાકરી બદલ દીધું છે. મારે દાણાજ છોડવું એ મોટી વાત નથી. પણ મારા ઉપર આવું શીદ કર્યું ? મારી ભૂલ હતી તો મને જૂનાગઢ તેડાવવો હતો. પણ હવે તો મારા ઘર ઉપર તોપ આવીને ઉભી રહી. હવે હું ખસું તો મારી ઇજ્જત જાય. હવે તો મારે મારા માલેકની તોપને વધાવી લેવી જોઇએ. મારે તો મરવું જ માંડયું છે. માટે આપ પધારો, અને લશ્કરને ખુશીથી આંહી લઇ આવો. હવે વાર લગાડશો નહિ. સલામ આલેકુમ !"

છેલ્લું કહેણ સાંભળીને ફોજ ફરીવાર આગળ ચાલવા લાગી. માણેકવાડાનો પોલીટીકલ એજન્ટ સ્કૉટ અને જુનાગઢ પોલીસ ઉપરી નાગર અંબારામ સુંદરજી છાંયા ધોળી માટીના ઓરીઆમાં બેઠા. ફોજને આજ્ઞા દીધી કે "દાણાજ ફરતા વીંટી વળો. પણ વગર જરૂરે કોઇ માણસને મારશો નહિ."

૩

ફોજે આવીને દાણાજ ઘેર્યું. અલીમહમદ રોજે રહી, ઉપરા ઉપરી બે પાયજામા પહેરી, તે ઉપર ભેટ બાંધી, તમંચો, બંદૂક, ઢાલ ને તલવાર બાજુમાં મૂકી લોબાનની ભભકતી સુગંધ વચ્ચે ઓસરીમાં બેઠો બેઠો કુરાનના ઝીર કરે છે, પાસે નીમકહલાલ બુઢ્ઢો હુસેનભાઈ અરધી મીંચેલી આંખો કુરાને શરીફ સાંભળે છે, અને એ જ ઓસરીના ઓરડામાં પૂરાઇને બીબી અમન પોતાનાં બાલબચ્ચાં સહિત નમાઝ પડે છે. મરવું મીઠું લાગે એવી ચુપકીદી મ્હેકી રહી છે.

અને એથી ઉલ્ટી ચાલ ચાલતા એના તેર જુવાન સગાઓએ પાદરમાં ઓડા લઇને સામે ઉભેલી ફોજ ઉપર ગોળીઓ ચલાવવાનો આદર કર્યો.

થોડી વાર ફોજે ખામોશ પકડી. અટ્ટીસોની સામે તેર નવજુવાન મકરાણીઓ એવા રૂડા લાગતા હતા કે ફોજ આખી જોઇ રહી. ત્યાર પછી તો તોપ ચાલી. પણ સામા તેર જણાએ પોતાની અચૂક બરકન્દાજીથી એ બે તોપોના બળદોનો સોથાર વાળી નાખ્યો. ગોળીઓની ઝડી વરસી રહી છે ત્યાં તોપ ભરવા તો શું પણ તોપની પાસે જવા યે ફોજનો કોઇ આદમી તૈયાર નહોતો. ફક્ત એક આદમી તોપખાના પાસે ઉભો હતો. એનું નામ નાયબ હાશમભાઈ: રાજના વંશપરંપરાના તોપચી.

"જુવાનો!" તેર મકરાણી જુવાનોની અંદરનો આગેવાન વજીરમહમદ બોલ્યો; "જોજો હો, હાશમભાઇને જોખમતા નહિ. એ ભલે ઉભો. હજી એની કાચી જુવાની છે. એને નથી મારવો."

બહાદૂર હાશમ ઉભો હતો, પણ દુશ્મનો એને જાણી બુઝીને બચાવી રહ્યા છે તેની એને ખબર નહોતી.

તોપો ભરાતી નથી, કે નથી પેદલ ફોજ આગળ પગલું ભરી શકતી. ખણાજના બરકંદાજો જાણે મંત્રી મંત્રીને બંદૂકો છોડે છે! અને આઘેરી આંબલીની ઘટામાંથી એ કોની બંદૂક ગોળીઓનો મે વરસાવી રહી છે? કોઇને ખબર પડતી નથી. કોઇ આદમી કળાતો નથી. ફક્ત ધૂમાડાના ગોટા ઉઠે છે. થોડી વાર સુધી તો ફોજવાળા મુંઝાઇને ઉભા થઈ રહ્યા. પછી તેઓએ એ ધૂમાડાનું નિશાન નોંધીને એક સામટી બંદૂકોની ધાણી વ્હેતી કરી.

ઉભો ઉભો ગોરો સ્કૉટ સાહેબ પગ પછાડે, અંબારામ ભાઇ ધુંવાં ફુંવા થાય, આગળ વધવાની આજ્ઞાઓ આપે, પણ ફોજ થીજી ગઇ હોય તેવી થઇને ઉભી રહી. આખરે એ ગાડાં ઉભાં કરીને ઠેલતા ઠેલતા તોપની પાસે લાવ્યા અને ગાડાંની ઓથે તોપો ભરી ભરીને દાગવી શરૂ કરી. પહેલે જ ધૂબાકે ગામનાં ખોરડાં ઢગલો થઇ હળી પડ્યાં, બે ચાર મકરાણી જુવાનોને પણ ઢાળી દીધા. છતાં જુવાન બેટા વજીરમહમદનો મોરચો ચાલે જ જાય છે. બાઇઓ બંદૂકો ભરી ભરીને દેતી જાય છે

ને દાઢીયાળા તાશીરો દીધે આવે છે. કોઇ પણ ઇલાજે રાત પાડી દેવી એ મકરાણીઓની નેમ હતી. ને જો રાત પડી હોત તો મકરાણીઓને નવી મદદ આવી પહોંચતાં ભયંકર સંગ્રામ મંડાયો હોત એ ચોક્સ વાત છે.

તોપો જ્યારે ફરી વાર વ્હેતી થઇ અને ગાડાં આડે ગોળી-ઓની કારી ફાવી નહિ, ત્યારે એ તેર જણાના ડાહ્યા જણ કાદરબક્ષે નવેસર વિચાર કર્યો કે "હવે નહિ પહોંચાય, અને કનડે ડુંગરે જેમ મહીયા મુવા તેમ જો આંહી ભીંત હેઠળ ભરાઇને મરશું તો લોકો મકરાણીઓની બદબોઇ કરશે. માટે હવે નીકળી જઇએ."

કાદરબક્ષ પાછો વળ્યો. જમાદાર અલીમહમદની પાસે આવીને એણે આ વિચાર કહી સંભળાવ્યો. અલીમહમદે જવાબ વાળ્યો :

"ભાઇ કાદરબક્ષ ! હું તમને કંઇ જ નથી કહેતો. નીમકહરામ થઇને આપણા સરકાર સામે થવાનું કે વસ્તીને પીડવાનું હું તમને કહેતો નથી. હું પોતે તો આંહી મરવા જ માગું છું. તમે તો તમારા દિલમાં ખુદા જે કહેતો હોય તે જ કરજો !"

કાદરબક્ષ બહારવટાનાં પગલાં ભરી બીજી બાજુથી ગામ છોડવા નીકળ્યો. ભેળા એના બીજા બધા પિત્રાઇઓ પણ નીકળ્યા. માત્ર અલીમહમદના બે દીકરાએ, વજીરમહમદે અને અબ્દરહેમાને કાદરબક્ષની સાથે જવા ના પાડીઃ કહ્યું કે "બાપુને છોડીને અમે નહિ આવીએ. અમે પણ આંહી જ મરી મટશું."

કાદરબક્ષ નીકળી ગયો. પાદરને ઝાંપે મકરાણીઓના મોરચા તૂટી પડયા. ફોજ અંદર ઘૂસી. અલીમહમદની ડેલી પાસે પહોંચી. બંદૂકોની તાળી પડે છે અને તોપના ગોળા ગાજે છે તે સાંભળતો સાંભળતો અલીમહમદ કુરાનના દોર કરવામાં તલ્લીન છે.

જ્યારે ફોજ લગોલગ આવવા લાગી ત્યારે એક અકસ્માત બન્યો. વજીરમહમદના મોરચા સામે ઉભા રહીને કોઇ હલકટ ગુલમેંદી સવારે એને ખરાબ ગાળો કાઢી. ગાળો સાંભળતાં જ રિન્દ–બલોચ વઝીરમહમ્મદનું લોહી ઉકળી આવ્યું. કોણ જાણે

શા કારણથી એણે પોતાની બંદૂક ઓટલા ઉપર પછાડી ભાંગી નાખી અને 'યા અલી મદદ !' કરી તલવાર ખેંચી ઓડા ઉપરથી એણે ઠેકડો માર્યો. દોડીને એ ગાળ કાઢનાર સવારને તો ઠાર કર્યો, પણ ત્યાં તો એના શરીર ઉપર ગોળીઓનો મે વરસી ગયો. વઝીરમહમદ ઢળી પડયો.

મોટા ભાઇને પડતો દેખી ૧૪–૧૫ વરસનો નાનો ભાઇ અબ્દરહેમાન તલવાર ખેંચી દોડયો અને પોતાના હાથનું કાંડું ઝાટકા વડે કપાઇને લટકી પડયું ત્યાં સુધી એ ઝુઝયો. એ પણ પડયો. મકરાણીના મોરચા તૂટયા. ગામનાં ખોરડાં સળગ્યાં. લાખેણા જુવાનો ઉભા ઉભા ભાંગી ગયા પણ તસુ યે હટયા નહિ.

થોડી વાર થઇ અને એક જખ્મી મકરાણી પેટ પર કપડું વીંટી લથડીયાં લેતો ઓસરીએ આવ્યો: અલીમહમદને ખબર દીધા કે "બાપુ, વઝીરમહમદ કામ આવી ગયા ને અબ્દરહેમાન જખ્મી થઇને બેહોશ પડયા છે."

અલીમહમદે ખામોશથી ખબર સાંભળ્યા. એણે પોતાના દિલને જરા પણ ઉશ્કેરાવા ન દીધું. ધીરે હાથે કુરાન બંધ કરી, અદબથી એક તરફ મૂકયું. જખ્મી અબ્દરહેમાનનું શરીર આવી પહોંચ્યું તેને બી અમન વાળા ઓરડામાં ઢોલીઆ પર પોઢાડયું. ને પછી પોતે ઉભા થઇ હમેલ અને તલવાર બાંધી. ભેટ વાળીને જમૈયો નાખ્યો. તમંચો કમર પર બાંધ્યો. હાથમાં મોટી બંદૂક લીધી. લઇને ધીરે પગલે બી અમન પાસે આવ્યો. આટલું જ બોલ્યો: "ખુદા હાફિઝ ! હમારા ગુન્હા માફ કરના ! રંજ નહિ કરના ! રોજ હશરકે રોજ ખુદા મિલાયગા જબ મિલેંગે. ખુદાકી યાદ કરના."

એટલું કહીને બાલબચ્ચાંને ગોદમાં દાબ્યાં. બચ્ચી દીધી. બી અમનને છેલ્લી સલામ કરી એ પાછો વળ્યો. બરાબર ફોજની સામે જ ચાલ્યો. પછવાડે પછવાડે બુઢ્ઢા હુસેન બંધાણી પણ તલવાર લઇને, અલીમહમદના ઓછાયા રૂપ બની ચાલ્યા.

"હુશીઆર!" એટલો જ શબ્દ એણે ફોજની સામે જઇને કહ્યો. બંદૂક ઉપાડી. છાતીએ ચડાવીને છોડી. ગોળી ફોજમાં જઇને ચોંટી. બડા મીંયા નામે માણસને પાડયો. બસ, અલીમહમદે બંદૂક ફેંકી દીધી.

પછી તમંચો ખેંચ્યો. છોડયો. મકરાણી પોલીસ હવાલદાર દોસ્તમહમદને પાડયો. બસ, તમંચો પણ ફેંકી દીધો.

છેલ્લી એણે તલવાર ખેંચી. ફોજને પડકારી. સામે દોટ દીધી. સામેથી ચાલીસ–પચાસ બંદૂકોની ગોળીઓ છુટી. સાવઝ પડયો. પણ પડતી વેળા એનો હાથ જમૈયા પર હતો, અને એના હોઠમાં કંઇક શબ્દો ફડફડતા હતા.

એને વેરાવળના કબ્રસ્તાનમાં દાટેલ છે.

સાંજ પડવા માંડી હતી ત્યાં જ બધું પૂરૂં થઇ ગયું. મરેલાઓની લાશો ગોતાવા લાગી. લાશો ગોતતાં ગોતતાં કોઇનું ધ્યાન આંબલીના ઝાડ માથે ગયું. ત્યાં ઉંચી ઉંચી ડાળ્યે એક લોથ લટકતી હતી. લોથ નીચે ઉતરાવી. ઓળખાયો : આ તો ધણાજનો મકરાણી જુવાન દીનાર: ઓલ્યો આંબલીની ઘટામાંથી સવારથી સાંજ સુધી ગોળીઓના મે વરસાવનારો : આંબલીની ડાળ સાથે ફેંટાથી પોતાનું શરીર બાંધીને એ લડેલો લાગ્યો. એનાં પેટ, પેડુ અને છાતીમાં આઠ જખ્મો હતા. અને દરેક જખ્મના ખાડામાં લૂગડાંના કટકાના ગાભા ખોસેલા નીકળ્યા. એ ચીથરાં એના પોતાના જ કપડામાંથી ફાડેલાં હતાં. શું એ શૂરો જુવાન ગોળીઓ ખાતો ખાતો જખ્મોમાં ગાભા ભરી ભરી તે ઉપર ભેટ કસકસાવીને આંબલીને ઝાડેથી દિ' આથમ્યા સુધી લડતો હતો! શું છેલ્લી ગોળી અને છેલ્લો દમ ખૂટયાં ત્યાં સુધી આ જુવાન ઝુઝયો હતો! દેસાઇ હરભાઇ કહેતા કે 'મેં જ્યારે એની કમર છોડાવી ત્યારે તુર્ત જ એનાં આંતરડાં બહાર નીકળી પડયાં હતાં ને અમલદારો આફ્રિન! આફ્રિન! કરતા ખુરસી પરથી ઉભા થઇ ગયા હતા.

આ દીનાર એકલો એકલો આંહી આંબલી ઉપર કયાંથી ? વહેલો ઊઠીને એ તો સીમમાં આંટો દેવા ગએલો. પણ પાછો વળે તે પહેલાં તો ફોજ આવી પહોંચેલી. દીનાર ગામમાં ન જઇ શકયો. એટલે આંબલી પર ચડીને એકલે હાથે લડયો.

ઘાયલ થઇને ઘરમાં પડેલા જુવાન અબ્દ રહેમાનની લોંઠકાઇ પણ કયાં ઓછી હતી ? એનું કાંડુ લબડી પડયું હતું. દાકતર એને તપાસવા આવ્યા. તપાસીને દાક્તરે કહ્યું કે "ધોરી નસો કપાઇને સામસામેની ચામડીનાં પડોમાં પેસી ગઇ છે. તેથી શીશી સુંઘાડવી પડશે." બાળકે હાથ લાંબો કર્યો અને કહ્યું "મલમપટ્ટા બાંધના યાદ હે, તો બાંધો, ખટખટ મત કરો ! સીસી નહિ મંગતા !" ને જ્યારે દાક્તરે એ તૂટેલી નસોના છેડા ચીપીઆથી ખેંચીને બાંધ્યા, ત્યારે આ ચૌદ વરસના બાળકે સીસ્કારો ય નહોતો કર્યો.*

રાત પડી. પણ ગામનો કબ્જો સાચવવા કોઇ કબૂલ થાતું નથી. આખરે જગતસિંહ કરીને એક સિખ સિપાહી અને એની હિમ્મતે બે બીજા મળીને રાત રહ્યા. ઇણાજ ગામ પર લશ્કરી પહેરો બેઠો. કાદુ, અલાદાદ, દીનમહમદ, ફકીરમહમદ અને કાજી વિલાયતી, એમ પાંચ જણા રાતના અંધારામાં પાછા આવ્યા!

---

* ઇણાજની લડાઇમાં અવલથી આખર સુધી હાજર રહેનાર દેસાઇ હરભાઇ, પોતાનાં છોકરાં ગૂમડાં ફોડાવતાં પણ રૂવે ત્યારે આ કથા કહી તેઓને છાનાં રાખતા.

આજે એ અબ્દરહેમાન અંગ્રેજી ભાષા જાણે છે, ગામડામાં બેસી ખ્રીસ્તી ધર્મ અને ઇસ્લામનાં ગૂઢ તત્ત્વોનો અભ્યાસ કરે છે. જુઓ તો જણાય જ નહિ કે આ એ જ અબ્દરહેમાન. તેની સાથેનો બીજો વીર બાલક ગુલમહમદ સનવાવવાળો. એણે આ ધીંગાણામા શો ભાગ ભજવ્યો તે તો ખબર પડતી નથી. પણ એ બન્નેએ જેલમાં બેસી જન્મકેદમાં રહે રહે અનેક કેદીઓને સુધાર્યા, માર્ગે ચડાવ્યા, ને આખરે જે દિવસ તેઓની પણ બેડીઓ પણ તૂટી, તે દિવસ આખી કાઠિયાવાડ રાજી થએલ.

અને ઓરડામાં પૂરેલાં બી અમનને બાળબચ્ચાં સાથે બહાર કાઢી ચાલ્યા ગયા.

સંવત ૧૯૩૯ના ભાદરવાશુદ ચોથના રોજ આ ધીંગાણું ખતમ થયું અને કાદુનું બહારવટું શરૂ થયું.





# ૨. કાદરબક્ષ બહારવટે

## ૧

દાણાજ રોળાઇ ગયું. મરવાના હતા તે માર્યા ગયા. જીવતા હતા તે, જામી તેમજ બીનજામી તમામ, કેદમાં પૂરાયા. પણ કાદરબક્ષ, અબાબકર, અલાદાદ, દીનમહમદ અને ગુલમહમદ તો હાથમાંથી છટકી ગયા છે ત્યાં સુધી રાજને જંપ નથી. નાના નોકરો એ પાંચેનો ઘડો લાડવો કરી નાખવાના લાગ ગોતી રહ્યા છે.

દિવાન હરિદાસ પ્રભાસપાટણ આવ્યા. એ પાંચ મકરાણીઓને ઝાલવા વિષે પોલીસ અમલદારનો મત પૂછ્યો. પરદેશી અમલદારે ભૂલ ખાઇને રસ્તો બતાવ્યો કે "એનાં ઓરત બચ્ચાંને પકડી લઇએ, એટલે એને રોટલા મળતા અટકશે ને એ આપોઆપ શરણે આવશે."

આખી કચેરી બેઠી હતી તેની વચ્ચે આ વાત છેડાઇ ગઇ. ધોંસીલા દિવાને હૂકમ છોડયો કે "રસાલાના બે સવાર અમરાપર મોકલો તે એ લોકોને ગાડે નાખી વેરાવળની જેલમાં લઈ આવે."

સાંભળીને કચેરીમાં બેઠેલા ખાનદાન વર્ગના તેમજ કાંટીઆ વર્ણના માણસોના મ્હોંમાંથી અરેરાટી નીકળી ગઇ. દિવાનને પડખે પ્રભાસ પાટણવાળા ખાનબહાદૂર સૈયદ અલવી અલ એદ્રુસ-જેણે વાઘેરોના બહારવટામાં ભારી ત્રાસ ફેલાવેલો-તે બેઠેલા. એણે ઉધ્ધાડા ઉઠીને કહ્યું "રાવ સાહેબ, આ આપ વિપરિત વાત કરો છો હો ! આ છોકરાઓ કોઇની રંજાડ કરતા નથી. થાવાનું હતું તે થઇ ગયું. તેમનું સત્યાનાશ વળ્યું. સિપાહીના દીકરા છે પણ ચુપ બેઠા છે. અને ઇન્શાઅલ્લાહ થોડા રોજમાં તેમને વતન ચાલ્યા જશે. માટે રાવ સાહેબ, એના જનાના સામે લડાઇ ન હોય."

"ના ના, ખાનબહાદૂર !" દિવાને ટાઢોબોળ જવાબ દીધો: "એમ કર્યા વગર છૂટકારો નથી."

આટલી વાત થાય છે ત્યાં રસાલાના બે જુવાન સવારો રવાના થવા માટે સલામ કરવા આવી ઉભા રહ્યા. એની સામે આંગળી ચીંધીને ખાન બહાદૂર અલવીએ દર્દભર્યે અવાજે દિવા-નને કહ્યું કે "રાવ સાહેબ, તો પછી આ બે છોકરાઓની મૈયતની પણ તૈયારી કરી રાખજો અને ગીસ્તોની ભરતી પણ કરવા માંડજો ! કેમકે હવે આપ સુતા સાંપ જગાડો છો."

દિવાન હરિદાસ સ્હેજ હસ્યા. સવારો સલામ કરી ચાલતા થયા. કચેરી સુનસાન બેઠી રહી.





## ૨

અમરાપર ગામની નજીક બીજ અને અજોઠા ગામની પડખે, એક કાદાની અંદર કાદરબક્ષ બેઠો છે. બપોરનો સૂરજ મળગે છે. કાદુ પોતાનાં તકદીર પર વિચાર ચલાવે છે. ગઈ કાલનો એ શાહુકાર આજે ચોર બન્યો હતો. કાદરબક્ષ તો અમરાપરનો બેઠુ હતો. પસાયતો હતો. એ બહાદૂરે સાવઝનાં બે જીવતાં બચ્ચાં ઝાલીને નવાબને ભેટ કરેલાં, તેના બદલામાં નવાબે એને અમરાપરમાં બે સાંતી (૪૦ એકર) જમીન એનાયત કરેલી તે પોતે ખેડાવી ખાતો. એ અભણ જમાનામાં પોતે ભણેલો: મોતીના દાણા જેવા અક્ષરો પાડી જાણે: એની બેઠક પણ સારા મુસદ્દીઓ ભેળી: એની અદબ મરજાદ એક અમીરજાદાને શોભે તેવી: નીતિ અને નીમકહલાલીને રંગે પરેપૂરો રંગાએલો: અને ધણીજ વાળા સગાઓને હમેશાં ખામોશના બોલ કહેનારો: એવો ગુલેહસંપીને ચાહનારો કાદરબક્ષ, વાઘેર ટાયરામાં જોધા માણેકની માફક આ ધણીજના મકરાણી ટાયરામાં અળખામણો થઈ પડેલો. એના ભાઈઓ એને 'કમજોર' કહીને ટોણાં દેતા. એજ કાદુએ પોતાની મતલબ નોંઘાની છતાં આજ ભાઈઓના દુઃખમાં ભાગ લઈ પોતાનું સત્યાનાશ વહોરી લીધું હતું.

એકલો બેસીને એ શાણો આદમી વિચાર કરતો હતો કે હવે શું કરવું? નીમકહરામ થઈને જુનાગઢ સામે લડી મરવું, કે મકરાણમાં ઉતરી જવું? મરીને શું કમાવું છે? નામોશી! અને ચાલ્યા જવાથી પણ નામોશી સિવાય બીજું શું મળવાનું છે?

બરાબર તે વખતે આબાબકરની નાની દીકરી ભાત લઇને આવી. ભાત પિરસીને એણે કાદુને કહ્યું "કાકા બાપુ, આ છેલ્લી વારની રોટી ખાઇ લ્યો."

"કેમ બચ્ચા ?" કાદુના હાથમાં હજુ પહેલું જ બટકું હતું.

"નવાબ સાહેબની ફોજ આવી છે, અને અમને બધાંને લઇ જાય છે."

"તમને બધાંને એટલે કોને ?" કાદુ ટાંપી રહ્યો.

"મોટી અમ્માને, મારી માને, મારી કાકીને, ભાઇને, તમામને."

"ઓરતોને ? બચ્ચાંને ? ગુન્હો તો અમે કર્યો છે, તો પછી તમને બેગુનાહોને શા માટે લઇ જાય છે ?"

કાદુ ભૂલી ગયો કે એ વાતનો જવાબ એ નાની ભત્રીજી ન આપી શકે !

છોકરી કાકાબાપુના ક્રુર બનેલા ચહેરા પર મીટ માંડી રહી. અમરાપરની એ સાંતી જમીન ખેડનાર ખેડુ એ સળગતા બપોરની માફક ભીતરમાં સળગી ઉઠી ખુની બનતો હતો.

"બેટી ! ભાત પાછું લઇ જા !" એમ કહીને કાદુએ એંઠા હાથ ધોઇ નાખ્યો. ખાધું નહિ.

પ્રભાસપાટણની આ બાજુ ભાલપરું ગામ છે. એ ભાલપરાની નદીના બેકડમાં કાદુ બંદૂક ભરીને બેસી ગયો. બરાબર નમતી સાંજરે એણે અમરાપરને કેડેથી એક ગાડું જતું જોયું. ગાડાના ધોળીઆ બળદની જોડ પણ ઓળખી. પાછળ બે રસાલા–સવારો પણ ચોકી કરતા જાય છે. ખાત્રી થઇ ચૂકી : એ તો એ જ.

*નાળ્ય નોંધીને કાદુએ પાછળથી તાશીરો કર્યો. એક ગોળી ને એક સવાર ઉડયો. બીજી ગોળી ને બીજો પટકાયો.

*બીજા પક્ષનું કહેવું એમ છે કે કાદુએ આડા ફરી, સામા જઇ, સમજાવી, પડકારી, સામી છાતીએ ધીંગાણું કરેલું.

અસ્વારને પડતા દેખીને કાદુએ હડી કાઢી. એમાંથી પહેલાના શરીર માથે જઇને જુવે ત્યાં જુવાન ઓળખાયો : એ હતો બડામિયાં સૈયદ : હજુ જીવતો હતો. કાદુ એના શરીર પાસે બેઠો. એના હાથ વાંદ્યા અને આજીજી કરી કહ્યું "બડામિયાં ! તું સૈયદ. મેં તારો જાન લીધો. પણ હું શું કરૂં ? મારાં બાલબચ્ચાંને આમ બેગુન્હે કેદી બનતાં મારાથી ન જોઇ શકાણાં. હવે ભાઇ, તું મને માફ કરી શકીશ ?"

છેલ્લા દમ ખેંચતો બડામિયાં બોલ્યો "ભાઇ કાદરબક્ષ, તમને માફી છે. તમે મને કયાં અંગત ઝેરથી માર્યો છે ? એ તો મુકદ્દર !" એટલું કહીને સૈયદે શ્વાસ છોડયા.

પછી કાદુ બીજા સવારના શરીર પાસે ગયો. એને પણ ઓળખ્યો. પોતાનો નાતા વાળો જુવાન કબીરખાં ! પણ માફા-માફીની ઘડી તો ચાલી ગઇ હતી. કબીરખાંનો જીવ કયારનો યે નીકળી ગયો હતો.

રૂપાળી નીલૂડી નાઘેર: એથી યે રૂપાળો સરસ્વતી નદીનો એ કાંઠો : મહારાજ મેર બેસવાની રૂપાળી વેળા : સરસ્વતીનાં નીર ઉપર ચંપાવરણી તડકી રમી રહી છે: એવે ટાણે, દોસ્તોને જ્યાફ્ત દેવા જેવી એ જગ્યાએ, એક સૈયદને અને એક ભાઇબંધને ઢાળી દઇ એની લાશો ઉપર કાદુ ઉભો છે. રૂપાળી કુદરત જાણે રોઇ રહી છે. આપદા અને શરમને ભારે કાદુનો ચહેરો નીચે ઢળે છે. જાણે કે એની શરમને ઢાંકી દેવા માટે જ રાત પોતાનો કાળો પછેડો દુનિયા પર લપેટી દે છે.

બાલબચ્ચાંને તેડી બહારવટીયો અમરાપરમાં આવ્યો. ત્યાંથી બધાંને ઘોડા પર બેસારી બરડામાં ઉતાર્યાં. તે પછી કહેવાય છે કે કોડીનાર પાસે મૂળ દ્વારકાથી મછવામાં બેસારી બચ્ચાંને મકરાણ ભેગાં કરી દીધાં. એના દિલનું ઉંડામાં ઉંડું ખુન્નસ ઉછળી આવ્યું હતું. ભેળા પાંચ ભાઇભત્રીજાનો સાથ હતો. વેર લેવા જતાં એણે વિવેકને વિસારી દીધો.

૩

"એક દિવસમાં એક ગામ ભાંગે તો સમજજો કે સાધુએ ભાંગ્યું ! અને ત્રણ ગામ ભાંગે તો કાદુએ ભાંગ્યું સમજજો !"

એટલી જાહેરાત રાજસત્તાને પહોંચાડીને કાદુ ગીરની રૈયતને રંઝાડવા નીકળી પડ્યો. પોતાની ભેગો પોતાનો મોટેરો ભાઈ અબાબકર છે: અલાદાદ, ફકીરમામદ અને દીનમામદ છે, સનવાવવાળા. જમાદાર સાહેબદાદનો બાર–ચૌદ વરસનો દીકરો ગુલમામદ છે, બે સીદી છે, ને બાકી બાટસવાદીઆ ભળ્યા છે. સાદાં લુગડાં પહેરે છે. બીજા બહારવટીયાની માફક વરરાજાનો વેશ નથી ધર્યો. ભેળો નેજો પણ નથી રાખ્યો. બબે બંદૂક લઈને પગપાળા જ ચાલે છે. ઉંટ ઘોડું કાંઈ રાખતા નથી. રોજ પાંચ વખત કાદુ નમાઝ પડે છે. અને સાથોસાથ ગામ ભાંગી જુલમ વર્તાવે છે. રોજ ત્રણ ત્રણ ગામડાં ઉપર પડતો ત્રીસ ત્રીસ ગાઉની મજલ ખેંચે છે. આસપાસના ગામેતીઓ, તાલુકદારો, મકરાણીઓ વગેરે એને ઉતારા આપે છે. એની પાછળ જુનાગઢે અને એજન્સીએ પોતાની બધી શક્તિ રોકી દીધી છે. બહારવટીયાનાં માથાનાં ઇનામો જાહેર થયાં છે: કાદુ અને આબાબકરના અકેક હજાર રૂપીઆ, દીનમામદ અને અલાદાદના પાંચસો પાંચસો : બે સીદીઓના પણ પાંચસો પાંચસો. એમ પણ કહેવાય છે કે કાદુના માથા સાટે ૨૦ સાંતી જમીનનું ઇનામ નીકળેલું.

રાતના દસ બજ્યાની વેળા થઇ હશે. ગામડીયાં લોકોની અંદર સોપો પડી ગયો હતો. ગીરના માતબર મહાલ ઉના મહાલનું તડ નામે અધારીયું ગામ : ઝાઝા ચોકીઆત ન મળે કે ન મળે પૂરાં હથીયાર: એમાં કાદુ પડ્યો. એ તો હતો નાણાંની ભીડમાં. એટલે પહોંચ્યો વાણીઆના ઘર ઉપર. મૂછાળા

તો ક્યારના યે પાછલી વાડય ઠેકીને ભાગી ગયા હતા.. ઘરમાં ફક્ત એક પરણેલી દીકરી હતી, ને દીવાને ઝાંખે અજવાળે એનાં અંગ ઉપર પીળું ધમરક સોનું ચળકતું હતું.

કાદરબક્ષ ઓસરીએ ઉભો રહ્યો. બીજા અંદર ગયા છે. ઘર લૂંટાય છે. એમાં એકાએક બાઇએ ચીસ પાડી ને કાદુની નજર ખેંચાણી. તૂર્ત એણે ભયંકર અવાજ દીધો: "હો વલાતી! ખબરદાર!"

એક સંગાથીએ એ એકલવાયી વણિક–કન્યાનો હાથ ઝાલ્યો હતો. બહારવટીએ એને 'હો વલાતી!' એટલે કે 'ઓ મકરાણી!' કહી બોલાવ્યો, કેમકે એની ટોળીમાં મકરાણી સિવાયના કોણ કોણ હતા તેનો ભેદ બહાર ન પડી જવો જોઇએ.

કાદુ ઘરના બારણા પર ધસ્યો ને એણે સોબતીને હુકમ કર્યો કે "બહાર આવ!"

ભોંઠો પડેલો સાથી બહાર નીકળ્યો. બહારવટીઆની સામે ઉભો રહ્યો.

"બેટા ડરીશ ના! તારૂં ઘર નહિ લૂંટીએ. તું તારે ચાલી જા!"

એટલો દિલાસો એ એકલ ઓરતને આપીને કાદુ ગુન્હેગાર તરફ કરડો થયો. એની નજર અપરાધીના હૈયા સોંસરી જાણે ઊતરતી હતી. 'ચલો ગામ બહાર!' કહીને એણે સાથીને મોઢા આગળ કર્યો. પોતે ફરીવાર ઓરડામાં જોયું. દીવો બળતો હતો ને દીવાની જ્યોત જેવી જ થડકતી એ ઓરત ઉભી હતી. એ ઘર લૂંટયા વિના બહાર નીકળી ગયા. ગામ બહાર જઇને એણે એ અપરાધી ખાટસવાદીઆ સામે કરડી આંખો કાઢી કહ્યું: "બહારવટાની અંદર કાદરબક્ષ નાની એટલીને દીકરી, બરોબરની એટલીને બ્હેન. અને મોટેરી એટલીને મા ગણી ચાલે છે. કાદરબક્ષ એક પાક મુસલમાન છે. એની સાથે તારા જેવા હેવાન ન ચાલી શકે. હું તને ઠાર કરત. એક પલ પણ વાર ન લગાડત. પણ તારી લાશ આંહી પડી ન રખાય,

અમારે ઉપાડવી પડે, માટે જ હું તને નથી મારી શકતો એટલો અફસોસ કરૂં છું. ચાલ્યો જા! આ લે તારી ખરચીના પૈસા!"

પૈસા આપીને તે જ પળે એને રવાના કર્યો.

૪

દિવસ આથમવા ટાણે કાદુ ગીરના માતબર ગામ ગડડા ઉપર આવ્યો. ચંદ્રનું ગ્રહણ હતું. થાણાનો પુરબીઆ જાતનો દફેદાર હાથમાં હાંડલું લઇને નહાવા જાય અને કાદુને થાણામાં દાખલ થવું. દફેદારે બહારવટીયાને પડકાર્યા કે "કૌન તુમ!"

કાદુએ જવાબ આપ્યો "હમ ગીસ્તવાલા. જલ્દી બંદોબસ્ત કરો."

એમ ખોટું બોલી, શત્રુને ભૂલમાં નાખીને કાદુએ માર્યો. સંત્રી લાલસિંહને પણ ઠાર કર્યો. ત્રણ વાણીઆ ને એક ખોજો, ચારેને લૂંટી ચાલ્યો ગયો.

ઉંબા ઉપર પડયા. ત્યાંનો પટેલ ગીસ્તની સાથે બહુ હળતો ભળતો રહી કાદુની બાતમી દેતો. એનું નાક કાપ્યું.

હસનાપૂર ભાંગ્યું. ત્યાંના સંધી તૈબને પકડીને હાજર કર્યો: કહ્યું કે "તૈબડા, તું સીમાડાની તકરારો કરવા બહુ આવતો. તને સીમાડા દોરવા વ્હાલા હતા. લે, એ સીમાડા દોરવાનો તારો શોખ અમે પૂરો કરીએ."

એમ કહીને તૈબના પેટ ઉપર તરવારની પીછીથી ચરકા કરી, સીમાડાની લીટીઓ દોરી.

સવની, ઇસવરીયું ને મોરાજ, ત્રણ ગામ ભાંગીને લૂંટ કરી.

પસનાવડા ભાંગ્યું. એક બ્રાહ્મણ ભાગ્યો, તેને ઠાર માર્યો ને પછી ગયા લોઢવા ઉપર. લોઢવાનો આયર પટેલ એવું બોલેલો

કે " કાદુ બીજે બોડકીયુંમાં ફરે છે, પણ આંહી શીંગાળીયુંમાં નથી આવ્યો. આવે તો ભાયડાની ખબરૂં પડે. "

આ વાત કોઇએ કાદુને ગીરમાં કહી.

" ઓહો ! પટેલ સામે ચાલીને તેડાં મોકલે છે, ત્યારે તો ચલો ભાઇ !"

એટલું કહીને કાદર ચડયો. પટેલનું ઘર લૂંટયું. પટેલને બાન પકડયો. પકડીને કહ્યું કે "ભાગેગા તો હમ ગોલીસેં ઠાર કરેગા. રહેગા તો મોજસેં રખેગા." પટેલ શાણો, એટલે સમય વર્તી ગયો. ન ભાગ્યો. એને બહારવટીયો છૂટથી રાખતો, અને બરાબર રોટલા ખાવા દેતો.

લોઢવા ભાંગ્યું ત્યારે કાદુ એક કારડીઆ રજપૂતને ખોરડે પેઠો. મરદ લોકો પોબારાં ગણી ગએલ. બહારવટીયાનો ગોકીરો સાંભળીને ઘરની બાઇ ઉંઘમાંથી બેબાકળી ઉઠી. એના અંગ ઉપર લૂગડાનું ભાન ન રહ્યું. ભાળતાં જ કાદુ પીઠ કરીને ઉભો રહ્યો. ઉભીને પાછળ થર થર ધ્રૂજતી અરધ નગ્ન ઓરતને કહ્યું "બેન, તારાં લૂગડાં સાચવી લે. હું તારી અદબ કરીને ઉભો છું. બ્હીશ મા બેટી ! "

પણ બાઇ તો હેબતાઇ ગઇ હતી, એ હલી કે ચસી ન જ શકી. અલ્લાની આંખ જેવો દીવો જલતો હતો. કાદુ બહાર નીકળ્યો, કહેતો ગયો કે " બેટી, તારા ખોરડાનું કમાડ વાસી દે." સાથીઓને કહ્યું કે "આ ઘર નથી લૂંટવું. ચાલો."

એક ગામમાં પડીને કોઇ તાલેવર વેપારીનું ઘર ઘેર્યું. અધરાતને પહોર અંદરનાં માણસો ઉંઘતાં હતાં. બારી બારણાં ખેડવી શકાય તેવાં સહેલાં નહોતાં. કાદરબક્ષ પોતે ખોરડા પર ચડી ગયો. એણે ખપેડા ફાડીને અંદર નજર કરી. ઘસઘસાટ નીંદરમાં સ્ત્રી પુરૂષને એક સેજની અંદર સુતેલાં દેખ્યાં. જોતાં જ પાછો ફરી ગયો.

ભીયાલ થોરડી ભાંગ્યું. હવાલદારો વાડ ઠેકી ઠેકીને ભાગી ગયા.

લુંબા ભાંગ્યું ને આંબલાસનાં બાન પકડયાં. દંડ લઇ લઇને છોડયાં.

સણોસરી ને નગડીઆની લૂંટ કરી લોકોને દાંડીઆ રાસ રમાડયાં. ખજૂર વ્હેંચ્યા.

ગીરાસીઆઓનો પોતે આશરો પામતો હોવાથી ગીરાસીઆં ગામ પર નહોતો જતો. પણ એક મકરાણીનો ભૂલવ્યો બીન-વાકેફ કાદુ જેઠસૂર વાળાની ઓરડી ઉપર પડયો. એમાં એક તલવારધારી કાઠી જુવાનને ઉભેલો જોયો. અવાજ દીધો કે "અય જુવાન ! હથીઆર છોડી દે."

પણ જુવાન હેબતાઇ ગયો હતો. કાદુએ ત્રણવાર કહ્યું કે "જુવાન ! હથીઆર છોડી દે." પણ જુવાન જડ પત્થર જેવા ભાન ભૂલી ઉભો થઇ રહ્યો. એને કાદુએ બંદૂકે ઠાર કર્યો. પછી માંડી લૂંટ. એ ટાણે વસ્તીમાંથી કોઇએ કહ્યું કે "વસ્તીને સંતાપો છો જમાદાર, ત્યારે દરબારને કેમ કાંઇ કહેતા નથી ?"

"અરર ! આ દરબારનું ગામ ? ભૂલ થઇ." કહીને અફસોસ કરતો કાદુ બહાર નીકળી ગયો.

ચોકલી ગામ તોડયું. પટેલને કાકડાથી બાળ્યો. કેર વતાવ્યો.

ભાલપરા ભાંગ્યું. ખાન બહાદુર અલ્વીના ભાઇની ગીસ્ત પર તાશીરો કરી ભગાડી, ગામલોકોનાં નાક કાન કાપ્યાં.

ઘાતકીપણાએ એની મતિને ઘેરી લીધી. ડાહ્યા ડમરા અને ખાનદાન કાદરબક્ષે માઝા મેલી, પોતાની ફતેહમાં મદછક બની, અને કિનો લેવાના નેક માર્ગો મૂકી દઇ રૈયતનાં *નાક કાન કપાવવાં શરૂ કર્યાં. એટલાં બધાં કાપ્યાં કે એના દુહા જોડાણા :

*આ કાદુએ કરેલી નાક કાનની કાપાકૂપને અંગે જ જુનાગઢના સ્વ. દાકતર ત્રીભોવનદાસે કપાળની ચામડી ઉતારી નવાં નાક સાંધવાની કરામત શોધી હતી.

**કરમરનો કાંટો કરી, હેતે માંડેલ હાટ,**
**એક પૈસાનાં આઠ, કાદુએ નાક જ કર્યાં.**

પોતે પોતાને હાથે તો એટલો હેવાન બની શક્યો નહિ, પણ એના ખુની ને રાક્ષસી ભાણેજ અલાદાદને હાથે આ અત્યાચાર થવા દીધો.

## ૫

બાનને બહારવટીયો કેવી રૂડી રીતે રાખતો! એક દિવસ કાદુ નદી કાંઠે નમાજ પડે છે. ડુંકા અને મોરૂકા વચાળે સરસ્વતી નદી ચાલી જાય છે. નમાજ પડતો પડતો કાદુ પોતાની રોજની રીત પ્રમાણે હોક ફ્ફડાવી બોલે છે કે "હે ખુદા! અમે જાણીએ છીએ કે અમે હરામનું ખાઇએ છીએ. અમે ત્રાસ વર્તાવીએ છીએ. અમે દોઝખમાં જ જવાના. પણ શું કરીએ? દુનિયા માનતી નથી. અમારાં ઇજ્જત જાય છે......"

ત્યાં એણે ભડાકો સાંભળ્યો. નમાજ સંકેલીને જ્યાં જાય ત્યાં તો સાંસણ ગામનો દફતરી લુવાણો પુરષોતમ, કે જેને બાન પકડેલો, તેને ઠાર કરેલો દીઠો. સાત દિવસથી પુરષોત્તમ સાથે જ હતો. એને કાદુએ કવેણ પણ કહ્યું નહોતું. આજ એને ઢળેલો દેખીને કાદુની આંખોમાંથી દડ! દડ! પાણી છૂટી ગયાં. પૂછ્યું "આ કોણ શયતાને કર્યું?"

અલાદાદને ચહેરે મશ ઢળી ગઈ. "અલાદાદ, તેં આ કર્યું? બાનને માર્યો?" એટલું કહી અલાદાદના શિર પર બંદૂકનો કુંદો માર્યો. માથું ફોડયું. અને કહ્યું કે "ચાલ્યો જા! તું ને તારા બે સાદાઓ પણ."

સાત દિવસ સુધી ત્રણે સોબતીઓને જૂદા રાખેલા. પછી તેઓ ઘણું રગરગ્યા ત્યારે જ પાછા સાથે લીધેલા.*

કહે છે કે પોતે ભૂખ્યો રહીને પણ બાનને ખવરાવતો.

૬

વૈશાખ મહિનો હતો. વેરાવળના હવા-મ્હેલોમાં દરિયાની લહરીઓ હિલોળાઈ હિલોળાઈને હાલી આવતી હતી. ગોરા અમલદારોની છાવણીઓ નખાઈ ગઈ હતી. મ્હેલો ઉપર અંગ્રેજોના વાવટા ફડાકા મારી રહ્યા હતા. સાહેબ મડમોની આંખોમાં સુખનાં ઘેન ઘેરાતાં હતાં. બારીએ બારીએ સુગંધી વાળાની ટટ્ટીઓ, મેજ ઉપર ફુલોના હાર ગજરા, મીઠાં શરબત અને મીઠા શરાબ, એ સહુ મળીને સાહેબ લોકોને નવાબની મહેમાન-દારીની મીઠપમાં ઝબકોળતાં હતાં. અંગ્રેજોની સરભરા માટે જુના-ગઢનું રજવાડું વખણાય છે.

એક દિવસ સાંજ નમતી હતી. બે ઘોડાગાડીઓ ગોધૂલીના અંધારા-અજવાળાં વીંધીને પ્રભાસપાટણથી વેરાવળ પાછી આવતી હતી. ગાડીઓને બન્ને પડખે રાતા દીવા, અંગ્રેજોની રાતી આંખો

---

* એક જાણકાર આ વાત બીજી રીતે બની હોવાનું કહે છે:

પુરષોતમ દફતરી નહિ પણ જંગલ વહીવટદાર હેમાભાઈ અમીચંદ મોરૂકાથી સાંસણ જતા હતા તેવામાં માર્ગે એને બહારવટીયાએ રોકયા; પછી પૂછપરછ કરીને અલાદાદે એને ચાલ્યા જવા દીધા. હેમાભાઈ થોડેક ગયા હશે ત્યાં તો જાંબૂરનો સીદી બાવન બોથા કે જે બહાર-વટીયાઓ માટે ભાતું લઇને આવેલ, તેણે અલાદાદને કહ્યું કે "તમે તો એને જવા દીધો, પણ એ તો અમારો વહીવટદાર છે, એટલે અમને લીલી તાપણીમાં બાળશે." આ પરથી અલાદાદે પાછળથી બંદૂક મારી હેમાભાઇને ઠાર કર્યા. આ જાણ થતાં જ કાદુએ અલાદાદને ફિટકારી કાઢી મૂકેલો. કાદુ એમ કહેતો કે આવી અકારણ હિંસા તેમની નેકીને ખાઇ ગઇ.

જેવા, ઝગતા હતા. બરાબર હાજી માંગરોળીશા પીરની જગ્યા પાસેથી પહેલી ગાડી ચાલી ગઇ. અંદર એક ગોરો ને એક મડમ બેઠાં હોય તેવું દેખાતું હતું. એ ગાડી ગઇ. એની પાછળ બીજી ગાડી નીકળી. નીકળતાં જ હાજી માંગરોળીશાની જગ્યાની આથમણી દિશાના ભાઠોડમાંથી એક આદમી ઉઠયો. 'ખડા રખો !' એવી કારમી ત્રાડ દીધી. તળપ મારીને, એ પડછંદ આદમી, કબરમાંથી ઉઠેલા પ્રેત જેવા, ગાડીની પગથી પર ચડી આવ્યો. બંદૂક તાકી. ઘોડો દબાવે એટલી વાર હતી. ત્રાડ દીધી કે "લેતા જા, શયતાન ઇસ્કાટ સાબ ! ઇણાજ પર તોપ ચલાને વાલા ! હમ જમાદાર કાદરબક્ષ."

દરમીઆન ગાડીના ભડકેલા ઘોડાઓની લગામો પર પાંચ બુકાનીદારો ચોંટી પડયા હતા.

"હમ ઇસ્કાટ નહિ, હમ—" ગાડીમાં એક મડમની જોડાજોડ બેઠેલો ગોરો પુકારી ઉઠયો.

"તુમ કૌન ?" બહારવટીઆએ પૂછ્યું.

"* જેકસન સાબ–ધારી પલ્ટન વાલા."

"ઇસ્કાટ સાબ કિધર ગયા ?"

"પહેલી ગાડીમેં નીકલ ગયા."

---

*આ આખી ઘટનાને એક સબળ પૂરાવો મળે છે· સને ૧૯૧૦ ના 'સાંજ વર્તમાન' પત્રના પતેતી અંકમાં સ્વ. જસ્ટીસ એફ. સી. ઓ. બીમન (મુંબઇ હાઇકોર્ટ) નો "Recollections of old days in Kathiawar" નામનો લેખ છે. તેમાં એ ન્યાયમૂર્તિ, પૂર્વે પોતે કાઠીઆવાડનાં જ્યુડીશીઅલ આસીસ્ટંટ હતા તે વખતના અનુભવો નોંધતાં લખે છે કે :

I should like to tell you in detail how Kadir Baksh and his men held up Major Jackson and r . Elliot of Baroda between Pattan Somnath and Veraval one summer evening, in the belief that they were Kathiawar Politicals, and finding their mistake

"હાય! યા અલ્લા! હમ ગાડી ભૂલ ગયા. યે ઓરત કોન?" હેબતાઈને થંભેલી મડમ તરફ આંગળી કરી પૂછ્યું.

"ઈસ્કાટ સાહબકી જોરૂ."

"ઓરત! ઓરતકો હમ નહિ મારેગા. જાઓ."

એટલું કહીને બહારવટીઓ નીચો ઉતર્યો. બહાદુર અંગ્રેજ જેકસને એને સાદ પાડ્યો: "જમાદાર કાદરબક્ષ! થોડીક વાત કહેવી છે સાંભળશો?"

"બોલો સાબ."

"શા માટે આ ખુનામરકી? કોઈ રીતે સમજે?"

"જૅક્સન સાબ, કાદરબક્ષ લોહીનો તરસ્યો નથી. મારા ગરાસ ચાસનું પાર પડે તો હું અત્યારે જ બંદૂક છોડી દઉં. નહિ તો હું ઈસ્કાટને ગોતી કાઢીને જાનથી મારીશ અને નવાબની સોના જેવી સોરઠને સળગાવી મૂકીશ."

"બહાદુર આદમી! તારી ખાનદાની પર હું આફ્રિન છું. હું પોતે જઈને નવાબ સાથે વિષ્ટિ ચલાવું છું. બોલ, કાલે ક્યાં જવાબ દેવા આવું? ઠેકાણું આપ."

---

would only let them go on Major Jackson, lionine in form and in heart, promising to keep a tryst at a lonely place appointed in the Gir forest next day bearing Colonel Barton's ultimatum. Kadir Baksh stipulated for a complete amnesty. But this was of course out of the question, and it looked as though Jackson were going deliberately to his death when he started alone and unarmed to keep his promise and inform the bloodthirsty Kadir that there was no pardon and little hope of mercy for him. Jackson kept his tryst, and strange to say, or perhaps it was more strange for these outlaws were brave men

"તું–તું ગોરો મને જવાબ દેવા આવીશ?" કાદુએ કરડાઈ-ભર્યો તિરસ્કાર બતાવ્યો.

'હા, હું અંગ્રેજબચ્ચો છું, માટે જ આવીશ."

બહારવટીયો જૅકસનના સાવઝ સરખા ચહેરા સામે જોઈ રહ્યો. ફરી પૂછ્યું :

"એકલો?"

"એકલો."

"બીનહથીઆરે?"

"બીનહથીઆરે!"

"આંહીથી દોઢ ગાઉ ઉપર: હેરણ નદીમાં: ચાંદ ખતાલની જગ્યા પાસે."

એટલું કહીને બહારવટીઓ અંધારી રાતની સોડયમાં સમાઈ ગયો. ગેબમાંથી પણ એનાં પગલાં બોલતાં હોય, તેમ સ્કૉટની ભયભીત મડમ ચમકતી હતી. થોડીવારે એના જીવમાં જીવ આવ્યો. છાતીવાળો જુવાન જૅકસન જાણે કે બહારવટીયાના મેળાપથી બમણો હિમ્મતબાજ બન્યો. એની છાતી પહોળાતી હતી. એણે જઈ સ્કૉટને વાત સંભળાવી. પાંચ જ પગલે સ્કૉટ બચી ગયા.

---

themselves and knew and respected bravery in others, was well entreated of them and allowed. It was on this occasion that Kadir explained to Major Jackson that his enemies basely aspersed him with wilful and unnecessary cruelty. True, he said, I had to cut off ears and noses to make myself feared, but believe me Sahib, my heart bleeds when I am forced to it, and I weep. Well, we may believe as much or as little of that as we like, but Kadir was undoubtedly answerable for more than one ugly atrocity which Mhowa (મોવર સંધવાણી) would never have stooped to.

બીજા દિવસની રાત : અંધારૂં ઘોર : અને ગિરની ખપ્પર જોગણી શી હેરણ્ય નદીનો ભેંકાર કિનારો : બરાબર ઠેરાવેલ ઘડીએ ધારી પલટનનો ઉપરી અંગ્રેજ જૅકસન બીન હથીઆરે પોતાના રોજના ભેરૂ એક તમંચાને પણ ત્યજીને એકલો આવ્યો. આવીને ઉભો રહ્યો. અંધારે અંધારે એની પાણીદાર આંખો, હીરા જેવી ચમકતી ચમકતી, ઓરી ને આઘી કાદુને ગોતતી હતી. થોડીવાર આમ તો થોડી વાર તેમ, કોઇ બેઠું બેઠું બીડી પીતું હોય તેમ તીખારા ઝગતા હતા. હવામાં ખુણે ખુણેથી ઝીણી સીસોટી વાગતી હતી. પણ કોઇ માનવી નહોતું. થોડીવારે ખંભે ગોબો નાંખીને એક આદમી આવ્યો. જૅકસને પડકાર્યો "કોન હે ?"

"રબારી છું બાપા !" સામેથી જવાબ મળ્યો.

"આંહી કોઇ સિપાહી દેખ્યો ?"

"હા, હું એને ખબર દઉં છું, તમે આંહી બેસો."

રબારી ગયો. થોડી વારે રબારીનો વેશ ઉતારીને કાદર-બક્ષ હાજર થયો. અવાજ દીધો કે "સલામ જૅકસન સાબ !"

"સલામ તમને કાદરબક્ષ ! હું આવ્યો તો છું, પણ માઠા ખબર લઇને. મારી બધી મહેનત ધૂળ મળી છે. નવાબને ઘણું સમજાવ્યા. મુંબઇ સરકારની મારફત સમજાવ્યા. પણ નવાબ કહે છે કે મારી રીયાસતમાં પાંચ કોમો પડી છે : મકરાણી, મહીયા, કાઠી, આહીર અને હાટી : હું આજ પોચો થાઉં તો મને જૂનાગઢનો ગરાસ એ પાંચે કોમો ખાવા જ ન આપે. માટે હું તો કાદુને જેર કરવાનો."

"જૅકસન સાબ ! આવો જવાબ આપવા આવવાની તમે હિમ્મત કરી ?"

"કેમ નહિ ? મેં તને કોલ આપ્યો હતો."

"એકલા આવવાની હિમ્મત કરી ?"

"એમાં શું ? તું સાચો મર્દ છે તે ઓળખાણ તે દિવસની સાંજે જ થઇ ચૂકી હતી. તારા પર મને ઇતબાર હતો."

"હજાર આફ્રિન છે તમને, સાહેબ. પણ બોલો, હવે મારે શું કરવું ?"

"તારી ખુશી હોય તે કરજે. મારું દિલ તો એટલું દુઃખાયું છે, કે મારા ધારી પરગણામાં તો તારી પાછળ ફરવા આવનારી નવાબી ગીસ્તને કોઇ શેર આટો પણ વેચાતો નહિ આપે એટલું હું તને કહી દઉં છું. મારા છેલ્લા સલામ, કાદરબક્ષ !"

"સલામ, જૅકસન સાબ !"

૭

રમઝાનના દિવસો ચાલતા હતા. કડાયા ગામમાં જે નવું થાણું બેઠેલું તેના પહેરાવાળા આરબો પાછલી રાતે, શીતળ પવનની લ્હેરોમાં, તરવાર બંદૂકો ખીલીએ ટીંગાડીને બેઠા બેઠા કાવો પીતા હતા. ઓચીંતી એક જણાએ ચીસ પાડી કે "ઓ—અબ્દુલ-કાદર !" સાંભળતાં જ જેવા સહુ પોતપોતાનાં હથીઆર સંભાળવા ઉભા થવા જાય છે ત્યાં ભરી બંદૂકની નાળ્ય નોંધીને વિકરાળ કાદુડાએ હાકલ દીધી "બસ જમાદારો ! મત ઉઠના !"

પહેરાવાળા જેમ હતા તેમ ઠરી રહ્યા. કાદુના સોબતીઓ લૂંટ કરવા ગામમાં ચાલ્યા ગયા, અને કાદુ એકલો જ એક બંદૂક-ભર ત્યાં પચીસ માણસના પહેરા ઉપર છાતી કાઢીને ઉભો રહ્યો. કોણ જાણે શાથી, પણ ગીસ્તના આરબોનાં હૈયાંમાંથી અલ્લા ઉઠી ગયો. ધીરે ધીરે તેઓએ કાદુને આજીજી કરવા માડી કે "કાદરબક્ષ ! આજ તું અમારાં હથીઆર લઇ જઇશ તો અમારી ઇજ્જત નથી. ભલો થઇને અમને બંદૂકો પાછી દે. અમે સિપાહી છીએ. જગત જાણશે તો અમને કોઇ સંઘરશે નહિ."

તમામની બંદૂકો ખાલી કરીને કાદુએ પાછી સોંપી દીધી. અને જતાં જતાં કહ્યું " ફિટકાર છે તમને સિપાહીઓ ! પચીસ

જાણા કાદુની સામે કાલાવાલા કરો છો એમાં તમારી સિપાહીગીરી ક્યાં રહી ? પણ તમને સિપાહીગીરીની ઇજ્જત કરતાં જાન અને ઓરત વધુ વ્હાલાં છે. જાઓ, લઇ જાઓ હથીઆરો !"

સોનારીઆ ગામમાં ગીસ્ત પર તાશીરો કરી લૂંટફાટ વર્તાવી.

બાદલપર લૂંટયું.

મેઘપર લૂંટયું..

વાંસાવડ લૂંટયું.

સોલાજ લૂંટીને પટેલને શરીરે ડામ દીધા.

ભરોલામાં દિવસ આથમતે પડ્યા. ત્યાં રબારીઓનું થાણું હતું. પહેરાવાળાઓને પકડી, હથીઆરો આંચકી લઇ ઘરમાં પૂર્યા. ગામ લૂંટયું. પછી તલવારો પાછી આપી ચાલી નીકળ્યા. ભીમદેવળ, ઝીંઝાલા ને તરસ્સલા લૂંટયાં.

ઝુંથલ ગામમાં હાટી લોકોની વસ્તી હતી. ત્યાં પડીને કાગડા શાખના હાટી રામા પટેલને પકડ્યો. હાટીઓને ખબર પડતાં જ તેઓ ઢાલ તલવાર લઇને નીકળ્યા. કાદુએ એને આવતા દેખીને ચેતવ્યા કે

"જુવાનો ! શીદ મરો છો ? તમે ભલા થઇને ચાલ્યા જાઓ. અમે તમારી બથમાં નહિ સામીએ."

હાટી જુવાનો હેબતાઇને ઉભા રહ્યા. પણ પાછા હટતા નથી, તેમ આગળ ડગલું દેતા નથી. કાદુએ થોડી વાટ જોઇ. આખરે જ્યારે હાટીઓએ ચોખવટ ન જ કરી, ત્યારે પછી કાદુએ એને ગોળીએ દીધા. હાટીઓએ એ ઘા સામી છાતીએ ઝીલ્યા.

૮

માણપૂરાના મકરાણીની એક દીકરી હતી. કાનમા એનું નામ હતું. જુવાનીના રંગો એને ચડી રહ્યા હતા. પાણીદાર મોતી જેવું એનું રૂપ હતું. આ કાદને આખી સોરઠ

હલમલાવતો જોયો. કાદુની વીરતા ઉપર જીવતર ઓવારી નાખવાનું નીમ લઇને એ બેઠી હતી. બહારવટીયો એના બાપને ઘેરે કોઇ કોઇ વાર આશરો લેવા આવતો હતો. ફાતમાએ એને કમાડની તરડમાંથી વારે વારે નિરખ્યો હતો. આખરે એક વાર તો એણે હામ ભીડીને કાદુની મોઢામોઢ થવાનો મોકો લીધો. બાપ બહાર ગયો હતો. મા આઘી પાછી થઇ હતી. કાદુના સાથીડા પણ બીજા ઓરડામાં ઉંઘતા હતા. તે વખતે ફાતમા પોતાની બાલીગળ ઇજારમાંથી જાણે ગળી પડતી હોય જેવી કંકુવરણી પાનીઓ માંડતી, ઘેરદાર કુડતાનાં ફૂલણ–ઝૂલણને સંકોડતી, પીળી ઓઢણીના પાલવ લપેટીને હૈયું છુપાવતી આવી ઉભી રહી. બહારવટીઆના સરવા કાને એનો હળવો, હવાની લ્હેરખી જેવો સંચળ પણ સાંભળ્યો. કાંધરોટો દઇને એણે એ આવનાર તરફ નજર કરી. ઓરત દેખીને પાછો નેણ નીચાં નમાવી ગયો. તરવારની મૂઠ ઉપરની કોંટી થોડીવાર બાંધવા ને થોડી વાર છોડવા લાગ્યો.

જ્યારે કાદુએ બીજી વાર પણ સામે ય ન જોયું ત્યારે ફાતમાથી છેવટે ન સહેવાણું. એણે જોર કરીને કમાડ ઝાલ્યું. પછી બોલીઃ

"જમાદાર! એક વાર ઉંચે જોશો?"

"શું છે?" કાદુએ ત્રાંસી આંખે નજર ફેરવી.

"મારે તમારી ચાકરી કરવી છે. મને તેડી નહિ જાઓ?"

"ક્યાં તેડી જાઉં? દોઝખમાં? હું તો મોતને મારગે છું. તું બેવકૂફ ઓરત, આંહી કાં આવી?"

"દોઝખમાં ય તમારી સાથે આવીશ, કાદરબક્ષ! મને લઇ જાઓ. હું જાણું છું કે તમે તમારો જાન હાથમાં લઇ ફરો છો. હું પણ મારો જાન તમારા હાથમાં આપીશ."

"બાઇ, તું આંહીથી ચાલી જા. મારાં બાલબચ્ચાં મકરાણમાં જીવતાં છે ને હું આજ બહારવટે છું. મારૂં એ કામ નથી. મારાથી નેકીનો રાહ ન ચૂકાય. અમે તારા બાપનો આશરો લઇએ છીએ. એટલે તું તો મારી બેન થા."

ફાતમાએ પોતાના પાલવમાં એક તલવાર સંતાડી હતી. તે કાઢીને કાદુ તરફ લંબાવી કહ્યું, "જમાદાર કાદરબક્ષ ! આ તરવાર મારા તરફની સોગાદ સમજીને લેશો ? હું એ રીતે મન વાળીશ. તમારી ગોદમાં મારી તરવાર રમશે, તેથી હું દિલાસો લઇશ."

"ના, ના, અમારે તરવારો ઘણી છે બાઇ ! તું અહીંથી ચાલી જા !"

એવા ટુંકો જવાબ આપીને કાદુ ઘરની બહાર નીકળી ગયો.*



## ૯

ગામ ભાંગવામાં સહુથી પહેલો ઝાંપો ભાંગનાર જોરાવર મોટેરા ભાઇ અબાબકરનું મોત થયું. સરસ્વતી નદીને કાંઠે, કરમદીના કુવા પાસે બહારવટીયા બેઠા બેઠા લૂંટનું સોનું રૂપું દાટતા હતા તેમાં ગીસ્ત પહોંચી. ઝાપાઝપી બોલી. આખરે બે હાથમાં બે બંદુક લઇને કાદરબક્ષ ભાગ્યો. પાછળ અબાબકર ભાગ્યો. એની પાછળ ગીસ્તના જોરાવર મકરાણી જુવાન વલીમામદે દોટ દીધી. એ જુવાને પાછળથી બહારવટીઆને પડકારો કર્યો કે "ઓ કાદરબક્ષ, બલોચનો દીકરો બલોચની મોર્ય ભાગે તો તો એબ છે."

* આવો જ પ્રસંગ બીજાં નામઠામ સાથે મળેલ છે :—જીલાળા ગામના સીદી નામે મકરાણીને ઘેર કાદુ આશરો લેતો. એ સીદી મકરાણીને જુમ્મન નામની દીકરી હતી. એ જુમ્મન સરસ્વતી નદીને કાંઠે પાડવની દેરી અને ભીમના દેવળ પાસે કાદુને મળેલી: અને એણે બહારવટીયાના પ્યારની માગણી કરેલી. બહારવટીએ એને બ્હેન કહી, એના પિતા પાસે જઇ, આ વાતમાં પિતા કોઈ ખૂટામણની વૃત્તિથી શામિલ હશે તેવો શક લાવીને કહ્યું કે "તારે મારે આજથી છેલ્લા સલામ આલેકૂમ છે." એટલું કહીને બહારવટીયો ચાલ્યો ગયેલો.

હકીકત આમ નથી, પણ આગળ કહી તેમ જ છે, એવી ખાત્રી પ્રત્યક્ષ પૂરાવો આપનાર એક વ્યક્તિ તરફથી મળી છે.

સાંજનાં અંધારાં ઘેરાતાં હતાં. તેમાં અવાજ પરથી બહારવટીએ પોતાના જાતભાઇને ઓળખ્યો, "કોણ વલીમામદ વીસાવદરવાળો? જેની ડોશી અમારી સામે બંદૂક લઇને ઉઠતી'તી એ જ તું ભાઇ?"

"એ જ હું. એ જ ડોશીનું દૂધ ધાવેલો હું. હવે હુશીઆર આ કાદરબક્ષ!"

અબાબકર પાછો ફર્યો. હથીઆર તો નહોતું. પછી પત્થર ઉપાડયો. ત્યાં તો જુવાન વલીમામદે પણ પોતાના ગુરૂના કહેવા મુજબ સાત કદમ પાછા જઇ, બંદૂક છાતીએ ચડાવી. આંહીથી બંદૂકની ગોળી છૂટી ને ત્યાંથી પત્થર છૂટયો. ગોળી અબાબકરના સાથળમાં વાગી ને બંદૂક પત્થરના ઘાયે તૂટી. પછી વલીમામદ તલવાર લઇને ઠેકયો. અબાબકર પડયો. તલવારના પણ બે કટકા થઇ ગયા. પડેલા દુસ્મનની પાસે વલીમામદ ઉભો થઇ રહ્યો. મરતો મરતો દુસ્મન બોલ્યો:

"રંગ છે વલીમામદ!"

"રંગ છે તને પણ ભાઇ! તું કુરાનેશરીફ છો. તને પાણી દઉં?"

"ના, ના, હવે પાણી ન જોઇએ."

કાદુ તો નાસી ગયો હતો. ગીસ્ત અબાબકરના શબને ઉપાડી જુનાગઢ લઇ ગઇ. નવાબે પૂછ્યું,

"વલીમામદ, ઇસ્કુ કીને મારા?"

"મેંને નહિ, આપકા નીમકને."

"ઇસ્કુ કયા કરના?"

"નામવર, દફન કરના."

કાદરબક્ષે જ્યારે આ વાત સાંભળી, ત્યારે એ બોલ્યો હતો કે "મારૂં મોત પણ મારા ભાઇને હાથે જ થાજો કે જેથી મને મુવા પછી મુસલમીનની રીતે અવલ મંજલ પહોંચાડે!"

## ૧૦

ભેંસાણ ગામને ઝાંપે એક દિવસ એક ચિઠ્ઠી બાંધેલી છે. સવારને પહોર લોકો નીકળે છે અને ચિઠ્ઠી ભાળી એ સાપની ફેણ હોય તેમ બીહીને ચાલ્યા જાય છે. ગામના મૂછાળા મરદ ફોજદાર માણેકલાલને જાણ થઈ કે કોઈકે જાસા ચિઠ્ઠી બાંધી ગયું છે. પાદર જઈને ફોજદારે જાસા ચિઠ્ઠી છોડી. વાંચી. અંદર લખ્યું હતું કે "માણેકલાલ ફોજદાર, કચેરીમાં બેસી કાદુ સામે ભારી મૂછો આમળો છો, માટે ભેંસાણ ભાંગવા અને તમારૂં નાક કાપવા આવું છું. મરદ હો તો બંદૂકો ભરીને બેસજો!"

ફોજદાર સાહેબ વાંચતા જાય છે તેમ તેમ છ મહિનાનો મંદવાડ હોય તેવા પીળા પડતા જાય છે. પડખે ઉભેલા નાના અમલદારો સામસામા મીચકારા મારીને મૂછમાં હસી રહ્યા છે.

"ફિકર નહિ. ભલે આવતો કાદુ. આવશે તો ભરી પીશું." એવા બોલ બોલવા છતાં માણેકલાલભાઈના પેટમાં શું હતું તે અછતું ન રહ્યું. પણ રૂવાબમાં ને રૂવાબમાં સાહેબ બેસી રહ્યા.

એ ચાર દિવસ નીકળી ગયા. એમાં એક રાતે ગામમાં હુલકું પડયું કે 'મકરાણી આવી પહોંચ્યા છે!' ભડાભડ બજારો દેવાઈ ગઈ, વેપારીઓ કાછડીના છેડા ખોસતા ખોસતા ચાવીના ઝૂડા લઈને ઘર ભેગા થઈ ગયા. અને ગામની કાઠી લોકોની વસ્તી જાડી હોવાથી કાઠીઓ મોરચા પકડવા મંડયા. એક ઉતાવળીયા જણે તો બંદૂકનો અવાજ પણ કરી નાખ્યો. એટલે સરકારી લાઈનમાં ઝાલર વાગી અને ગોકીરો વધ્યો.

ફોજદાર સાહેબ માણેકલાલભાઈ દિવાલ ઠેકીને ભાગ્યા. વાંસે એક ભરવાડનું ઘર હતું તેમાં ભરાયા, અને ભરવાડણને કરગર્યા કે "તારે પગે લાગું. મને તારાં લૂગડાં દે!"

ભરવાડણે પોતાનું પેરણું અને ધાબળી દીધાં. માણેકલાલભાઈ એ પહેરીને ઘંટીએ બેઠા. આખી રાત ઘૂમટો તાણીને

દળ્યા કર્યું. આંહી ગામમાં તો એની બડાઇ ઉતારવા માટે બધું મશ્કરીનું તોફાન જ હતું, એટલે થોડી વારે તો જળ જંપી ગયાં. પણ માણેકલાલભાઇ ભળકડા સુધી ઘંટીએથી ઉઠ્યા નહિ. ભરવાડણને આઠ દિવસનો પોરો મળી ગયો.

## ૧૧

*કેશોદ અને વેરાવળ વચ્ચેના માર્ગે સવારને ટાણે એક ઘોડાનો ટાંગો વેગબંધ ચાલ્યો જાય છે. અંદર એક હથીઆરબંધ અંગ્રેજ પોતાની મડમ અને પોતાના નાના સુંવાળા એક બાળક સહિત બેઠો છે. એ અંગ્રેજ તે જુનાગઢ રાજના નવા નીમાએલા પોલીસ ઉપરી મેજર હંફ્રી છે. કાદુની ટોળીને જેર કરવાનું બીડું ઝડપીને એ બાહોશ ગોરાએ બંદોબસ્ત માંડ્યો

*ઉપલી ઘટના જસ્ટીસ બીમનની આ નોંધને આધારે લખી છે :

I could tell you to how very nearly Colonel Humfrey who was engaged in exterminating the last of the real outlaws, was ambushed and slain in a dip of the road between Keshod and Verawal But fortunately he had met his assistant who had news of outlaws in another direction, so Humfrey left his tonga in which were his wife and child and struck off to the Burdas. When the tonga was seen approaching and the outlaws realized that Humfrey himself was not in it, they deliberated whether their wrongs were not great enough to justify them in murdering or at any rate carrying off his wife and child. But the counsels of the elders prevailed. Let us not touch women and children they said, or our own women will turn against us. So Mrs. Humfrey and the child went by unscathed and unwitting of their danger.

છે. પોતાની ચકોર નજરને ચારે દિશામાં ફેરવતો હંફ્રી સાહેબ બંદૂકના ઘોડા પરથી આંગળી ખસેડ્યા વિના રસ્તો કાપે છે.

થોડીક વારે આડેધડ ખેતરો સોંસરવો એક ઘોડેસવાર મારતે ઘોડે ટાંગા તરફ આવતો દેખાણો. આવનાર અસ્વારના હાથની નિશાની દેખીને હંફ્રીએ ગાડી ઉભી રખાવી.

પરસેવે રેબઝેબ, મ્હોંયે ફસફસતો અને હમણાં છાતી ફાટી પડશે એવો હાંફતો એ ઘોડો આવીને ઉભો રહ્યો કે તૂર્ત તેની પીઠ પરથી એક પોલીસ અમલદારે ઉતરીને સલામ કરી. ઉતાવળે સાદે કહ્યું "સાહેબ, આપ ઉતરી પડો. આ લ્યો આ ઘોડો. જલ્દી પાછા ફરી જાઓ!"

"કેમ?"

"બહારવટીયાએ નજીકમાં જ ઓડા બાંધ્યા છે. પલેપલ આપના જાનની વાટ જોવાય છે. જલ્દી કરો!"

શૂરો હંફ્રી વિચારમાં પડે છે. અમલદાર અધીરો બને છે:

"વિચાર કરવાનો વખત નથી, સાહેબ બહાદૂર! જેની સામે આપે ગામડે ગામડે ચાર ચાર રાઇફલો ગોઠવી છે, એ આજ આપને નહિ છોડે."

"મારાં બાલબચ્ચાંનું શું થાય?" સાહેબનાં ભવાં ચડે છે.

"એને ઉની આંચ નહિ આવે. એ તો કાદરબક્ષ છે. નિરપરાધી ઓરત બચ્ચાંને એ ન બોલાવે. આપ ઝટ ભાગી છુટો."

ભયભીત મડમ બોલી ઉઠી: "વ્હાલા! ખુદાને ખાતર, અમારે ખાતર ભાગી છૂટો."

હંફ્રી ટાંગામાંથી ઉતરી ઘોડે ચડયો. ચાલી નીકળ્યો. છેક જાતો બરડામાં ઉતરી ગયો.

ને આંહી ટાંગો આગળ વધ્યો. જેમ જેમ ટાંગો ઢૂકડો આવે છે તેમ તેમ બહારવટીયાનાં ડોકાં ઓડાની પાછળથી ઉંચાં થતાં જાય છે. આખરે લગોલગ થતાં જ બહારવટીયા આખે આખા

ઉભા થઇ ગયા. બંદૂકો ઉંચી ઉઠાવી. જ્યાં નોંધવા જાય છે ત્યાં કાદરબક્ષે કહ્યું " ખામોશ ! હંફ્રી ગાડીમાં નથી. અંદર ઓરત ને બચ્ચું જ છે. "

" ભાઇ કાદરબક્ષ !" ખુની અલાદાદ બોલી ઉઠયો : "એની મડમને ને બચ્ચાને ઠાર કરી નાખીએ. હંફ્રીનું કલેજું ચીરાઇ જશે અને એ આપણો કાળ જલ્દી વિલાયત ભેગો થશે. "

" નહિ, નહિ, અલાદાદ ! શત્રુની ઓરત તો બહારવટીયાની મા બ્હેન. એને હાથ અડકાડશું તો તો આપણી રિન્દ-બલોચ માબ્હેનો આપણા નામ પર થૂકશે. ઓરત અને બચ્ચાં તો દુનિયાની પાકમાં પાક પેદાશ છે. "

બીજા બધા બોલ્યા: "કાદરબક્ષ ! ભૂલી ગયા ? રાજ્યે કેમ આપણાં બાલબચ્ચાંને પકડયાં હતાં ?"

"એ નાપાક પગલું હતું. હું રાજ્યની નકલ નહિ કરૂં."

"ભાઇ કાદરબક્ષ ! ભૂલો છો. પસ્તાશો. હવે ખોટી દયા ખાવાનું ટાણું નથી રહ્યું. કાંઇ નહિ તો જીવતાં ઉઠાવી જઇએ."

"એ પણ નહિ બને. કાદરબક્ષ જલ્લાદ ભલે હોય, શયતાન તો હરગિજ નથી. આપણી રિન્દ-બલોચ ઓરતો આપણા નામ પર જૂતા મારશે. બસ ! ખામોશ ! "

એટલું કહીને કાદુ બીજી દિશામાં ઉતરી ગયો. પાછળ એના સાથીઓ મનમાં સમસમતા અને બડબડતા ચાલ્યા. તેઓની ખુની નજર વારેવારે પાછળ ફરીને દૂર દૂર ત્યાં જોઇ રહી હતી, જ્યાં એક ટાંગો નિર્દોષ મા-દીકરાને લઇ ચાલ્યો જાતો હતો.

## ૧૨

**બહારવટીયાને** ઝાલવાનું ઇનામ જાહેર થયેલું, તેનાથી લોભાઇને જોગી બહારવટીયા જોગીદાસનો પૌત્ર જેઠસૂર ખુમાણ આંબરડીથી નીકળ્યો. જૂનાગઢ જઇને બીડું ઝીલ્યું. ભેળી એક

ગીસ્ત લીધી. 'કાદુ બચારો કોણ છે! હમણાં ગરમાંથી સાંસલો ઝાલે એમ ઝાલી લઉં!' આવાં બોલ બોલીને જેઠસૂર નીકળી પડયો. ભમતાં ભમતાં ગિરમાં એક નદીને કાંઠે પડાવ નાખ્યો. પ્રભાતને પહોર બગલમાં તલવાર લઇ કળશીએ જવા નીકળ્યો. થોડો આઘેરો નીકળી ગયો. પાછો આવીને નદીમાં હાથ ધોવે છે, ત્યાં એક ફકીર પણ પાણીમાં મ્હોં ધોઇને કાંઠે બેઠો છે. ફકીરે પૂછ્યું કે "દરબાર કયાં રે'વું?"

"રે'વું જોગીદાસની આંબરડી."

"આવો આવો કસુંબો પીવા."

આગ્રહ કરીને ફકીરે જેઠસૂરને બેસાડયો. પોતે ખરલમાં કસુંબો ઘોળવા લાગ્યો. ઘોળતાં ઘોળતાં પૂછ્યું કે "શું નીકળ્યા છો?"

"આ કાદુડો કાટયો છે, તે એને ઝાલવા. મલકમાં કોઇ માટી નથી રહ્યો ખરો ને, તે કાદુ સહુને ડરાવે છે."

હસીને ફકીરે પૂછ્યું "કાદુ મળે તો શું કરો? છાની થઇ રહે કે?"

"કેમ ન રહે? હું ખુમાણ છું. પકડી લઉં, ને કાં ઠાર મારૂં."

"ત્યારે જોઇ લ્યો જેઠસૂર ખુમાણ!" એટલું કહીને કાદુએ કફની ઉતારી. અંદર મકરાણીને વેશે, પરાં હથીઆર સોતો જુવાન જોયો. દાઢી પણ ઉતરી. કરડું મ્હોં દેખ્યું. જેઠસૂરના મુખ ઉપરથી વિભૂતિ ઉડી ગઇ.

"જેઠસૂર ખુમાણ! લે ઝાલી લે મને. હું જ જમાદાર કાદરબક્ષ."

જેઠસૂર શું બોલી શકે? ફાટી આંખે જોઇ રહ્યો. સામે ઘડી બે ઘડીમાં જ મોત હતું. કાદુએ તમંચો તાણીને કહ્યું:

"જેઠસૂર ખુમાણ! મારૂં તો આટલી વાર લાગે. પણ તને જોગીદાસના પોતરાને હું કાદુ તો ન મારૂં. માટે ઝટ આંબરડી.

ભેળો થઇ જાજે, અને એક વાત વિસારીશ મા, કે તારો દાદો જોગીદાસ જે દિ' ભાવનગર સામે બારવટે હતા, તે દિ' કાદુનો બાપ આવીને બીડું ઝડપી એને ઝાલવા ચડયો હોત તો તને કેવું લાગત ? સહુ પોતપોતાના ગરાસ સાટુ મરવા નીકળે છે એ મ ભૂલતો કાંઈ ! જા, ઝટ ગીરમાંથી નીકળી જા !"

જેઠસુર ખુમાણ તે દિવસથી ખો ભૂલી ગયો.×

## ૧૩

*સવારનું ટાણું હતુ. ઉનાળાનો દિવસ હતો. સૂરજનો તાપ વધતો જતો હતો. એવે ચડતા દિવસને વખતે...ગામમાં એક ફકીર દાખલ થયો. એક વેપારીની હાટડી ઉપર જઇને ફકીરે સવાલ કર્યો કે " શેઠ, એક ચપટી સૂકો આપોને ! ચલમ ભરવી છે."

"સૂકો નહિ મળે. પૈસા બેસે છે." વેપારીએ ચોપડામાંથી ઉંચું માથું કરીને કહ્યું.

"શેઠ, હું દમડી વિનાનો અભ્યાગત છું. ચપટીક સૂકાની ખેરીઅત નહિ કરો ?" ફકીર રગરગવા માંડયો.

×આ પ્રસંગ ઘણું ખરૂં ગીરમાં, તેમજ કાઠીઆવાડમા ઠેર ઠેર કહેવાય છે. તેમ છતા કાદુના બહારવટામા શામિલ હતા તે માણસે આ વાતનો ઇન્કાર કર્યો છે. એ કહે છે કે જેઠસૂર તો કાદુનો દોસ્ત હતો. જેઠસૂર પોતે મોટા બાપાતમા હતો, એટલે કાદુના સાથી હોવાનો સંભવ છે. લોકો apocryphal (કલ્પિત) વાતો કેવી રીતે રચે છે ને કઇ બાજુ ઢળે છે તેનો આ નમૂનો છે.

* આ વાતને પણ જાણકારો તરફથી ટેકો નથી મળતો. લોકો પોતાની કલ્પનાથી કેટલાક કેવા પ્રસંગોનુ સર્જન કરે છે તે બતાવવા આ વાત અત્રે આપેલી છે.

"નહિ મળે." શેઠે વેણ ટુંકાવ્યાં.

"અરે શેઠ, અભ્યાગતને ના પાડો છો, પણ કાદુ આવ્યો હોય તો કેમ આપો ?"

પડખે લોઢાની દસશેરી પડી હતી તે બતાવીને લુહાણો બોલ્યો "કાદુ આવે અને અડપ ચડે તો એનું માથું ય આ દસશેરીથી ભાંગી નાખીએ, સમજ્યો ? રસ્તે પડી જા અટાણમાં."

ફકીર ચાલ્યો. એક મોચીની દુકાન આવી. તૈયાર જોડાની જોડીઓ પડેલી જોઇને ફકીરે મોચીને પૂછ્યું "ભાઇ, એક જોડય પગરખાનું શું લઇશ ?"

"દોઢ રૂપીઓ." મોચી બેપરવાઇથી બોલીને પાછો સીવવા લાગ્યો.

"હું અભીઆગત છું, પગે બળું છું, પાસે વધુ પૈસા નથી, માટે સવા રૂપીએ આપને ભાઇ ?"

"બહુ બોલીશ તો પોણા બે બેસશે." મોચી ઉલટો ભાવ ચડાવવા માંડયો.

"અરે ભાઇ, ઉલટો વધછ ?"

"તો બે પડશે."

"એમ છે ? કાદુ આવ્યો હોય તો કેમ મફત આપી દ્યો ?"

હાથમાં વીંગડા હતો તે ઉપાડીને મોચીએ કહ્યું "કાદુ આવે ને, તો કાદુને ય આ વીંગડા ભેળો ટીપી નાખીએ. સમજ્યો ને ? જા રસ્તે પડ."

ફકીર બબડતો બબડતો ચાલ્યો ગયો. બજારે બોલતો જાય છે કે "ઓહોહો ખુદા ! આ ગામમાં મને ચપટી સૂકા ન મળે તો રોટલો તો મૂળે જ શેનો ?"

"કેમ સાંઇ ?" એક કણબણ પાણી ભરીને આવતી હતી તેણે પૂછ્યું : "કેમ બાપા ? ગામ જેવું ગામ છે, ને કોઇને રોટલાની ના હોય ? હાલો મારે ઘેરે."

કણબણે ઘેર જઇને ફકીરને રોટલો પિરસ્યો. ફકીરે ખાઇ લીધું. પછી એણે બાઇ સામે જોઇને જરા મ્હોં મલકાવી કહ્યું કે "બેન! વાત પેટમાં રેશે?"

"હા બાપા, શા સારૂ નહિ?"

"તું બ્હીશ તો નહિ ને?"

"ના...ના..." બાઇ જરાક ખચકાણી.

"હું કાદુ છું."

"તમે કાદુ!!!" બાઇની છાતી બેસી ગઇ.

"પણ તું બ્હીમા! તું મારી બેન છો. સાંભળ. આજ રાતે અમે આ ગામ માથે પડવાના છીએ. ગામ લૂંટશું, પણ તારૂં ઘર નહિ લૂંટીએ. હું એકલો નહિ હોઉં. મારી ભેળા બીજા ઝાઝા જણ હશે. ને હું પોતે લૂંટ કરવા નહિ નીકળું. હું ચોકમાં બેસીશ. એટલે મારા જણ તારૂં ઘર શી રીતે ઓળખશે એનો વિચાર કરૂં છું."

થોડીક વાર વિચારીને પછી કાદુ બોલ્યો: "જો બેન, તું તારા ઘરને ટોડલે બે દીવા પ્રગટાવીને મૂકજે. એ દીવાની એંધાણીએ મારા જણ તારૂં ઘર ઓળખશે. દીવા બરાબર મેલજે. ભૂલતી નહિ. લે હવે હું જાઉં છું. મારા જણ ભૂખ્યા બેઠા છે."

"એને ખાવાનું કેમ થાશે બાપુ?" બાઇએ સમયસૂચક બનીને પૂછ્યું.

"હવે જે થાય તે ખરી."

"ના, એમ નહિ. તમે ઓતરાદી દસ્યને મોટે મારગે બીજ-ડીવાળી વાવને ઓલે થડ ઉભા રેજો. હું હમણાં ભાત લઇને આવું છું."

કાદુ ગયો. બાઇએ દસ જણની રસોઇ કરી. ભાત બાંધ્યું. રોજ ખેતરે પોતાના ધણીને ભાત દેવા જતી હતી તે રીતે તે

દિવસ પણ ચાલી. કોઇને વ્હેમ પડયો નહિ. નક્કી કરેલી જગ્યાએ બહારવટીયાને ભાત પહોંચાડયું.

રાત પડી અને બહારવટીયો ગામ પર પડયો. પોતે ચોકમાં ખાટલો ઢળાવીને ભરી બંદૂકે બેઠા. અને સાથીઓને કહ્યું કે "ગામના વેપારીઓને લાવો. ભેળા એના ચોપડા પણ ઉપડાવતા આવો. અને એક મીઠા તેલનો ડબો, એક બકડીયું ને એક સાવરણી આણજો."

વેપારીઓને હારબંધ બેસાર્યા. મંગાળો કરી, તે પર બકડીયું મૂકી અંદર તેલ રેડયું. અને પછી કહ્યું કે "આ વેપારીઓના ચોપડાનું જ બળતું કરો. એટલે રાંક ગરીબને સંતાપ મટે."

ચૂલામાં ચોપડા સળગાવીને બકડીયામાં તેલ કકડાવ્યું. પછી એક પછી એક વેપારીને પૂછવું કે "કહો, લાવો, ઘરાણાં ને નાણાં હાજર કરો."

"ભાઇ સાબ, અમારી પાસે નથી."

આવો જવાબ મળતાં કાદુ કહેતો કે "શેઠને જરા છાંટણાં નાખો."

કડકડતા તેલમાં સાવરણી બોળીને બહારવટીયાંના માણસો વેપારીના શરીર પર છાંટતા અને ત્રાસ આપીને મનાવતા.

વેપારી માનતો કે "બાપા, ચાલો બતાવું." પોતાને ઘેર લઇ જતો. ઘરની જમીનમાં ધન દોલત દાટયાં હોય ત્યાં સંભારી સંભારીને ખોદાવતો. પણ ફડકામાં ને ફડકામાં વેપારી ભાન ભૂલી જઇ પોતાને જે જગ્યા છુપાવવી હતી તે જ ખોદાવી બેસતો, ને તેમાંથી બહારવટીયાને પોતે કહેલા તે ઉપરાંતના બીજા દાગીના નીકળી પડતા, ત્યારે બહારવટીયો નિર્દય બનીને કહેતો કે "એ તો મારા તકદીરનાં નીકળી પડયાં. હવે તો તેં કહેલાં એ કાઢી દે!"

એવો સિતમ વર્તાવી કાદુ પેલી રોટલા દેનાર બ્હેનને બોલાવતો ને કહેતો કે "બેન, તારે જોઇએ તે આમાંથી ઉપાડી લે."

"અરે ભાઇ, મને મારી જ નાખેને !"

"તારૂં કોઇ નામ લ્યે તો મને કહેજે. હું પાછો આઠ દિવસે આંટી નીકળું છું."

એમ ખેરાત અને ચોરાશીઓ જમાડી, બાઇઓ પાસે રાસડા રમાડી, સહુને આપતો આપતો કાદુ નીકળી જતો એવું કહેવાય છે.

## ૧૪

ભાઈ અલ્લાદાદ ! હવે આપણા દિવસ પૂરા થયા. આપણાં પાપનો ઘડો ભરાઇ રહ્યો. હવે નહિ ટકાય."

"કાં ?"

"દેશભરમાં ત્રાસ છૂટી ગયો છે. મુંબાઇનાં છાપાંમાં પણ ગોકીરા ઉડ્યો છે. જુનાગઢના ગોરા પોલીસ ઉપરી હંફ્રી સાહેબે પોલીસમાં નવા લાયક આદમીઓની નવી ભરતી કરીને નવી જાતની બંદૂકો આપી છે. ગામેગામ ચચ્ચાર બંદુકદારોનાં થાણાં બેસી ગયાં છે. અને રાવસાહેબ પ્રાણશંકર આપણને રોટલા દેવાના શક ઉપર વસ્તીનાં નિર્દોષોને એટલા એટલા ફટકાની સજા કરી પીટે છે, કે મારાથી હવે આ પાપની ગાંઠડી સહેવાતી નથી."

"ત્યારે શું કરીશું ભાઇ કાદરબક્ષ !"

"મકરાણ તરફ ઉપડી જઇએ."

"ભલે."

બહારવટીયા ન ટકી શકવાથી બહાર નીકળી ગયા. થોડા દિવસ તો આ શાંતિનો ભેદ કોઇથી કળાયો નહિ. પછી તો વ્હેમ આવ્યો કે બહારવટીયા નાસી છૂટયા. ચારે તરફ તારો છૂટયા અને નાકાબંધી થઇ ગઇ. કાદુની બ્હેન દમણ જઇને મુસલમાન છોકરીઓ માટે મદ્રેસો માંડી પેટગુજારો કરવા માંડી. દીનમહમદ

પણ તેની સાથે જ હતો. કાદુ પોતે પણ અલાદાદની સાથે અમદાવાદ થઇને રેલ્વે માર્ગે સિંધ તરફ રવાના થઇ ગયો. બધે શાંતિ છવાઇ ગઇ. થોડાક મહિના આ રીતે નીકળી જાત તો આ લોકો જરૂર મકરાણ પહોંચી જાત. પણ ભાવીના લેખ બીજા હતા. કરાંચીની બજારમાં કાદુ ઉંટ ભાડે કરવા નીકળ્યો ત્યારે એ આ રીતે ઝલાઇ ગયો.

ભાઇ ઉંટવાળા! સોન મિયાણીનું શું ભાડું લઇશ ?"

"દસ રૂપીઆ."

"દસ નહિ. વીસ આપીશ. પણ જલ્દી ચાલ. મારે હીંગળાજ પરસવા વ્હેલું પોગવું છે."

ઉંટવાળો ચલમના ધુંવાડા કાઢતો કાઢતો આ ભાડુતને પગથી માથા સુધી નિહાળવા લાગ્યો. બાવાના વેશમાં તો ક્યાશ નહોતી, પણ આવું જાજરમાન શરીર ને આવું કરડું મ્હોં બાવાને ન હોય."

કરાંચીના એ ધુત્તા ઉંટવાળાએ પોતાનું અંતર કળાવા દીધા સિવાય કહ્યું "હાલો, આમ આગળ. હું મારા ભાઇને મોઢે થઇ લઉં, પછી ઉંટ હાંકી મૂકીએ."

ઉંટ દોરીને આગળ ચાલ્યા. થોડેક આઘે પોલીસ-ચોકી પર જઇને ઉંટવાળાએ પોતાની ઓળખાણવાળા નાયકને છાની વાત કહી, ત્રાંસી આંખ બાવો દેખાડયોઃ કહ્યું "આ કાદુ, જુનાગઢ વાળો. ઇનામ લેવું હોય તો એને ઝાલો ઝટ."

બાવાવેશધારી કાદુ ચેત્યો. ઝપ! દઇને છરી ખેંચી. દોડીને ઉંટવાળાને લુલાવી ઠાર કર્યો. નાયક સામો થયો એને માર્યો, ને પછી મરણીઓ થઇ કરાંચીની ભર બજારમાં જે સામો થાય તેને છરી મારી પાડવા લાગ્યો. આખરે સામેથી એક મજૂરનું ટોળું છુટીને ચાલ્યું આવતું હતું તેણે પત્થરો મારીને ગુન્હેગારનું માથું ફોડી બેભાન બનાવ્યો. એ હાલતમાં કાદુ પકડાયો. એને પૂછવા લાગ્યા "તારા સાથીઓ કયાં છે ?"

જવાબ મળ્યો " મરણીયા ભાગ્યા તે ભેળા રહેતા હશે ભાઇ ? "

બહુ દબાણ કર્યું પણ કાદુ ન માન્યો. કરાંચીની બજારમાં કરેલાં ત્રણ ખૂનો બદલ એના પર મુકર્દમો ચાલી એને ફાંસીની સજા થઇ.

## ૧૫

આ વખતે અલાદાદ ક્યાં હતો ? કાદુ ઉંટ કરીને હમણાં તેડવા આવશે એ વાટ જોઇને કરાંચીમાં એક છુપે સ્થળે એ બેઠો હતો. મોડું થયું એટલે એ ફિકરમાં પડયો. બાવાવેશે બજારમાં ગયો ત્યાં આખી વાત સાંભળી. સાંભળીને મકરાણને માર્ગે ચડયો. બાવાનો વેશ, નાઘેરનાં ગામડાંમાં જીવતર ગાળેલું, અને મીઠી હલક: એટલે માર્ગે બાવાઓનાં ભજનીયાં ભારી સરસ આવડે. એની ઓઠ ઓટે હીંગળાજના સંઘ ભેળો ભળીને ઠેઠ હીંગળાજને થાનક પહોંચી ગયો. જો એમ ને એમ ચાલ્યો જાત તો કદાપિ હાથ આવત નહિ, પણ મનમાં કાદુની માયા ઘણી, એટલે ખબર જાણવા ત્યાં જ પડયો રહ્યો. તેમાં જાણભેદુના મનમાં શક ઉઠયો. પોલીસમાં ખબર પહોંચ્યા. પોલીસે આવીને એને પકડયો ને કરાંચી લઇ ચાલ્યા. આખે માર્ગે અલાદાદ ગુજરાતીમાં જ વાત કરે અને ભજનીયાં બોલે એટલે પોલીસનો શક પણ ટળી ગયો. તેઓ બેદરકાર બની ગયા. એક દિવસ સાંજે એક ગામને પાદર પોલીસો ને એના અમલદાર ઉંટ ઝોકારી ગામની મસીદમાં નમાજ પઢવા ગયા. અલાદાદને બેડી પહેરાવી એકલો ઉંટ સાથે બાંધી ગયા.

અલાદાદ એકલો પડયો. એને સમજ પડી ગઇ હતી કે ફાંસી તૈયાર હશે! એ ભાગ્યો. પોલીસોએ પાછા આવી ઉંટ દોડાવ્યાં, પણ તે વખતે તો અલાદાદ રણમાં ઝાંખરાં વાંસે છુપાઇ રહ્યો. અંધારૂં થાતાં એ દોડવા મંડયો. સીધો ગયો હોત તો પચીસ ગાઉ

નીકળી જાત, પણ તકદીર ઉંધાં હતાં એટલે સવારે ચક્રાવો ફરી, જ્યાંથી નાઠો હતો તે જ ગામની સામે આવી ઉભો રહ્યો. ત્યાંથી પાછો ચાલી નીકળ્યો. દરમયાન જ્યાં જ્યાં પાણીની કુઇઓ હતી ત્યાં ત્યાં પોલીસે ચોકીઓ મૂકી દીધી હતી એટલે સિંધના એ ભયંકર રણમાં દોડતો અલાદાદ ત્રાહિ ! ત્રાહિ ! પોકારી રહ્યો હતો. તો પણ ચાલ્યો. આખરે મકરાણનો સીમાડો સાવ પાસે આવી ગયો. પણ તરસ ન ખમાયાથી અલાદાદ એક કુઇ ઉપર પાણી પીવા ગયો. ત્યાં પહેરો નહોતો. પાણી પીધું. એજ ગાઉ ઉપર મકરાણનો સીમાડો છે. પણ એનાથી ચાલી ન શકાયું. બેહોશ થઇને ઢળી પડયો. થોડીવારે એની આંખો ઉઘડી. જોયું તો ઉંટવાળા પોલીસ સવારો એના શરીરને ઝકડતા હતા. કપાળ સામે આંગળી ચીંધીને અલાદાદ ચુપચાપ બંધાઇ ગયો.

જુનાગઢ રાજને જાણ થઇ. એણે પોતાના ગુન્હેગારો પાછા માગ્યા. સરકારે કહાવ્યું કે આંહી તો કેદીઓ એકબીજાને ઓળખાવવાનું કોઇ રીતે માનતા નથી. માટે એવા કોઇ આદમી મોકલો, કે જેને આ કેદીઓ પોતે જ ઓળખી લ્યે, અને કદાચ ઓળખવા ના પાડે તો એ માણસ કેદીઓને ખાત્રીબંધ ઓળખાવે.

હંફ્રી સાહેબે પેલા જુવાન નાગર વીર હરભાઇ દેસાઇને કેદીઓ ઓળખવા તેમજ આસી. પોલીસ ઉપરી અંબારામ છાયાને જો કેદીઓ સોંપાય તો લઇ આવવા એક પોલીસની ટુકડી સાથે કરાંચી મોકલ્યા. કાદુ જેને સામેથી ઓળખાવે એવા સરકારી આદમી તો પ્રભાસપાટણના દેસાઇ–પુત્ર હરભાઇ એક જ હતા. આટલેથી તો એ બાકીનો ઇતિહાસ આ હરભાઇના મુખમાંથી જ દાયરે દાયરે જે શબ્દોમાં વર્ણવાએલો, એ શબ્દોમાં જ આપણે સાંભળીએ. અનેક બેઠકોમાં હરભાઇએ કહેલી આ શબ્દેશબ્દ સાચી કથાઓ છે:



## ૧૬

બીજે જ દિવસે મને અને અંબારામભાઈને કરાંચીની જેલમાં લઇ જવામાં આવ્યા. સાથે આવ્યા હતા કરાંચીના ગોરા પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ અને એક સિંધી મુસલમાન પોલીસ અમલદાર. મને કહેવામાં આવ્યું કે અંદરના ચોકમાં ખુનીઓની કોટડીઓ છે ત્યાં બેક આંટા મારો !" મેં બે ચાર આંટા માર્યા હશે ત્યાં તો એક કોટડીમાંથી અવાજ આવ્યો : "હરભાઇ !"

હું એ અવાજ તરફ વળ્યો. કોટડીમાં જોયું તો કાદરબક્ષ બેઠેલો. મેં અગાઉ તો એને લીલો પીળો, તલવાર બંદુક ને પૂરા સાજવાળો જોયેલો. પણ આજે જોયો કેદીના વેશમાં, પાંજરે સાવઝ પડયો હોય તેવો લાગ્યો. મને જોઇને એ ઉભો થયો. મેં કહ્યું " કાદરબક્ષ, સલામ આલેકુમ ! "

એણે કહ્યું "વાલેકુમ સલામ."

મારાથી બીજું કાંઇ બોલી શકાયું નહિ. દિલ ભરાઇ આવ્યું. તકદીરે આને કયાં જાતો પટકયો હતો ! વ્હેલાંનો એક દિવસ મને યાદ આવી ગયો. હું એને ગામ અમરાપર ગયેલો. અમે ગોરે બેઠા હતા. વાતો ચાલતી હતી. ચલમ મૂકાયો હતો ને કાદરબક્ષ મીઠી જબાનમાંથી મોતી પડતાં મૂકતો હોય તેવી વાતો કરતો હતો. તેટલામાં એક બુઢ્ઢો ખખડી ગએલ કારડીયો કાદુને હલકી ગાળો દેતો દેતો ચાલ્યો આવે છે. કાદુએ ઝટ સામી દોટ મકી કારડીયાને ચુપ થવા વિનવણી કરવા માંડી. તેમ તેમ તો કારડીયો ઉપરે ચડયો. આ ગાળોની ત્રમઝટ ને વિનવણી જ્યારે પા કલાક ચાલ્યાં, ત્યારે પછી મારી સાથેના પાટણના પટાવાળા અબ્બાસે દોડીને કારડીયાને દમદાટી દીધી કે "એલા આંધળો છો ? આ જમાદાર થપ્પડ મારશે તો મ્હોંમાં દાંત તો નથી પણ માથું જ ફાટી જશે. જેમ જેમ એ નમે છે તેમ તેમ તું ફાટતો જાછ શેનો ?" બેવકુફ કારડીઓ કહે કે "તઇં એના બળદને કેમ રેઢા મેલે છે અમાંર

ખેતર શીદ ચારી દ્યે છે ?" કાદરબક્ષે કહ્યું "પટેલ, કોરે કાગળે આંકડા માંડ, હું તારી હુકશાની ભરી દઉં. પણ આવાં રૂડાં માણસ ગામમાં મહેમાન આવ્યાં હોય ત્યારે આમ ફજેતા ન શોભે." માંડ માંડ પટેલ ટાઢો પડયો. પછી ચહા પીવાતી વખતે પટાવાળા અબ્બાસે પૂછ્યું "કાદરબક્ષ ! તમને તો આખી દુનિયા શું ને શું સમજે છે ! કહે છે કે અમરાપરની હદમાં તો સાવઝ પણ ઉતરી શકતા નથી—અને છતાં આ ગંડૂની ગાળો સાંખી લીધી ?" કાદુએ હસીને જવાબ દીધેલો કે "ભાઇ ! એમાં જ મર્દાઇ છે. કૂતરાં તો માણસને કરડે, પણ માણસો કૂતરાને કરડયાં સાંભળ્યાં છે ? એને તો થાપડ મારૂં ત્યાં એ મરી જાય. પણ એવાં નમાલાં કામ માટે શીદ મારો જીવ જોખમમાં નાખું ? વખત આવશે તો કોઇક દિવસ જોવાશે કે કાદુમાં શું ભર્યું છે !" આવી તો મારી સગી આંખે જોએલી એની ખામોશી ! તે દિવસ ખબર નહોતી કે આનો આ કાદુ આખી સોરઠને હલાવશે !

એ સમય સાંભરી આવતાં મારૂં હૈયું ભરાઇ ગયું. કાદુ સમજી ગયો. એ બોલ્યો "હરભાઇ ! એમાં ગમ ખાવા શું કામ આવ ? એ તો અલ્લાહનો અમર (હુકમ) ! મુકદ્દર તે એનું નામ !"

પછી એણે દેશના બધાના ખબર અંતર પૂછ્યા. પ્રભાસવાળા અમારા બન્નેના ઉસ્તાદ મૌલાના મહમદ બિન ઇસ્માઇલ ગજનવી તગાવી સાહેબ મોટા પરહેજગાર આલિમ હતા તેને સલામ કહેવરાવી.

એટલામાં તો અંબારામભાઇ અને સિંધના ગોરા અમલદારો આવી પહોંચ્યા. ગોરા સાહેબે મને કહ્યું કે "તમે તો આ હરામખોરની સાથે બહુ વાતો કરવા લાગ્યા !" મેં જવાબ દીધો કે "સાહેબ, અત્યારે તો એ ગુન્હેગાર છે અને એને એની સજા મળી ગઇ છે; પણ માત્ર બે અઢી વરસ ઉપર તો એ નવાબનો નિમકહલાલ નોકર હતો ને ગાયકવાડની સરહદ પર નવાબનો મુલક સાચવતો. માટે આજ અમે દિલ દિલની થોડી વાતો કરીએ છીએ.'

પછી અંબારામભાઈએ કહ્યું "શાબાસ કાદરબક્ષ ! શાબાસ જુવાન ! દુનિયામાં સિપાહીગીરી કરી દેખાડી. નામ રાખી દીધું."

કાદુએ જવાબ આપ્યો "અંબારામભાઈ ! અમે તો આપના અહેશાનમંદ છીએ કે દગાબાજ પર ચડીને આવ્યા છતાં તમે અમારો મલાજો કાયમ રાખ્યો. બાકી આપ તો ચિઠ્ઠીના ચાકર. આપને ક્યાં અમારી જોડે વેર હતું ! પણ મારૂં દિલ અત્યારે ચીરાય છે કેમકે જે ધણીનું નીમક આ રૂંવે રૂંવે ભર્યું છે તેની સામે અમારે હથીઆર ઉપાડવાં પડયાં, એની રૈયતને બેહાલ કરી અમે એનાં ઢગલાબંધ માણસો માર્યાં, અને જે દેશમાં અમે જન્મી મોટા થયા તેને જ અમે ધૂળ મેળવી દીધો. એમાં અમારો વાંક હશે. પણ સાહેબ ! અમને એક તક પણ મળી નહિ. અમને મરાવવા હતા તો નવાબ સાહેબના કોઈ દુશ્મનની સામે લડાવી મરાવવા'તા. અમારૂં મોત તો સુધરત ! હવે તો ખેર ! હરભાઈ, અંબારામભાઈ, તમે બેય અમારા વતી સહુની પાસે છેલ્લી માફામાફી કરજો હો !"

એ આટલું બોલી ગયો, પણ એના અવાજમાં ફરક નહોતો પડ્યો. અસલ દીઠી હતી તે જ ખામોશી આજે એનું મોત સુધારવા માટે જાણે એના અંતરમાં ખીલી ઉઠી હતી. એના બોલ સાંભળીને અંબારામભાઈની વૃદ્ધ આંખો પલળી ગઈ. એણે તો ફરી ફરી કહ્યા જ કર્યું કે "રંગ કાદરબક્ષ ! રંગ છે તારી હિમ્મતને અને રંગ તારી સમજને !"

અંગ્રેજ સુપરીન્ટેન્ડેન્ટ અને સિંધી અમલદાર તો આ દેખાવ જોઈ જ રહ્યા. સોરઠની મર્દાઈની ને માણસાઈની તેઓને ગમ નહોતી. જે લોકો હથીઆરો બાંધી કાદુની સામે લડે, તે જ લોકો આજ જૂના દિલોજાન દોસ્તોની માફક આ ખૂનીની સાથે વાતો કરે, એ બીના આ અજાણ્યા લોકોને ભયંકર લાગી. તેઓની ભ્રુકૂટીઓ ચડી ગઈ હતી. છેવટે સિંધી ફોજદારથી ન રહેવાયું. એણે ટોણો માર્યો કે "યે બદમાશકો હમને ઇધર ચપટીમેં પકડ લિયા, આપ લોગ કુચ્છ નહિ કર સકતે !"

આ વેણ મારાથી ન સહેવાયું. મારી ૪૮ તસુના ઘેરાવાવાળી જુવાન છાતી જાણે ઘવાણી. મારી ૭ ફુટ ઉંચી કાયાનાં રૂંવાડાં સળગવા લાગ્યાં. હું ઝપાટામાં ઉભો થઇ ગયો. સિંધી ફોજદાર મારો સોનો દેખી ખચકાણો. પણ ત્યાં તો વચ્ચેથી કાદુ બોલી ઉઠ્યો કે "ફોજદાર સાહેબ, ફખર (શેખી) મત ખાઓ! આપને કરાચીંકે બાઝારમેં જો શખ્સકો પકડા વો વો કાદુ નહિ થા, જીનકે સામને ઇન સાહેબોંકો લડના હોતા થા. આપને તો એક બેચારા સાધુ વેરાગીકો પકડા થા. અગર મેરી કમર પર તલવાર ઔર ખંધે પર બંદૂક હોતી તો આપ ન તો મુઝે ઝિન્દા હાથ તક છૂ સકતે, ન કરાંચીકે બાઝારમેં બાન્ગીકે ખેતકે સિવા દૂસરા નઝારા હોતા! [ફોજદાર સાહેબ, બડાઈ ન મારો! આપે કરાંચીની બજારમાં કાદુને પકડ્યો એ પેલો કાદુ નહોતો કે જે આ સાહેબોની સામે લડતો હતો. આપે તો એક બિચારા વેરાગી સાધુને પકડ્યો છે. બાકી જો મારી કમર પર તલવાર ને ખભા પર બંદૂક હોત, તો ન તો આપ મને જીવતો હાથ પણ અડકાડી શકત કે ન તો કરાચીની બજારમા બાજરાનું ખેતર લણવા સિવાયનો બીજો મામલો બન્યો હોત.]"

પછી કાદુ અમારા તરફ ફરીને ગુજરાતીમાં કહે, "આ બિચારા શું જાણે! મારા હાથમાંનો એક ચાકુ પણ એટલો ભારી થઇ પડ્યો તો પછી બીજાં હથીઆર હોત તો મને સિપાહીનું મોત તો જરૂર મળત. ખેર, આટલું પણ ગનીમત છે."

વખત ભરાઇ ગયો હતો. અમે પરસ્પર 'ખુદા હાફિઝ' કહી જૂદા પડ્યા, કાદરબક્ષે એટલું જ કહ્યું કે "હરભાઇ, બને તો જતા પહેલાં એક વાર મળજો!"

ત્યાંથી ચાલીને અમે અલાદાદની કોટડી પર ગયા. કાદુથી ઉલટી જ પ્રકૃતિનો એ આદમી પ્રથમ તો બહુ ગરમ થઇ ગયો. પણ પછી ઠંડે કલેજે વાતો કરી. એને તો જૂનાગઢ લઇ જવો હતો એટલે વધુ વાત ન કરી. કાદરબક્ષને એક વાર છેલ્લી છેલ્લી નજરે જોઇ લેવા એનું દિલ પારાવાર તલખતું હતું.

ત્રીજે દિવસે સાંજે ઘણી જ મુસિબતે ફરીથી મુલાકાત કરવાની અરધા કલાક માટે રજા મળી. જેલનો દરોગો અને સિંધી ફોજદાર હાજર રહ્યા. અસરની (સાંજના ૪ થી ૫ બજ્યા સુધીની ) નમાજ થઇ રહી એટલો વખત હતો. કાદુએ ફરીથી આગલી સાંજ જેવી જ મીઠી વાતો કરી. એણે એક પછી એક નામ યાદ કરી કરીને માફામાફી અને સલામ કહેવરાવ્યા. પા કલાક તો એમાં જ વીતી ગયો. મેં પૂછ્યું " ભાઇ ! હવે બીજું કાંઈ કહેવું છે ?"

એણે કહ્યું " હા, તમે હિન્દુ છો પણ મુસલ્માની ઇલ્મમાં પૂરા છો એટલે મારે તમારે મોઢેથી 'યાસીન શરીફ' સાંભળવાનો વિચાર થયો છે. હું પોતે તો છેલ્લાં બે વરસના રઝળપાટમાં મારૂં ઇલ્મ ભૂલી ગયો છું હરભાઇ ! અને આંહી સહુને વિનવું છું છતાં આટલા આટલા મુસલ્માનોમાંથી મને કોઇ એ સંભળાવતું નથી. તમે જો પડો, તો હું મારૂં મોટું ભાગ્ય સમજીશ. "

મેં તો મુસલ્માની વિદ્યા બરાબર હાથ કરી હતી. કુરાને શરીફના મુખ્ય મુખ્ય સૂરા (અધ્યાય) મને કંઠસ્થ હતા. હું યાસીન શરીફ સંભળાવવા લાગ્યો. મુસલ્માન અમલદારો પણ તુર્ત પોતાની ખુરસી પરથી ઉભા થઇ અદબ કરી ગયા અને એ પ્રિય કલામ (જેનામાં આત્માને મરતી વેળા થતી પીડા દૂર કરવાની તાકાત છે તે) કાદુએ એકધ્યાન થઇને સાંભળી. પાઠ પૂરો થયો. પણ ચુપકીદી છવાઈ ગઇ. કોઇથી કાંઇ ન બોલી શકાય એવી, મોતની મીઠી છાંયડી સમી અસર પથરાઇ ગઇ. આખરે મેં કાદુને કહ્યું " ભાઇ ! અલ્લાહુ મુહાફિઝ ! (ઇશ્વર બચાવવા વાળો છે. )"

સામે જવાબ મળ્યો : " ખુદા હાફિઝ ! "

છેલ્લે છેલ્લે મારૂં પગલું ઉપડે તે પહેલાં મારા ભરાઈ આવેલા હૈયામાંથી શેખ સાદીની બેત નીકળી પડી :—

**ચુ રદ ન ગર્દદ ખદંગે કઝા,**
**સપહરનીસ્ત મર બન્દા રા જુઝ રઝા !**

[જ્યારે કઝાનાં તીર કદિ ખાલી જતાં જ નથી, ત્યારે માણસ માટે રઝા સિવાય બીજી એકેય ઢાલ નથી.]

એટલું બોલી, માથું નીચું ઢાળી, કાદરબક્ષના ચહેરા સામે જોવાની હિમ્મત વિનાનો હું ચાલી નીકળ્યો હતો. તેને બીજે જ દિવસે કાદુને ફાંસી દેવામાં આવનાર હતી.*

## ૭

કાદુને ફાંસી દેવાની સવારે જ અલાદાદને લઇ અમારી જુનાગઢની પોલીસ ઉપડવાની હતી. કાદુ તો પહેલેથી શાંત અને ધીર હતો: એણે કદિ જ અલાદાદને મળવા માટે માગણી ન કરી, કે ન મુખમુદ્રા બદલી. એ જાણે મોતને નિહાળી દુનિયાની ગાંઠો છેદી રહ્યો હતો; ત્યારે પહેલેથી જ ક્રોધી, ખુની અને ઉતાવળીઆ સ્વભાવનો અલાદાદ પછાડા મારતો હતો કે 'મને એક વાર કાદુની મુલાકાત કરી લેવા દો.' છેવટ સુધી એણે એ માગણી ચાલુ જ રાખી. પણ એ વ્યર્થ હતું.

'હું દરિયામાં પડીશ ! જીભ કરડી મરીશ !' એવી એ ધમકી દેતો હોવાથી આગબોટમાં ખૂબ જાપ્તાથી એને પગે ભારી ભારી બેડીઓ પહેરાવી છેક ઉંચે લાકડામાં સાંકળો નાખી જડી દીધો હતો. આગબોટ ચાલી. અંબારામભાઇ અલાદાદને જોવા ગયા. એનાથી આ ભયંકર બેડીઓનો દેખાવ જોઇ ન શકાયો. બીજી બાજુ એવા ભયંકર ખુનીનો જાપ્તો નરમ પણ કેમ રખાય ? એ મુંઝવણ હતી. અંબારામ ભાઇ મારી પાસે આવ્યા.

---

* આ આખી કથા હરભાઈ દેસાઇ નવાબશ્રી રસુલખાનજીની કચેરીમાં તેઓશ્રીના પૂછવાથી ઘણીવાર કહી સંભળાવતા.

કંઇક તોડ કાઢવા મને કહ્યું. હું અલાદાદની પાસે ગયો. ધીમે ધીમે ફોસલાવી વાતો કરવા લાગ્યો. "ભાઇ! અલાદાદ આપણે તો ગીરમાં ભેળો દીપડાનો શિકાર કરેલો, પ્રાચીના મેળામાં નિશાન પાડવાની હરીફાઇ કરેલી, બ્રહ્મકુંડના હવનમાં પદ્દણીઓ સાથે કુસ્તી ખેલેલા: એ જુની વાતો યાદ આવે છે તને?"

સાંભળી સાંભળીને અલાદાદ નરમ પડ્યો. એણે મને પૂછ્યું "હરભાઇ! કાલે તમને કાદરબક્ષે શી શી વાતો કરી હતી! મને કહો. મને એનાં સખૂનો સંભળાવો."

મેં કહ્યું "ભાઇ! એણે તો બહુ સમજની વાતો કરી હતી. એની વાત ઉપરથી તો અંબારામભાઇ આજ તારા પર નરમ થયા છે. તારા જેવો ખાનદાન સિપાહી માણસ આમ ગાળો કાઢે ને ઉત્પાત કરે તો કાંટીઆં વરણનાં તમામ લોકો એમ જ માને કે અલાદાદ મોતથી બ્હીને વલખાં મારે છે માટે તારે ગંભીર બનવું જોઇએ. થવાનું હશે તે તો થાશે, પણ હું હાથે કરીને છેલ્લી ઘડીએ તારી મરદાઇ ડુબાડવાની વાતો કરે છે એથી અમને સિપાહીગીરીના ખયાલ વાળાને તો બહુ ખોટું લાગે છે."

અલાદાદ આવું સાંભળીને પીગળ્યો. એ કહે કે "હરભાઇ! મારાથી રહેવાતું નથી. મને આમ ઝકડી લીધો છે તેથી શ્વાસ પણ લેવાતો નથી. બાકી તો મારે ઘણી ઘણી વાતો કરવાની છે હો!"

મેં કહ્યું "અલાદાદ! તેં ડરીને આપઘાત કરવાની નમાલી વાતો કાઢી તેનું જ આ પરિણામ છે. હવે જો તું અલ્લાહનાં કસમ ખા કે મને દગો નહિ આપ, તો હમણાં એ બધું કઢાવી નાખું."

"હરભાઇ! આ તો મને કડાયા ગામના પટેલની બદદુવા લાગી છે. તે દિ' એને આમ બાંધ્યો હતો તે વખત પીડા ન સહાતાં એણે પણ મને એમ જ કહેલું કે 'તને પણ તારા દુસ્મન આમ જ બાંધશે.' વાહ મુકદ્દર! આજ એ દુવા ફળી. ખેર! હવે તો

ફક્ત મારા ઉપલા બંધ કાઢોને, તો મારાથી ફરાય હરાય! વધુ કાંઇ હું નથી માગતો."

છેવટે મારી પોતાની જવાબદારી ઉપર અંબારામભાઇએ અલાદાદના શરીર પરથી પગની બેડી સિવાયનાં બંધનો ખસેડી લીધાં અને ફક્ત એક ડાબા હાથમાં હાથકડી નાખી તેની જોડીની બીજી કડી મારા ડાબા હાથમાં જડી. ઉપર બેવડો પહેરો ગોઠવ્યો. હું અને અલાદાદ સાથી બનીને બેઠા. ધીરે ધીરે એણે દિલનો તાપ ઉતારી નાખી મારા ભાતામાંથી મગજના લાડુ વગેરે ખાધું, પાણી પીધું, ને પેટમાં ટાઢક વળતાં એ વાતોએ ચડ્યો. એણે શરૂ કર્યું:

"હરભાઇ! આજકાલમાં જ કાદરબક્ષને ફાંસીએ ચડાવશે. મારે તો આ દુનિયામાં એનાથી વધુ વ્હાલું કોઇ નહોતું. મારાં પાપ એને ખાઇ ગયાં. શું એની માયા! મને એક વાર ગીરમાં વાંસાઢોળ ડુંગર પાસે બંદૂક વાગેલી: મારાથી ચલાય નહિ: પગમાંથી લોહીનો ધોધ ચાલ્યો: હું બેસી ગયો: મેં કહ્યું 'મામુ, ખુદા હાફિઝ!' મામુ કહે કે 'આમીન! પણ તને મૂકીને નહિ ભાગું': એમ કહી પોતાના હાથમાં જેમ એક બાળકને ઉપાડી લે તેમ મને ઉપાડી લઇને કાદરબક્ષે દોટ મૂકી, આડે અવળે થઇ વાંસાઢોળ માથે ચડી ગયા, અને ત્રણ ચાર મહિને મારો જખમ મટ્યો ત્યાં સુધી એમ ને એમ મને તેડીને ફેરવ્યો. હરભાઇ! આજ દરોગા જ્યારે એને ખબર દેશે કે મને લઇ ગયા, ત્યારે એ મારો પ્યારો મામુ બહુ દિલગીર થશે!"

બિચારે અલાદાદ! એને શી ખબર! પણ હું જાણતો હતો કે કાદરબક્ષ તો ક્યારનો કબરમાં સૂઇ ગયો હશે. પણ હું શી રીતે ઉચ્ચાર કરૂં! હું બેઠો રહ્યો. એનું પણ હૈયું ભરાઇ આવેલું. અમે બન્ને થોડી વાર ચુપ રહ્યા. વળી પાછું અલાદાદે ચલાવ્યું:

"હરભાઇ! તમે તો સમજતા હશો કે બારવટીયા મરદાઇનો આંટો છે. પણ જીવ તો તમામને બહુ વ્હાલો છે હો! જ્યાં જરીક બેઠા હોઇએ, ને એક પાંદડું ખડખડે ત્યાં દસ ગાઉ

દોડયા જઇએ. અમારે તો ટાઢ, તડકો, વરસાદ બધું સરખું હતું. તમે માનશો ભાઇ ? એક દિવસ વરસાદમાં હું ટોળીથી છૂટો પડી ગયો તે ઝીલાળાના ભોંયરામાં સૂઇ રહ્યો. ઠેઠ બીજે દિવસે બપોરે હું ઉઠયો તો બાજુમાં એક સાવજ ઘોરે અને આમ હું પડેલો ! છતાં સાવજે ય મને સૂંઘેલ નહિ. આમ મરણીયાથી તો મરણ પણ આઘું ભાગે છે ! "

ફરીવાર બહારવટીયો ચુપ થયો. અમે બે ય થોડીવાર બેઠા રહ્યા. કોઇ કાંઇ બોલે નહિ. આગબોટ ચાલી જાય, સંત્રીઓ આંટા મારે, સાંજનું ટાણું, આખો દિવસ તપેલા આભના અંતરમાંથી આપદા જાણે દરિયાનાં પાણીમાં નીતરતી હતી; તેમ ખુની અલાદાદના અંતરમાંથી પણ આતશ ટપકી જાતી હતી. એની યાદદાસ્ત ઉપરથી જાણે પાપની શિલા ઉપડતી હતી. એણે ચલાવ્યું :

"હરભાઇ ! એક દિ' બહારવટામાં હેમ્ફ્રી સાહેબનો ત્રાસ ભારી લાગ્યો. જે ગામ જાઓ તે તે ગામે ચચ્ચાર રફલો તૈયાર. એના માથે કેમ પડાય ? અમે ભૂખ્યા હતા. ખાવાનું મળતું નહોતું. તમે માનશો ! ૪૦ રૂપિએ એક શેર લોટ લીધો ને પાણી-કોઠા ઉપર ગાયકવાડી હદ પાસે વિક્રમશીની ધાર તમે તો જોઇ છે ને, ત્યાં અમે રાંધવા બેઠા. જ્યાં રોટલા તૈયાર થયા ત્યાં કાંઇક ખડખડાટ થયો. ચાડિકો કહે કે ગીસ્તના પગી જેવું કંઇક દેખાણું. અમે ભાગ્યા. સાંઢડીધાર ગામ તો જમણું રહી ગયું ને અમે ઠેઠ જામવાળાની પેલી કોર ચાલ્યા ગયા. ભાગતે ભાગતે નક્કી કરેલ ઠેકાણે પહોંચ્યા ત્યારે સહુની ખાત્રી થઇ કે કાંઇ જ નહતું ! પછી તકદીરને આફ્રિન કહી, પાણી પી, આખી રાત અમે પડયા રહ્યા. અને છતાં તમારા ભાઇબંધો–પોલીસ અમલદારો રૈયતને કહે છે કે 'તમે રોટલા ખવરાવી બારવટીયા નભાવો છો ! '

મધરાત થઇ ગઇ. વાતો સાંભળતાં મને ઝોકાં આવવા લાગ્યાં હતાં. એટલે અલ્લાદાદે મને કહ્યું "હરભાઇ ! મેં તો બારવટું

કર્યું છે, એટલે મને હાથકડી ભલે પડી. પણ તમારે આમ બેસવું પડે તો તો મને બહુ શરમ લાગે. તે તમે તમારે સૂઇ જાવ !"

મને તો હુકમ હતો કે અલાદાદની પાસેથી હટવું નહિ, એટલે એક કલાક બાદ કરતાં ઠેઠ વેરાવળ સુધી હું એ જ હાલતમાં બેઠો રહ્યો. વચ્ચે દ્વારકા, પોરબંદર, માંગરોળ વગેરે બંદરો પર આગબોટ ઉભી રહી ત્યારે ઘણા માણસો અલાદાદને જોવા આવેલા. તેઓએ માનેલું કે કાદુ પણ ભેગો હશે.

વેરાવળ બંદરે કર્નલ હંફ્રી આગબોટ પર આવી દૂરથી બધું જોઇ ગયા. બહુ જ સમજદાર અને ખાનદાન આદમીઃ નૈતિક બળથી કામ થાય તો બીજું બળ ન અજમાવવું એ એનું સૂત્ર હતું. એણે અલાદાદને મારી સાથે જ એક મછવામાં ચાર જણ ભેળા રાખીને ઉતારવાની આજ્ઞા કરી. કાંઠા પર કર્નલે અલાદાદનો કબજો સંભાળ્યો. "હરભાઇ ! અલાબેલી !" કહીને બહારવટીયો છૂટો પડયો.*

---

* આવી અનેક હકીકતો કહેનાર, સાચા સોરઠી રંગમાં રંગાએલ દેસાઇ હરપ્રસાદ ઉદયશંકર બહુ જ જબરદસ્ત બાંધાના, વજ્રકાય અને રૂવાબદાર દેખાવના હતા. તેમનો પડછંદ બાંધો અને દાઢીમૂછ જોનારને ભૂલાવો ખવરાવે કે આ કોઈ શીખ હશે. નાગરોમાં પ્રભાસવાળા દેસાઇઓ અસલથી જ લશ્કરી ધંધો કરતા આવ્યા છે તેમ આ પુરૂષ પણ વફાદાર, પ્રમાણિક અને નિડર નર તરીકે ખ્યાત હતા. તેની દયાલુતા તો એક દુર્ગુણ જેવી હતી. પહેલાં પચીસ વર્ષ જુનાગઢ રાજની પોલીસમાં બહુ જ જોખમી કામો કરી ક્રમે ક્રમે ઉંચે ચડેલ, પછી પછી સં. ૧૯૫૮-૫૯ માં ગીરના જંગલ અધિકારી નીમાયા. ત્યાં તેણે અઢી વર્ષમાં પચીસ નવા ગામો બાંધેલાં. નવાબ રસૂલખાનજીના અવસાન પછી એડમીનીસ્ટ્રેશનમાં પણ પાછા તેને ગીરમાં નીમ્યા હતા. ૩૫ વર્ષની સરસ નોકરીથી જ્યારે ફારગત થયા ત્યારે રાજ્યે ખાસ ઠરાવ બહાર પાડી એની લાંબી ને નેક નોકરીની પ્રશંસા કરેલી. પૂરી સિપાહીગીરી, મુસલમાની વિદ્યામાં પારંગતપણું, રાજ પ્રતિ વફાદારી અને કાંટીયાં વાર્ણ પર પ્રેમભરપૂર કાબુ, એ એમની ખાસીયતો હતી. એમનો દેહ ૧૯૨૩ માં અમદાવાદમાં પડયો.

## ૧૮

મુંબઇને કિનારેથી બે જણાં વ્હાણમાં ચડતાં હતાં. એક ઓરત ને બીજો એક જુવાન : ઓરતના માથા પર માટલું હતું. થોડી વારમાં જ વ્હાણ પર ચડી જાત.

"આ માટલામાં શું છે બાઇ ?" પોલીસે શકભરી રીતે પૂછ્યું.

"ગોળ છે."

"ગોળ ? ગોળ કયાં લઇ જાઓ છો ?" એમ કહીને પોલીસે માટલા પર લાકડી લગાવી. વ્હેમ વધ્યો. માટલું ઉતરાવ્યું. ગોળના થરની નીચે તપાસતાં માટલું ઘરાણાંથી ભરેલું નીકળ્યું.

તપાસ થઇ : બાઇ હતી કાદુની બ્હેન ઝુલેખાં અને જુવાન હતો દીનમામદ : કાદુનો સંગાથી બહારવટીયો. મકરાણમાં ભાગી જવા નીકળેલાં. એ બેઉ મુંબઇમાં પકડાણાં.

આવી રીતે તમામને પકડયા. એને ઓળખાવવા માટે શકદાર લોકોને તેડાવ્યા. કેટલા ભરવાડ, રબારી, આહિર, ચારણ, કણબી વગેરે રૈયતનાં લોકો ઉપર રાજના અમલદારો કાદુના કરતાં બેવડા કેર વર્તાવી રહ્યાં હતા. લોકોને પૂછતા હતા કે "આ હરામખોરોને રોટલા તમે દેતા હતા કે ?"

તે વખતે દીનમામદ બોલતો કે "એના ઉપર શા માટે સિતમ ગુજારો છો ? રોટલા અમને એણે નથી દીધા, પણ અમારી આ તલવારો–બંદુકોએ દીધા છે. અને એ રબારી–ચારણોનાં બટકાં ઉપર અમે અકેકક દિવસમાં ચાલીસ ચાલીસ ગાઉ નહોતા ખેંચતા સાહેબ ! અમે તો માલ માલ ખાતા. માટે એને બાપડા નિર્દોષોને શીદ મારો છો ?"

*

અલાદાદ, દીનમામદ, ગુલમામદ વગેરે તમામ પકડાઇ જનારાઓને હિં. પીનલ કોડની કલમ ૧૨૧ અ ને મળતી સૌરાષ્ટ્ર ધારાની કલમ મુજબ ખૂન, હથિયારબંધ ડાકાઇટી વગેરે તોહમત મૂકી ફાંસીની સજા ફરમાવી.

હજુ ફાંસીએ નહોતા લટકાવ્યા. દરમીયાન નવાબ બહાદૂરખાનજી જુનાગઢની જેલ જોવા આવ્યા. ત્યાં એણે તમામ ખુનીઓની વચ્ચે ગુલમહમદને દીઠો. ચૌદ વરસનો નાજૂક બેટો : નમણી મુખમુદ્રા : ગુલાબના ગોટા જેવું લાલી નીતરતું બદન : નવાબ નિરખી રહ્યા. "આને ફાંસીની સજા ! ના, ના, એને જન્મકેદ રાખો. એનો જાન લેશો મા."

ગુલમહમદ જીવતો રહ્યો. કાદુની સાથે ગામડાં ભાંગવામાં ભેળો રહેનાર અને બહારવટીયાના સિતમોનો નજરોનજરનો સાક્ષી બાલક ગુલમહમદ જાગી ગયો. ખુદાના રાહ પર ઉતરી ગયો. જેલમાં કેદીઓ પાસે કુરાને શરીફ પઢે, નમાજ પઢાવે અને અનેક ફાંસીએ ચડનારા ગુન્હેગારોની આખરી ઘડી ઉજળી બનાવે. મરતાને હિમ્મત આપે ને જીવતાને નેકી શીખાવે. એમ કરતાં કરતાં તો ખુદ નવાબ પણ પોતાની નમાજ વખતે ગુલમહમદને પઢવા તેડાવવા લાગ્યા. આખરે ગુલમહમદ માફી પામ્યો. છૂટો થયો. નવાબે એને પોતાની પાસે જ રાખ્યો. નોકરી આપી. પરણાવ્યો. આજ એ નેક પાક આદમી ગુલમહમદ જંગલ ખાતાનો આસીસ્ટંટ ઉપરી છે, ખુદાની બંદગી કરે છે, અને પોતાને ઇન્સાનીઅતને માર્ગે ચડાવનાર નવાબની દુવા ગુજારે છે.

---

કાદુના પ્રશસ્તિ–કાવ્યો પૈકી એક રાસડો

**ડુંગરે ડુંગરે કાદુડાના ડાયરા !**
**દારૂગોળાની વાગે ઠારમઠોર રે મકરાણી કાદુ !**
**જુની વસતી જમાદાર માર્યા મા !**
**એવડાં તે દુઃખ ન દઇએ લોકને !**

એ રઢીઆળી રાત ભા. ૨ માં છે. એ રાવણહથ્થાવાળા તથા સ્ત્રીઓ ગાય છે. તે સિવાય એના દુહા પાલીતાણા વાળા ચારણ માણસૂરે કહેલ છે તેમાંના બે આ રહ્યા:

**કાદરનું બાદર કને જાણ જુનેગઢ જાય**
**દિ' રોંઢે દેખાય. કમાડ હાટે કાદરા !**

**કાં કાર્યાં કે મારશે જોદ્ધા ઘરના જે,**
**બીબડીયું બંગલે કૂટે છાતી કાદરા !**



# રામવાળો

વ. સ. ૧૯૭૦ થી ૧૯૭૧.

મરાઠાએ મારી મારીને જેર કરેલી કાઠી કોમ ગાયકવાડનાં ધારી અમરેલી પરગણામાં નવરી પડી હતી. ચોરવું, ચારવું અને અબળાઓની આબરૂ પાડવી એ એના એદી જીવતરના ત્રણ ઉદ્યમો થઈ પડ્યા હતા. એના ગરાસ ચાસ તો ગાયકવાડના અક્કડ કાયદાની અને વ્યાજખાઉ વેપારીઓની ભીંસમાં ભાંગી ગયા હતા. પુરૂષ કાઠી અધર્મો આચરતો છતાં એના ઘર અંદરની જોગમાયાઓએ જૂનાં શીલ છોડ્યાં નહોતાં. ઓરડે બેસીને આઇઓ ઉને આંસુએ ધણીઓનાં પાપ ધોતી અને એકાદ બે ભેંસોનાં ઘી ઉતારી પુરુષોનાં પેટ પૂરતી હતી.

કાઠી કોમને ચોફરતા ત્રણ સર્પોએ ભરડો લીધો હતો : ગાયકવાડી ગામડાંના પટેલોએ, વ્યાજભૂખ્યા વેપારીઓએ અને એના નિજના અધર્મોએ. એ વિષ તાપની ભઠ્ઠીમાં સૂરજનો સુત ભસ્મ થાતો હતો.

પચીસ જ વરસ ઉપરની તાજી વાત છે. ધારગણી ગામની ગુજરાતી નિશાળમાં વાણીઆ લોહાણાના છોકરા જ્યારે લેખાં ને મોપાટ ગોખતા અને એક બીજાની પાટીમાંથી દાખલા ચોરી લેતા, ત્યારે ઓરડાને ખૂણે છ આઠ રખડુ કાઠી નિશાળીઆ વચ્ચે વાદાવાદ લાગી પડયો હતો કે કોણ મોટેરૂં ? ધાનાણી કુળ મોટું કે ગાંગાણી કુળ મોટું ? ગાંગાણી કાઠીના છોકરા કહે કે " એ રામભાઇ ! તારા ધાનાણી તો અમારા ચાકર હતા. ધાનાણીએ ક્યાંય એકલાં ગામતરાં કે ધીંગાણાં કર્યાં સાંભળ્યાં છે ? "

ઘઉંવરણો, શીળીઆટા મોઢાવાળો, ઉંચી કાઠીનો અને માથા પર આંટી પાટીને બાંધેલી છતાં લીરે લબડતી પાઘડીવાળો રામ નામનો એક છોકરો સળગી ઉઠીને જવાબ દેતો કે "ઇ કાંઇ હું ન જાણું. ઇ ચોપડા મારે ઉખેળવા નથી. આજ પારખું કરવું હોય હોય તો હાલો શેત્રુંજીના વેકરામાં. હું એકલો ધાનાણી અને સામા તમે ત્રણ રામટા ગાંગાણીઃ આવો, ધીંગાણું કરીએ. જે જીતે ઇ મોટો. હાલો જો માટીમારના દીકરા હો તો ! "

ધીંગાણાના તરસ્યા છોકરાઓને સાંજ તો માંડ માંડ પડી. નિશાળનો ઘંટ વગડ્યો. કાઠીના છોકરા ડાંગો લઇ લઇ પાદરમાં ચાલી જતી ઉંડી અને અખંડ વહેનારી શેલ નદીના પટમાં ઉતર્યા. લીરાવાળી પાઘડીઆળો ને શીળીઆટા મોઢાવાળો ધાનાણી છોકરો મંડ્યો હાકલા કરવા કે "એલા ભાઇ, હવે બાધવું હોય તો ઝટ કરોને, નીકર આ દિ' આથમી જાશે અને આપણે કોક મરશું તો અવગતે જાશું, માટે સટ કરો, હમણાં મા'રાજ મેર બેસી જાશે."

સામે ત્રણ જણા ઉભા તો થયા હતા, પણ એ લીરાળી પાઘડીવાળા છોકરાના ગામના એક કુંભારનો છોકરો અને બીજો એક કાઠી છોકરો, બેય વચ્ચે પડીને આ એકલમલ છોકરાને વિનવીને દારે છે કે "એ રામભાઇ, નાહક કોકનાં હાથ માથાં ભાંગશે. ભલો થઇને રે'વા દે. "

"શવજી, હાથીઆ, તમે કોરે ખસી જાવ ! ઇ ત્રણ ને હું એકલો—આ ઘડી પારખું કરી લઇએ. આમાં ક્યાં વેરનો કજીઓ છે ?"

પણ છેવટે રામને હારીને સહુ નોખા પડયા. રામ અને શવજી બેય પાટી દફતર ઉપાડીને અંધારે એક ગાઉ ઉપર પોતાના વતન વાવડી ગામે ચાલ્યા ગયા. પોતાની શક્તિનું પારખું ન થવાથી રામ પથારીમાં ધુંધવાતો ધુંધવાતો સૂઇ ગયો.

બાર ચૌદ વરસનો રામ રોજ વાવડી ગામથી ચાલીને ધારગણી ગામે ભણવા જતો. પણ ભણતરને ને કાઠીના દીકરાને તો બારમો ચંદ્રમા હતો. સાચનો કટકો અને જન્મથી જ કોઇ અકળ આગનો ભરેલો રામ હસતો તો કોઇક જ વાર. ટોળ ટિખળમાં ભળતો નહિ. વાત વાતમાં અન્યાય થતો હોય ત્યાં આડો પડતો. પારકા કજીઆ ઉછીના લેતો. ઝાઝું બોલ્યા વિના છાનોમાનો સળગ્યા કરતો. ત્રણેક ચોપડી માંડ ભણ્યો હશે. ત્યાં એક દિવસ એક બીજા નિશાળીઆ ઉપર અન્યાય થયો ભાળીને ન સહેવાયાથી રામ માસ્તરને સ્લેટ મારી ઘેર ચાલ્યો આવ્યો.

એકના એક દીકરાને આવો રઝળુ અને ઓટીવાળેલ નીવડયો જોઇ બાપ લમણાં કૂટતો. બાપનું નામ કાળો વાળો. લલાટે હાથ દઇને બાપ બોલતો કે " રામ ! દીકરા ! આ ગરાસ ગાયકવાડ સરકારે અટકાયતમાં લીધો. આપણી વીઘે વીઘો જમીન વહી ગઇ. પટેલ આપણો બોલ્યા ભવનો વેરી જાગ્યો, તે એકે ય વાત સરેડે ચડવા દેતો જ નથી. એમાં તને કોણ રોટલો ખાવા દેશે ?"

રામ બાપના બળાપા સાંભળતો, પણ બોલતો નહિ. એકલો પડે ત્યારે કોઇ ચોપડીમાં વાંચેલી થોડીક કવિતાની લીટીઓનું રટણ કર્યા કરતો. એક તો હતો આ દોહરો :

જનની ! જણ તો ભક્તજન
કાં દાતા કાં શૂર;
નહિ તો રે'જે વાંઝણી
મત ગૂમાવીશ નૂર !

એ લીટીઓ એને મંત્ર જેવી હતી. એ લીટી બોલતો કે તુર્ત એની મા રાઠોડબાઇ એની નજર સામે તરવરી રહેતાં.

પોતે જાણે કે એ દોહાની સાથે પોતાની માના ગુણની રેખાઓ મીંડ્યા કરતો અને પછી પોતાના જીવતર ઉપર આંખ ફેરવી જતો. બીજી રટતો એક ગઝલની ત્રણ ટુંક :

બનીને મર્દ જે પૂરો, ધરીને સન્મુખે શૂરો
હઠાવ્યા દુશ્મનોને ના, જીવ્યું ધિ:કાર તેનું છે.

કદી ના નામના કીધી, પ્રહેરો કીર્તિ ના લીધી,
નહિ ક્યાંયે તું વખણાંણો, જીવ્યું ધિ:કાર તેનું છે.

બીને તે સહાય આપીને, પરાયાં કષ્ટ કાપીને
કરી ના અન્યની સેવા, જીવ્યું ધિ:કાર તેનું છે.

આ એની એકની એક વહાલી કવિતા હતી. હાલતાં ને ચાલતાં એ રટ્યા કરતો અને અબોલ રહ્યો રહ્યો અંદરથી ઉકળ્યા કરતો.

## ૨

"કાઠીઆણી ! આપણે માથે માછલાં ધોવાય છે."

કાળો વાળો પોતાનાં દુઃખ ઘરની ડાહી ઘરનાર પાસે ગાવા બેસતો અને જોગમાયાના અવતાર જેવી આઇ રાઠોડબાઇ અડીખમ બનીને પોતાના પહોળા હૈયામાં એ આપદા સંઘરતી હતી.

"કાઠીઆણી ! રૂા. ૧૪૦૦ રોકડા ફાંટમાં બાંધીને કરેણવાળા પાસેથી આપણી જમીન છોડાવવા ગયો, પણ એને તો હજી ચોમાસાની નીપજ ખાવી'તી. પાડાનાં કાંધ જેવી મારી જમીન પાછી દેવાની એની દાનત ક્યાં હતી ? ત્યાં જઇ અમે ધીંગાણે આવ્યા, કોરટમાં લેવાણા, ફાંટમાં હતા તે ચૌદસો ય રૂપીઆ વકીલ અમલદારૂંમાં ચવાઇ ગયા. ફેંસલો ઘણો ય મારા લાભમાં ઉતર્યો, પણ જમીન છોડાવું કેમ કરીને ! વળી બીજી જમીન હતી તે ગરમલી વાળાને માંડીને રૂા. ૨૨૦૦ ઉપાડી કરેણ વાળા પાસેથી છોડાવી.

પણ મને શી ખબર કે પરદદ વાળા પાસેથી જમીન પાછી લઇ લેવાનો કાયદો ગાયકવાડ સરકારે ઓચીંતો વાંસેથી ઘડયો હશે!"

"તમને પટલે નોતું કહ્યું?"

"મને પોગાડવા સારુ ધારીથી પટેલ માથે નોટીસ તો આવેલી, પણ એણે એ કાગળીઆ દબાવી રાખ્યા. દસ વરસ સુધી બોલ્યા ચાલ્યા વિના દંડ ચડાવ્યે રાખ્યો. આજ એ દંડની રકમ રૂા. એક હજાર ઉપર પોગી ત્યારે હવે એ કાળમુખો મોંમાંથી ફાટયો. હું દંડ શી રીતે ભરૂં? ગરમલીવાળાના રૂા. ૨૨૦૦ ચૂકવ્યા વગર જમીન શી રીતે પાછી લઉં? ને ન પાછી લઉં ત્યાં સુધી સરકારી દંડ તો ચડયે જ જાય છે!"

"ત હવે ડોસા પટેલનું ધ્યાન શું પડે છે?" કાઠીઆણી રાતી ચોળ બની રહી હતી.

"ધ્યાન શું પડતું'તું? એણે તો મને કહી દીધું છે કે એક લીધો ય જત ખાત. હઉં તો હું ડોસો કુંભાર નહિ."

"કારણ? આપણે એનું શું બગાડયું છે?"

"કાઠીઆણી! તમે એ દુરજનને નથી ઓળખતાં. ગાયકવાડના ગામ પટેલ એટલે જ કાળા નાગ. શું કરું...!" કાળાવાળાની આંખો ફાટી રહી.

આટલી વાત થાય છે ત્યાં સરકારી પસાયતો આવીને ઉભો રહ્યો. અવાજ દીધો "આપા કાળાવાળા! હાલો ઉતારે. પટલ બોલાવે છે."

"કાંઇ કાગળીઆ છે ધારીથી?" ધ્રૂજતે પગે કાળાવાળાએ પૂછયું.

"હા, આપા, તમારો તમામ ગરાસ સરકારે પોતાની જપ્તીમા લઇ લીધો છે. હવે તમે જ્યારે રૂા. ૨૨૦૦ અને દંડના રૂા. ૧૦૦૦ ચૂકવશો ત્યારે ગરાસ છૂટશે."

"બધો ગરાસ જપ્તીમાં?"

"હા બધો."

કાળોવાળો કાઠી ઉતારે ચાલ્યો ગયો અને ઘરના બીજા ઓરડામાંથી રામ ગાતો ગાતો બહાર નીકળ્યો કે

બનીને મર્દ જે પૂરો, ધસીને સન્મુખ શૂરો,
હઠાવ્યા દુશ્મનોને ના, જીવ્યું ધિઃકાર તેનું છે.

"સાચી વાત રામ!" મા રાઠોડબાઇએ ટોણો માર્યો: "જીવ્યું ધિઃકાર તેનું છે. સાંભળીને તારા બાપની વાત, બાપ રામ?"

"સાંભળી, મા."

"ને આ બધું તું એઠે કે?"

રામ ગાવા લાગ્યો: "જીવ્યું ધિઃકાર તેનું છે!"

૩

કાળા વાળાનો દેહ છૂટી ગયાને વરસ વળોટ થઇ ગયું છે. રાઠોડબાઇ હવે એકલાં પડી ગયાં. પેટગુજારાની મુંઝવણ ધીરે ધીરે કળાવા લાગી. ગરાસ જપ્તીમાં ગયો, રામ રઝળુ થયો અને ગામનો ડોસો પટેલ સરકારમાં હજુ યે શાં શાં કાગળીઆં નહિ કરતો હોય એ કોને ખબર? રામના ઉધામા માને સમજાતા નથી. કોઇ કોઇ વાર રાત પડી જાય, રામ ઘેરે આવ્યો ન હોય, હાથમાં લાકડી લઇને આઇ પાદરમાં રામને ગોતે, સીમમાં જઈ "એ બાપ રામ! માડી રામ! ઘેરે હાલ!' એવા સાદ પાડે. રામ ક્યાંક ઉંડા મનસૂબા ઘડતો ઘડતો પડયો હોય ત્યાંથી ઉઠીને મા ભેળો ઘેરે જાય. વાળુ કરાવતાં આઇ પૂછે કે "બેટા! તું મને કહે તો ખરો! તારા મનમાં શું છે? તેં આ શું ધાર્યું છે? આ મારાં લૂગડાં લતાં સામું તો જો! હું કાઠીની દીકરી ઉઠીને કેવી રીતે મજૂરીએ જાઉં?"

આઇની મોટી મોટી બે આંખોમાં છલકાતાં આંસુડાં રામ જોઇ રહેતો. અને પછી જાણે કાંઇ ખબર જ ન હોય તેમ ગાવા માંડતો કે

"...જીવ્યું ધિઃકાર તેનું છે."

આઇએ થાકીને બાધણીઆ ગામે પોતાના ભાઇ રામસ્વામીને સંદેશો પહોંચાડયો કે "સ્વામીને કહેજો, એક આંટો આવીને એનની સંભાળ લઇ જાય."

થોડે દિવસે રામના મામા આવીને હાજર થયા. અસલ નામ તો રામ ધાધલ, પણ સંસાર છોડીને પરમ–હંસ દશામાં રહેતા હોવાથી રામસ્વામી નામે ઓળખાતા. અવસ્થા વરસ પચાસેકની હશે. બ્હેનભાઇ બેય એક જ ખમીરનાં હતાં. આઇ પણ જીવતરમાં આકરાં વ્રત નીમ કરનારાંઃ એક નીમ તો રોજ સૂરજનાં દર્શન કર્યા પછી જ આહાર પાણી લેવાનું: એમાં એક વાર ચોમાસાની એલી બેઠી. ઘમઘોર વાદળમાં સૂરજ દેખાય નહિ, ને દેખ્યા વગર રાઠોડઆઇને અન્ન નામ ખપે નહિ. એક દિવસ, બે દિવસ, એમ એકવીસ દિવસ સૂરજ દેખાણો નહોતો ને આઇએ એકવીસ અપવાસ ખેંચ્યા હતા.

એવી બ્હેનના સંસારત્યાગી ભાઈ રામસ્વામી પણ જ્ઞાનની લ્હેરમાં ઉતરી ગયા હતા. સંસારની ગાંઠો એને રહી નહોતી. પણ એણે બેનનાં કલ્પાંત સાંભળ્યાં ને ભાણેજના ઉધામા દીઠા. આઇએ ભાઇને છાનામાનાં કહ્યું કે "આ છોકરો કયાંઇક કટકા થઇને ઉડી જશે. એનું દલ દનિયામાં જંપતું નથી."

રામસ્વામીએ ભાણેજને પોતાના હાથમાં લીધો. આખો દિવસ મામો ભાણેજ બેય ખેતરમાં જઇ હાથોહાથ ખેડનું કામ સંભાળે અને રાતે મામા રામાયણ, ગીતા વગેરેના ઉપદેશ સંભળાવે. રામ છેટો બેસીને સાંભળ્યા કરે. મામા એને એકધ્યાન થઇને બેઠેલો દેખી સમજે કે રામ ગળે છે અને સંસારના ઉદ્યમમાં એનું ચિત્ત ચોંટતું આવે છે. પણ મામા ભૂલતા હતા. રામ તો

એ ધર્મના ચોપડામાંથી પણ ઉલટો જ ઉપદેશ તારવતો હતો: રામાયણ અને ગીતામાંથી એના કાન તો વીરતાના વેરાગના—મરવા મારવાના જ સૂર સાંભળી રહ્યા હતા.

૪

ડોસો પટેલ એટલે વાવડીનો ગાયકવાડ. જાતનો કુંભાર પણ ઘેરે જમીનનો બહોળો વહીવટ રાખે. ગાયકવાડના મુખી પટેલ એટલે તો ઘેરે દોમ દોમ સાયબી અને અપરંપાર સત્તા. એ સત્તાએ વાવડીના પટેલ ડોસાને બહેકાવી નાખ્યો હતો. સરકારમાં એની હજાર જાતની ખટપટો ચાલતી જ હોય. અમલદારોને ડોસો ફુલફુલાં કરાવતો એટલે ડોસાનો બોલ ધરમ રાજાના બોલ જેવો લેખાતો. અને કેટકેટલાના નિસાસા આ ડોસાના માથા ઉપર ભેગા થયા હતા! ડોસો ગરીબ દાડીયાંને દાડી ન ચૂકવે ને પર-દેશમાં મજૂરી કરવા જવા માટે પોતાની રજાચિઠ્ઠી લેવા આવનારાં પાસેથી ડોસો પાવલું પાવલું લાંચ પડાવે. અરે, ડોસાએ તો કુટુંબીઓને ય ક્યાં છોડ્યાં હતાં? સગાંની જમીનોના ફારમ ડોસો પોતે જ છાનોમાનો ભર્યે જતો અને એમ પાંચ-સાત વરસની ફારમ ચડાવીને પછી સગાં જ્યારે સામટી ફારમ ભરી ન શકે ત્યારે જમીન પોતાની કરી સગાંને બાવાં બનાવતો. એવો હૈયાબોહાણો! પોતાના સગા દીકરા શવજીએ અફીણ ખાધું : પોતાને ને દીકરાને મનમેળ નહોતા તેટલા સારુ એણે અફીણ ઉતારવા જ કોઈને નહોતું આવ્યું : દીકરા શવજીનું એણે એ રીતે કમોત કરાવ્યું હતું. મુવેલો શવજી રામનો ભેરૂબંધ હતો.

એક દિવસ સવારને ટાણે ડોસા પટેલના આવા ધમરોળ ચાલી રહ્યા છે. કેટલાં કેટલાં દાદ લેવા આવનારાં ગરીબોને ડોસો ગાળો આપે છે. ન કહેવાનાં વેણ કહે છે. એમાં એક બાઇ ઉપર ડોસો તૂટી પડ્યો: ફાટતે મ્હોંયે એણે એ બાઇને ધમકાવી કે

"રાંડ ! ડાકણ ! ગામ આખાનાં છોકરાંને મંતર જંતર કરવા જા અને મારૂં છોકરૂં ભરાઇ ગયું ત્યારે કેમ ન આવી ?"

ધોળાં લુગડાં પહેરીને ગરીબડે મોઢે એક જોગણ જેવી લાગતી બાઇ ઉભી હતી. એણે જવાબ દીધો "ડોસા ભાઇ ! મને ભેખને આવાં વેણ ? વિચાર કરો બાપ ! હું નથુરામજી જેવા સાધુ પુરુષનું છોરૂ. હું રાધાબાઇ. મારે માથે આ વિજળી કાં પડે ?"

"ત્યારે કેમ નહોતી મરી ?"

"બાપ! મારૂં મન નહોતું વધ્યું. મને ભવિષ્ય માઠું કળાતું'તું. આવરદાની દોરી સાંધવાની મારી સત્તા થોડી હતી ભાઇ ?"

"તું–ડાકણ ! તું જ મારા બાળકને ભરખી ગઇ."

એટલું બોલી ડોસો ઉઠયો. થાંભલીઓની વચ્ચે રાધાબાઇ સાહીને એણે પરોણે પરોણું મારી.

મીણ જેવા દેહવાળા રાધાબાઇ માર ન સહેવાયાથી ઢગલો થઇને નીચે ઢળી પડી. ડોસાની સામે દૃષ્ટિ ઠેરવીને એણે કહ્યું "ડોસા પટેલ ! આ બે થાંભલી વચાળે જ તારૂં કમોત થાશે. તે દિવસ સંભારજે."

એમ કહીને એણે ચારે કોર નજર ફેરવી. આઘે ઉભેલા એક જુવાન ઉપર એની મીટ ઠરી. એ જુવાન રામ હતો. રામના મનમાં રટણ ચાલવા લાગ્યું કે '...જીવ્યું ધિઃકાર તેનું છે.' રામ જાણે કે પોતાની નોંધપોથીમાં નવો હિસાબ લખ્યે જતો હતો.

ડોસો રામ તરફ વળ્યો "કેમ આવવું થયું છે આપા રામ ?"

"ડોસા કાકા ! મારૂં આખું ય ખળું જપ્તીમાં શીદ જમા કરો છો ? મારે ખાવું શું ?"

"તમારા બાપના એ પરતાપ છે આપા રામ !" પટેલ બોલ્યો.

"ડોસા કાકા, મારા બાપને હવે શીદ સંભારો છો? મને જ જવાબ આપોને, કે મારૂં આખું ખળું શીદ જપ્તી ખાતે જમા કરો છો? મારે ખાવું શું?"

"ખાવ ચોરી લૂંટીને! બાપદાદાનો ધંધો છે. તમારે શી લાજ શરમ?"

"ચોરી લૂંટ? પરસેવો રેડીને નહિ ખાવા દ્યો તો પછી ચોરી લૂંટે જ મન ચડશે ને ડોસા પટેલ?"

"હા, ઝટ કરો એટલે સરકારની તુરંગનાં સોના–સાંકળાં તૈયાર છે તમારા સારૂ, આપા રામ! જાવ, કરો કંકુનાં."

રામ ડોસાની ઓસરીએથી ઉતરીને પાછો વળ્યો. અને ઘેર પહોંચ્યો તેટલી વારમાં એને કૈંક વિચારો આવી ગયા: આ મારો બાપુકો મૂળ ગરાસ: એના ઉપર જપ્તી બેઠી: હું લોહી-પાણી એક કરીને કામ્યો: તો ય ખળામાંથી ખાવા પૂરતું ન રહેવા દીધું: હું ગરાસીઓ, બીજી મજૂરી કરવા કયાં જાઉં? મારી રંડવાળ માને શું ખવરાવું? આ બધું કરનાર કોણ? વાવડીનો પટેલ: વાવડીનો રણીધણી: વાવડીનો ગાયકવાડ: ગામોગામના પટેલો ગાયકવાડીનાં જ જૂજવાં રૂપ. આવાં અસત અને કૂડ ઉપર ચાલતાં અમલમાં પીલાવા કરતાં તરવાર બંધેડીને ઘોડે ઘાડે ખાવાનો જૂનો સમો શું ખોટો?"

સાચા ખોટા કૈંક વિચારો રામને હૈયે રમી ગયા. ડોસો એની નજરમાં જડાઇ ગયો. ખેડ મેલીને રામ પાછો રઝળવા માંડયો. એક ડોસાને પાપે એને આખી ગાયકવાડી ખટકી. એનું માથું ફરી ગયું. એમાં એણે દાઝે ભરાઇને ગામના એક સરધારા કુંભારને માર્યો. મુકર્દમો ચાલ્યો ને રામને ત્રણ મહિનાની ટીપ પડી. ધારીની તુરંગમાં રામને પૂરવામાં આવ્યો. ત્યાં પલટનના સિપાહીઓમાંથી એક પહેરગીર સાથે એને હેત બંધાણું. એ પહેરગીર રામની છુપી ખાતર બરદાસ્ત કરતો હતો. રાતે કે દિવસે જ્યારે એ ય ભેળા થતા ત્યારે છુપી વાતો કરતા હતા. રામે તો ત્યાંથી જ

પોતાની વેતરણ આદરી દીધી હતી. આ પહેરગીર કોણ હતો? ગોંડળ તાબે અમરાપર ગામનો કાઠી: નામ ગોલણવાળો: ગોંડળની હદમાં એક ખૂન કરીને ગોલણ આંહી નોકરીમાં પેસી ગયો હતો. રામને એણે કહી દીધું કે "મારે બા'રા નીકળી જાવાનું મન છે. જરૂર પડે તો તેડાવજે!"

ત્રણ મહિને છૂટીને રામ બેવડી દાઝભર્યો બહાર આવ્યો.

## ૫

"રામને કે'જે, હવે હું થોડા દિ'ની મેમાન છું. એક વાર આવીને મને મળી જાય."

આઇ રાઠોડબાઇનો આ સંદેશો રામને જુનાગઢમાં મળ્યો. ગોલણે ધારીથી રાજીનામું દઇને જુનાગઢમાં ઉપર–કોટની નોકરી લીધેલી ત્યાં એનો તેડાવ્યો રામ સંતલસ કરવા ગયો હતો. આઇનો મંદવાડ સાભળીને અંતરના ઉંડાણમાં કંઇક હરખાતો અને કંઇક દુનિયાની હેતપ્રીતને લીધે દુ:ખ પામતો રામ ગોલણને ભેળો લઇ વાવડી આવ્યો. આઇની પથારી પાસે બેસીને દીકરો દિવસ રાત ચાકરી કરવા લાગ્યો. આઇ રાઠોડબાઇનું જાજરમાન શરીર હવે ફરી વાર ઉભું થાય તેવું નહોતું રહ્યું. દીવો ધીમે ધીમે ઝાંખો પડતો હતો. અસલી જુગની કાઠીઆણીનો સાચો ચિતાર આપતાં રાઠોડબાઇ સંસારનાં અનેક વિષ વલોવી વલોવી, પી જઇ, પચાવી, અબોલ જીભે, ગામતરે જાતાં હોય તેમ ચાલ્યાં ગયાં. માતાના પીંજરને ભસ્મ કરી રામવાળો પણ મનમાં મોકળાશ અનુભવવા લાગ્યો. એની બે બહેનો બાબરીઆવાડમાં પરણાવેલી તે પણ આવી પહોંચી. અને સંસારનું છેલ્લું એક કરજ ચૂકવવાનું–આઇનું કારજ કરવાનું બાકી રહ્યું તેની વેતરણ કરવામાં રામ લાગી પડયો.

"ભાઇ ગોલણ !" રામ ચાર પાંચ દિવસે તપાસ કરીને બોલ્યો, "તારી જરૂર પડશે. ઘરમાં વાલની વાળી યે ડોસા પટેલને પ્રતાપે રહી નથી. પણ આપણે કોઇ બચારા બાપડાને નથી કનડવાં. મારવો તો મીર મારવો છે."

"છે કોઇ ?"

"હા, આખી ગીરની વસ્તીને ઠોલી ખાનારો તાંતણીઆવાળો મકનજી ઠક્કરઃ ઘીના ડબા ભરીને અમરેલી વેચવા જાય છે. આજ સાંજે આંબીએ."

તે દિવસ સાંજે ચલાળાની સીમમાં ધોળાકુવા પાસે બે ય જણાએ મકનજી ઠક્કરનું ગાડું રોકયું. ગીરનાં અજ્ઞાન ભોળાં માલધારીઓનું ચૂસેલું લોહી મકનજીના અંગ ઉપર છલકી રહ્યું હતું. મકનજીની પાંચ મણની કાયામાંથી પરસેવાના રેગાડા ચાલ્યા. રામવાળો ઝાઝી પંચાતમાં ન પડ્યો. તરવાર ખેંચીને એટલું જ કહ્યું કે "જીવતા જવું હોય તો રૂા. ૧૫૦ રોકડા અને એક ઘીનો ડબો કાઢી દે. મારી આઇનું કારજ કરવું છે."

મકનજી ઠક્કરે આ હુકમ ઉઠાવવામાં બહુ જ થોડી વાર લગાડી. એને તો હૈયે હામ હતી કે જીવતા હશું તો રૂા. ૧૫૦ આઠ દિ'માં જ ગીરમાંથી દોહી લેવાશે. ગીર દુઝે છે ત્યાં સુધી લુવાણા-ખોજાને વાંધો નથી.

ગાડું હાંકીને મકનજી અમરેલીને માર્ગે પડ્યો ને રામગોલણે વાવડીનો કેડો લીધો. બેય પક્ષ પોતપોતાના મનમાં ખાટયા હતા.

૬

"બેન માકબાઇ ! આંહી આવ."

"કેમ રામભાઇ ?"

" લાખુબાઇ બેન કયાં ? એને બોલાવીને બેય જણીયું આંહી આવો. મારે કામ છે. "

બેય બ્હેનો ઓરડામાં આવી. મા જેવી માના વિજોગનાં આંસુ હજુ બેય બેનોની આંખોમાંથી સૂકાણાં નહોતાં. ભાઇના મનસૂબાના ભણકારા પણ બેયને હૈયે બોલી ગયા હતા. ભાઇ શું કરી રહ્યો છે તેની ગમ પડતી નથી. ત્યાં તો આજ બેય બેનોએ ઓરડામાં શું જોયું ?

ઘરની તમામ ઘરવકરીના બે સરખા ઢગલા ખડકીને વચ્ચે ભાઇ ઉઘાડે માથે બેઠો છે. ઘરની ભીંતો ઉપરથી ચાકળા ચંદરવા, ઘરનાં ગોદડાંના ગાભા, ખુણે ખુણે પડેલી નાની મોટી જણશો, જે કાંઇ હતું તે તમામ ઉસરડીને ભાઇએ બે ઢગલા કરેલા છે: બેય ઢગલાને સરખા વ્હેંચવાનું ધ્યાન એટલે સુધી પહોંચાડયું છે કે એકમાં તાવીથો, તો બીજામાં કડછી મૂકયાં છે. ભીંતમાંથી ખીંતીઓ પણ ઉતારીને ઢગલામાં ભાગે પડતી વ્હેંચી નાખી છે. એની વચ્ચે વિખરાયેલાં ઓડીયાં વાળો, કરડો, કુમળો, કેરીની ફાડ જેવી મોટી રૂપાળી પણ રાતીચોળ આંખોવાળો, સાત ખોટનો એક જ ભાઇ બેઠો છે. એક બીજી સાથે સંકોડાઇને ઉભેલી બેય બેનોને ભાઇએ કહ્યું " બેય જણીયું અકેક ઢગલો ઉપાડીને ભરી લ્યો ગાંસડીયું. "

બેનોથી બોલી ન શકાયું. થંભીને બેય જણીઓ ઉભી થઇ રહી.

" ઝટ ઉપાડી લ્યો." રામે ફરીવાર કહ્યું. જાણે કે ગળાની અંદર સંસારની તમામ મીઠપને ભરડી નાખવા રામ મહેનત કરી રહ્યો છે.

નાનેરી બેન લાખુબાઇનો સાદ તો નીકળી જ ન શકયો. મોટેરી માકબાઇએ નીતરતે આંસુડે આટલું જ કહ્યું કે "ભાઇ ! બાપા ! આમ શીદ કરી રહ્યો છો ? અમારી દશ્ય જ સંચોડી દેવાઇ જાય છે, રામભાઇ !"

"તમારે અટાણે રોવાનું નથી. આ લઇ લ્યો. લ્યો છો કે ગામમાંથી બામણોને બોલાવું ?" ટાઢોબોળ રહીને રામ બોલ્યો.

મલીરના પાલવ આડે આંસુડાંની ધારો છુપાવતી બેનોએ ભાઇની બ્હીકે છાનું છાનું રોતાં રોતાં બેય ઢગલાની ગાંસડીઓ બાંધી લીધી. ઘરમાં કાંઇ જ ન રહ્યું. જે ઘરને આંગણે ત્રણે ભાંડરડાં બાળાપણની રમતો રમ્યાં હતાં, તે ઘર આજે મુસાફરખાનું બની ગયું. ખાલી ઘરમાં રામ આનંદથી આંટા દેવા લાગ્યો. સીમમાં જેટલી જમીન બાકી હતી તે શેલ નદી વચ્ચે આવેલા બુઢ્ઢનાથ મહાદેવની જગ્યામાં અર્પણ કરી દીધી. પછી એણે ગાડું જોડ્યું. બેય બ્હેનોને ગાડે બેસારી બાબરીઆવાડમાં એને સાસરે મૂકી આવ્યો : માકબાઇને કાતરે પહોંચાડી અને લાખુબાઇને સોખડે. બેનોના સાસરીયાવાળા વરૂ દાયરાને છેલ્લા રામ રામ કરીને પાછો વળી આવ્યા. છેલ્લી ગાંઠો છુટી ગઇ. ઘરમાં આવીને એકલો ઘોર આનંદથી બોલી ઉઠ્યો કે "આમાં કાંઇ મારૂં નથી. આ તો સમશાન છે."

## ૭

"આ કાતરીયુંવાળા ભણ્યું કમણુ છે ?"

ધારગણી ગામના કાઠી દેસાવાળાના કારજમાં લૌકિકે આવનાર કાઠીનો દાયરો મોટા ફળીઆમાં લીંબડાને છાંયે બેઠો છે. કસુંબા લેવાય છે. એ ભરદાયરાની વચ્ચોવચ્ચ બેઠેલા એક અડીખમ બુઢ્ઢા બાબરીઆએ, એક પડખે વીરાસન વાળીને વાંકોટડા થઇ અંબાઇ રંગને લૂગડે બેઠેલા બે જુવાનો સામે જોયું અને આંખે નેજવાં કરી (આંખો ઉપર હાથની છાજલી કરી) જાણ્યા છતાં અજાણ્યા થઇ અસલી ભાષામાં પૂછ્યું "આ કાતરીયુંવાળા ભણ્યું કમણુ છે ? [આ કાતરા રાખનારા બહાદૂરો (!) કોણુ છે ?"]

" આપા સાવઝ ધાંખડા ! ઇ એમાં આ નાનેરા વાવડીવાળા રામભાઇ છે, ને મોટેરા અમરાપરના ગોલણવાળા છે. " કોઇકે ઓળખાણ કરાવી.

" ઠીક ! ભણ્યું કાતરીયું રૂડીયું લાગે છે હો ભાઇ ! જુવાનો શુરવીર કળાતા છે હો ભાઇ ! "

દીપડીઆ ગામના બાબરીઆ સાવઝ ધાંખડાનાં આ મર્મ–વેણ સાંભળીને રામ ગોલણ એક બીજા સામે ખસીઆણે મોઢે જોઇ રહ્યા છે. પોતાની ઝીણી ઝીણી ઉગેલી દાઢીને 'કાતરી' કહેવાતી સાંભળીને બેય મનમાં સમસમે છે. રામની આંખમાં લાલપ તરવરવા લાગી. એણે એ બાબરીઆ સામે નજર નોંધીને પૂછ્યું :

"આપા, વાવડી તો હર વખત આવો છો છતાં મને ન ઓળખી શકયા ? "

" ગઢપણ છે ને ભા ! એટલે ભૂલી ગયો. "

"કાંઇ વાંધો નહિ આપા ! કોક દિ અમારે વળી કાતરીયુંમાંથી કાતરા થાશે, નકર કાતરીયું તો ખરીયું જ ના ? "

દાયરો ઉઠયો. રામ ગોલણ વાવડી તરફ વળ્યા. રસ્તે રામ ફક્ત એટલું જ બોલ્યો કે "ગોલણભાઇ ! હવે તો 'કાતરી'ના 'કાતરા' કરીને સાવઝ ધાંખડાને ફેર મળીએ ત્યારે જ આ મેણાંની કળતર ઉતરશે."

"કાતરા થાવાની વેળા હાલી આવે છે રામભાઇ ! " ગોલણે ધીરજ દીધી.

આ 'કાતરા–કાતરી'નો મર્મ એમ હતો કે અસલના કાળમાં દાઢીના કાતરા તો એજ જુવાન રખાવી શકતો કે જે અણવાણે પગે ન ચાલે, પગપાળો ગામતરૂં ન કરે, સાથે આટો ને આવરદા એટલે અફીણ વગેરે અને એકાદ માણસ રાખે, ઘેરે રોટલા આપે, દુશ્મનને કદિ પીઠ ન બતાવે, પોતાનું નામ અમર કરવા જેવી વીરતા ભજાવે. આ લક્ષણો વિનાની દાઢી તે 'કાતરી' કહેવાય.

આ રીતે રામને આપા સાવઝનો ટોણો ખટકવા લાગ્યો. મુંગો મુંગો એ ઘર ભેળો થયો.

પછી ગોલણને, કારજે આવેલા કૂબડાવાળા ગોદડ ને નાગ નામના બે ભાઇઓને, તથા ટીડલાવાળા વીસામણને ભેળા કરી રામ ઘરની અંદર છેલ્લી વારની મસ્લત કરવા બેઠો, રામે વાત ઉચ્ચારી "કહો ભાઇ નાગ ગોદડ! હું તો ગળોગળ આવી ગયો છું. તમને પણ કૂબડામાં ભૂરો પટેલ સખે બેસવા દે એમ નથી. તો હવે શો સ્વાદ લેવા બાકી રહ્યો છે?"

"જેવો તમારો ને ગોલણભાઇનો વિચાર."

ગોલણે કહ્યું "મેં તો કયારની રાખ નાખી છે. રામભાઇએ પણ હવે ભુંસી લીધી. તમારૂં મન કહો."

"અમે તૈયાર છીએ. ને વીસામણ તું?"

"હું ય ભેળો."

"તયીં ઉપાડો માળા!"

દરેક સંગાથે બહારવટે નીકળી વફાદાર રહેવાના સોગંદ ખાઇ સૂરજની માળા ઉપાડી. અમુક દિવસે અમુક ઠેકાણે મળવાનો સંતલસ કરી સહુ નોખા પડયા. સહુ પોતપોતાની તૈયારી કરવા ઘેરે ગયા.

ઠરાવેલ દિવસે રામ વાવડીથી નીકળ્યો. પ્રથમ ગયો ડીટલે. વીસામણને કહ્યું "કાં બેરૂ, હાલો ઉઠો."

"હેં...હેં રામભાઇ!"

વીસામણ ગેં ગેં ફેં ફેં થઇ ગયો. "આવા ફોડણો ભેળા લઈ શું કરવું છે?" એમ વિચારી રામ ચાલી નીકળ્યો. કૂબડે ગયો. જઇને હાકલ કરી "નાગ ગોદડ, ઉઠો, જે બોલો સૂરજદેવની. પ્રથમ હીંગળાજ પરસી આવીએ."

"પણ ખરચી જોશે ને?"

"તો કૂબડા ભાંગીએ."

"આજ ફાગણ શુદ પૂનમ છે. હોળીનાં શુકન લઈ લેશું?"

"કયાં જાશું? આંહી તો ઓળખાઇ જાશું."

"રાવણી જાઇએ. ત્યાંની હોળી વખાણુમાં છે. ઠઠ જામશે. એમાં કોઇ ઓળખશે નહિ. ઓકાનીયું બીડી લેશું."

એજન્સીની હકુમતના રાવણી ગામને પાદર પૂનમની સાંજે જબ્બર હોળી પ્રગટી છે. કુંડાળું વળીને માણસની મેદની ઉભી છે. ગામલોકો પોતાનાં નાનાં છોકરાંને તેડી હોળી માતાને ફરતા આંટા મારે છે. પાણીની ધારાવાડી દઇને કેક માણસો અંદર નાળીએર હોમે છે. એમ થોડીવાર થઇ. ભડકા છૂટી ગયા. છાણાંનો આડ લાલ ચટક પકડી ગયો. અને ઘૂઘરી લેવાનો વખત થયો. 'ભાઇ ઘૂઘરી!' એવા હાકલા કરતા લોકો એક બીજાને ધકેલી આગનો ઢગલો ફોળવા ધસે છે, ત્યાં તો ત્રણ બુકાનીદાર જુવાનો લોકોની ભીડ સોંસરવા ધક્કા મારીને મોખરે નીકળી આવ્યા અને અગ્નિની આકરી ઝાળોને ગણકાર્યા વિના લાકડીએથી ઢગલો ફોળી અંદર ઉંડા ભારેલા બાલીઆ હાથ કર્યાં. બાલીઆમાંથી પહેલ વહેલી ઘૂઘરી એ ત્રણેએ ચાખી. પછી પાછા નીકળી ગયા. સૌ જોઇ રહ્યા પણ કોઇ ઓળખી શક્યું નહિ. ઇ જણ કયાંના? માળા ભારી લોંઠકા! એમ થોડીક વાત થઇને ઠરી ગઇ. હુલાગીરો દુહા કંકવા લાગ્યા. લોકો દુહાની હલક ઉપર જામી પડ્યા.

૮

હુતાશણીના પડવાની રાતે કોઇ હરામખોરો રાવણી ગામના એક લુહાણાને માર મારી એક હજાર રૂપીઆ લૂંટી ગયાની વાત ગામોગામ ફુટીછે અને વાવડીનો ડોસો પટેલ વ્હેમાઇ ગયો છે કે આ રામ ગોલણ કયાં જઇ આવીને ઘરમાં બેસી ગયા હશે? બિલાડી ઉંદરને ગોતે તેમ તેમ ડોસો રામ ગોલણની ગંધ લેતો રહ્યો. પણ રાવણીની લૂંટ પછી આઠમે દિવસે રામ, ગોલણ, ગોદડ અને નાગ કુંડલેથી ગાડીએ બેઠા. થાન પાસે સૂરજદેવળના થાનક પર પહોંચ્યા. સૂરજદેવળનાં બેય થાનકે અકેક ચોરાસી

જમાડી. આઠ દિવસ સુધી કસુંબા કાઢયા અને પછી ગાડીએ બેસી કરાંચી ઉતર્યાં. ત્યાંની પોલીસે શક ઉપરથી આ ચારેને અટકાયતમાં લીધા. ધારી ગામના ફોજદારનું ખૂન કરનારા કરણ હાજા અને લખમણ નામે તોહમતદારો હોવાનો પોલીસને વ્હેમ પડયો. એની પાસેના રૂ. ૭૦૦ અટકાયતમાં રાખ્યા. આ ચોરોએ કહ્યું કે "ભાઇ, અમે કરણ હાજા ને લખમણ નથી, અમે તો વાવડીનો રામ, અમરાપરનો ગોલણ વગેરે કાઠી છીએ ને હીંગળાજ પરસવા જાઇએ છીએ."

પોલીસ કહે "તો તમારો જામીન લાવો."

"આંહી પરદેશમાં અમારો કોણ જામીન થાય !" એમ વિચાર કરતાં રામને પોતાનો ઓળખીતો કાઠી દાનો કાળીઓ સાંભર્યો. એને ગોતી પોતાનો જામીન કર્યો. ઉપરાંત રામે પોલીસને પોતાના વિષેની ખાત્રી માટે વાવડી ગામના શેઠીઆ પર કાગળ લખવા સરનામું આપ્યું. એમ કરી ત્રણે છૂટયા. ચારેને દાના કાળીઆએ જમાડા જૂઠાડયા. ચારે ભગવાં લૂગડાં રંગીને હીંગળાજની જાત્રાએ ચાલી નીકળ્યા. જઇને જાત્રા જુવારી લીધી.

ગોલણે કહ્યું "રામભાઇ, પોલીસે વાવડીમાં પૂછાણ કરાવ્યું હશે. અને આપણે જાણીએ છીએ કે જવાબમાં આપણાં કેવાં ગીત ગવાણાં હશે. માટે હવે આપણે આંહીથી જ ભાગી નીકળીએ."

"પણ ભાઇ !" રામે સંભાર્યું, "ઓલ્યો કાળીઓ કાઠી આપણો જામીન થયો છે. એ બચારો નવાણીઓ વચ્ચે કૂટાઇ જાયને ! આપણાથી એને દગો કેમ દેવાય ?"

ચારે પાછા કરાંચી આવ્યા. કાળીઆ કાઠીને મળ્યા. પોતાનું પેટ દઈ દીધું. કાળીઓ કહે કે "ભાઇ, ભાગવું હોય તો ભાગી નીકળો. મારૂં તો વળી જે થાય તે ખરું."

"ના, ના, ના, ભાઈ !" રામ મક્કમ બન્યો; "ચાલો આપણે પોલીસમાં જઇ તને જામીનખતમાંથી મોકળો કરી દઇએ."

પાછા પોલીસમાં રજુ થયા. કાઠીઆવાડથી કશા ખબર ન આવવાથી તેમજ બીજા કોઈ ગુન્હાની જાણ નહિ હોવાથી પોલીસે આ ચારે જાત્રાળુઓને રજા દીધી. રૂપીઆ થોડી વાર પછી લઈ જવાનું કહ્યું. ઘેર આવીને રામ કહે "ભાઈ, રૂપીઆ ગોળ્યા ગયા ! હવે આપણે ઝટ આ દાના કાળીઆની ઉપરથી આપણો ઓછાયો આઘો કરીએ."

ઉપડ્યા. કરાંચીથી પાંચમે સ્ટેશને જઈને ગાડીમાં લાગુ થયા. ગાડી ચાલી જાય છે. જોખમ ઉતર્યું જણાય છે. ત્યાં તો આગલે સ્ટેશને પોલીસ આવી પહોંચી. ચારેને અટકાયતમાં લીધા. કારણ કે વાવડીથી ડોસા પટેલનો તાર કરાંચી પોલીસ ઉપર આવ્યો હતો. તારમાં લખ્યું હતું કે "એ ચારે જણા રાવણી ભાંગ્યાના તહોમતદાર છે. માટે ઝાલજો." બીજો તાર એજન્સી પોલીસનો હતો : "અમારી ટુકડી કબજો લેવા આવે છે. તહોમતદારોને સોંપી દેજો."

ચારેને કરાંચી લઈ ગયા. ત્યાંથી તેઓ એજન્સીના બગસરા થાણાવાળી પોલીસ ટુકડીને સુપ્રત થયા. ફરી ગાડીમાં બેઠા. આખે રસ્તે રામવાળાએ પોલીસો સાથે એટલી બધી સારાસારી રાખી કે પોલીસ ગાફલ બન્યા. છેલ્લા દિવસને પરોઢિયે, સહુને ઉતરવાનું સ્ટેશન કુંકાવાવ ટૂંકડું આવ્યું, ગાડી ધીરી પડી, રામે પોલીસને ઝોલે ગયેલા દીઠા, એટલે પોલીસની બંદૂક લઈને રામ ગાડી બહાર ઠેક્યો, પાછળ ગોલણ ઠેક્યો, નાગ પણ ઉતર્યો, એક ગોદડ રહી ગયો. ખસીઆણી પડેલી પોલીસ ટુકડી એક ગોદડને લઈ બગસરે ચાલી ગઈ. કાઠીઆવાડમાં દસે દિશાએ તાર છૂટયા.

૯

સંવત ૧૯૭૦ના વૈશાખ મહિનાની અજવાળી દશમ હતી. મંગળવાર હતો. ઉજળો, અંગે લઠ્ઠ અને ઉંચા કાઠાનો ડોસો પટેલ તે દિવસ બપોરે વાવડીના થડમાં કણેર ગામે ડેલીનો

આગળીઓ ઘડાવવા જતો હતો. એના હાથમાં બાવળનો કટકો હતો. બજારે માણસો બેઠેલાં તેણે સહેજ પૂછ્યું કે "ડોસા ભાઇ, અટાણે બળબળતે બપોરે શીદ ઉપડ્યા ?"

"અરે ભાઇ, ઓલ્યા કેસરીઆ ઉતર્યા છે ને, તે એની સારુ માણેક થંભ ઘડાવવા જાઉં છું." ડોસાએ બાવળનો કટકો ઉંચો કરી બતાવ્યો. ડોસા પટેલની જીભમાંથી ધગધગતો મર્મબોલ વરસ્યો અને બજારે બેઠેલ લોકો મર્મ પામી ગયા. કરાંચીથી રામ ગોલણની ટોળી પકડાઇને ગાડીમાંથી ભાગી છૂટી હતી અને વાવડી ઉપર ક્યાંઇક તૂટી પડશે એવા ભણકારા ડોસાને બોલતા હતા. તેથી ડેલીના મજબૂત બંદોબસ્ત માટે એ આગળીઓ કરાવવા જતો હતો. ડોસાનું વેણ લોકોને તે દિવસ બહુ વહરૂં લાગ્યું. ડોસો નહોતો જાણતો કે આ મશ્કરીને સાચી પાડનાર કાળ પોતાનાથી ઝાઝો છેટો નહોતો.

આગળીઓ ઘડાવીને ડોસો પટેલ આવી ગયો. સાંજ પડી. ીમાડેથી ગોધણ ગામ ભણી વળ્યાં. હજુ ગોધૂલીને વાર હતી. ી વખતે શેલ નદીની ભેખડમાંથી ત્રણ જુવાનો તલવાર ભર ીકળી પડ્યા. સડેડાટ વાવડી ગામમાં દાખલ થયા. જેમ બજા- ને નાકે જાય તેમ તો પોતાના દુશ્મન ડોસાના દીકરા માધાને ભેલો દીઠો. જુવાન માધો ખોજાની દુકાનેથી નાસ્તો તોળાવતો તો. એણે ખુલ્લી તલવારે રામને ભાળ્યો. ભાળતાં જ 'ઓ ાપ !' કહેતો એ હડી દઇ ભાગ્યો. 'ઉભો રેજે ટપલા !' વી ત્રાડ પાડીને રામે ઉઘાડી તરવારે વાંસે દોટ દીધી. બરાબર ીમાં રામ આંબી ગયા. માધાને ઠાર મારવાનો તો ઇરાદો હોતો, પણ ઝનૂને ચડેલા બહારવટીયાએ માધાના અંગ પર ાવારના ટોચા કર્યા. રીડારીડ થઇ ગઇ અને ડોસો પટેલ ્હાકભો બહાર નીકળ્યો. એણે પોતાનો કાળ દીઠો. ચીસ નાખીને ભાગ્યો. રામ એના ફળીમાં પહોંચ્યો. એક જ પલક—અને ો નાડાબારીએથી નીકળી જાત: પણ પાછળથી એના ચોર- ો નેફો ઝાલીને રામે પછાડ્યો. ઝાટકા ઝીંક્યા. પ્રાણ કાઢી

નાખ્યા. બરાબર એ જ ઠેકાણે: બરાબર એ જ એ થાંભલીઓની વચ્ચે—જ્યાં ખંભાળીઆની જગ્યા વાળા સંત નથુરામજીની દીકરી સાધ્વી રાધાબાઇએ ડોસાના હાથના પરોણાની પ્રાછટો ખાઇને ડોસાનું કમોત વાંચેલું.

મારીને જુવાન બહારવટીયો કાળભૈરવ શો ઉભો રહ્યો. દુશ્મનની અલમસ્ત કાયાએ લોહીનાં પાટોડાં ભરી દીધાં હતાં તેમાંથી એણે લોહીનું તિલક કર્યું. 'જે સૂરજની !' બોલતો નીકળી પડ્યો. પાછળ ગોલણ ને નાગ ચાલ્યા. નીકળે તે પહેલાં તો એ બનાવ આખા ગામમાં ફૂટી ગયો હતો. નીકળતાં રસ્તે રામની ફુઇનું ખોરડું આવ્યું. તાજા દોયેલા દુધનું બોઘરું ઝાલીને ફુઇ ઉભાં થઇ રહ્યાં હતાં. ત્યાં સાદ સંભળાણો "ફુઇ, નારણ !"

"નારણ બાપ! મારા વિસામા! બહુ ખોટું કર્યું. ગઝબ કર્યો રામ!"

રામ કાંઈ ન બોલ્યો. ચાલવા માંડ્યો ત્યાં ફુઇએ કહ્યું "થઇ તે નો થઇ બાપ! પણ હવે છેલ્લીવારનું મારા હાથનું દૂધ પીતો જઇશ?"

"લાવો ફુઇ!"

આખું બોઘરું ઉપાડી લીધું. ઘટક! ઘટક! ઘટક! આખું બોઘરું રામ ને ગોલણ બેય ગટાવી ગયા. ફરીવાર 'ફુઇ, નારણ!' કહ્યું. ફુઇએ દુ:ખણાં લીધાં. અને પચીસ વરસનો રામ પોતાના મનોરથને માર્ગે ચાલી નીકળ્યો. તે વેળાએ વાવડીના સીમાડા ઉપર વૈશાખ શુદ દસમનો મંગળવાર ચારે છેડે આથમતો હતો, વાવડીમાં ગોધન પેસતું હતું, અને ભાઇવિહોણી બેનના જેવા રાગ કાઢીને ઘેટાનાં બાળ ભરવાડોની આઘેરી ઝોકમાં રોતાં હતાં.

"હવે ગોદડ?"

"હવે કૂબડે: ડોસાને ગૂડ્યો તેમ ભૂરાને ગૂડવા."

"બરાબર. હાલો."

ઉપડયા. ફ્ળડે આવ્યા. રાતે ભૂરા પટેલને ગોત્યો. પણ ભૂરો પટેલ ઘેર નહોતો. ભૂરો પટેલ માતબર ખેડુ હતો, પાકો મુરાદી હતો, અને ગાયકવાડી મહાલ પંચાયતનો ઉપાધ્યક્ષ હતો. એ બહાદુર નર બંદૂક પણ બાંધી જાણતો. એ વસ્તીને પીડનાર નહોતો. લાગે છે કે ફક્ત નાગ–ગોદડની સાથે એને લેણદેણની તકરારો ચાલતી હશે તેથી જ આજ નાગ–ગોદડ રામને એને માથે લઇ આવેલા. પાછા ચાલ્યા. બહારવટીયા આવાવાળાનું રહેઠાણ 'જમીનો કેડો' નામે ઓળખાય છે ત્યાં આવ્યા. ત્યાંથી ગીર–જેતલસર આવાવાળા બહારવટીયાને તેખમે: ત્યાંથી ચાલીને કનડે ડુંગરે: કનડા ઉપર અજવાળીયું રહ્યા. ગિરનારમાં આવ્યા. ટોળી બાંધી: રામ, ગોલણ, ગોદડ, નાગ, હરસુર તગમડીઓ, વાલેરો મકવાણો, રામ ભીસ-ડીઓ ને મવાલીમાં પડાણ: એમ નવ જણનું જૂથ બંધાણું. બીલખા ગામે જઇ, ત્યાંના એક કાઠી દરબારના આશરો લઇ હીંગળાજની જાત્રાનો ભગવો ભેખ ઉતાર્યો. ચોરાસી જમાડી અને કેસરીઆં પહેર્યાં. રામ તે દિવસ કાંડે મીંઢોળ બાંધી વરરાજો બન્યો અને નવ જણાની જાન જોડી મોતને માંડવે તોરણ ચડવા ચાલી નીકળ્યો. તે દિવસ એની અવસ્થા વરસ પચાસ જેટલી જ હતી.

## ૧૦

**આ**ષાઢ શુદ અગીઆરસ હતી અને વાર શુક્રવાર હતો. ગાયકવાડ તાબાના ગોવીંદપરા ગામમાં દીવે વાટયો ચડી હતી. ગોધન ગામમાં પેસી ગયું હતું. છેલ્લી પાણીઆરી પણ બેડું ભરીને વહેતી થઇ હતી. પાણીશેરડે કોઇ રડયું ખડયું ઢોર અવેડા ઉપર ઉભું હતું. એ વખતે આઠ જણાની ફોજ લેઇ રામ ગોવીંદપરાને પાદર આવી ઉભો રહ્યો. ગામમાં પેસતા પહેલાં રામે કહ્યું. "એલા ભાઇ, ઉભા રહો હારબંધ. હું ગણતરી કરી

લઉં." એમ કહી રામ માણસો ગણવા લાગ્યો: એક, બે, ત્રણ ...નવ ને દસ." દસની સંખ્યા થાતાં રામ ચમક્યો : "એલા આપણે તો નવ છીએ ને ?"

"રામભાઇ, ફેર ગણો તો ?"

"એક, બે, ત્રણ ચાર......નવ ને દસ."

"આમ કેમ ?"

"ઠીક ઠીક ! કાંઇ નહિ, કાંઇ નહિ. હાલો છાનામાના. દસમો સૂરજ. સૂરજ આપણી ભેરે છે."

એમ સમજી સમજાવીને રામે શ્રીફળ કાઢ્યું. પાદરના હનુમાનની દેરીને ઓટે શ્રીફળ વધેર્યું. ધોળો ફુલ જેવો ગોટો નીકળ્યો. "હાંઉ ! બસ ! શુકન પાકયાં. હાલો હવે."

ગામમાં જઇ રામ એકલો સૂરજના પંજાવાળો લીલો નેજો ઝાલીને ગામની બજારમાં ટલવા લાગ્યો અને આઠ જણાને કહ્યું કે "તમે લૂંટ કરો. પણ આટલી ગાંઠ વાળજો ! લૂંટ કરવામાં કોઇ બાઇ બેન દીકરીને અંગે અડશો મા. એના ડીલને માથે હજારૂંના દાગીનો પડ્યા હોય તો ય જીવ બગાડશો મા. નીકર રામ ગોળીએ દેશે. બાકી વિના કારણ કોઇનો જીવ લેશો મા. મારફાટ કરવામાં મરજાદા ન છાંડજો. નીકર ગાયકવાડીને ડોલાવી શકાશે નહિ અને સૂરજ આપણી ભેળો હાલશે નહિ."

એ બધાં નીમો પળાવવા માટે રામ ચોકી ભરતો ઉભો. બેરૂ લૂંટ ચડયા. બે પટેલોને મારી ઘાયલ કર્યા. રૂા. ચાર હજાર લઇ ચાલ્યા ગયાનું બોલાય છે. ગામમાંથી નીકળતી વખત સૂરજની જે બોલાવી. તે દિવસ તા. ૩—૭—૧૯૧૪ હતી.

એજ રાતે બોડપરૂં ભાંગ્યું. પછી તો ગામને પાદર પોતાના જણની સંખ્યા ગણી શુકન જોવાની રીત થઇ પડી. દસ ગણાય તો જ હનુમાનને શ્રીફળ વધેરી ગામમાં પેસે. નહિ તો સૂરજની ના સમજી ચાલ્યા જાય.

જાતાં જાતાં ગાયકવાડના મોટા મથક ધારી ગામમાં કે જ્યાં પેદળ પલટન રહે છે, ત્યાં એક ચિઠ્ઠી નાખતા ગયા. દિવસ ઉગ્યે ચિઠ્ઠી વંચાણી અંદર આવી મતલબનું લખ્યું હતું કે "અમૂક અમૂક ગામો મેં રામવાળે જ ભાંગ્યાં છે. બીજા નવાણીઆને નાહક કૂટશો નહિ. ગરાસીઆ ઉપર 'એક આની' વગેરે નવા નવા કર નાખ્યા છે તે કાઢી નાખજો. નહિ તો રાજબાદલો થવો તો કઠણ છે, પણ ધોળે દિવસે ધારીને ચુંથી નાખીશ. લી૰ રામવાળો"

ગાયકવાડી પોલીસ અને આજુબાજુની એજન્સી પોલીસ ટોળે વળીને રામને ઝાલવા ફરવા લાગી. પણ બહારવટીયો તો રોજે રોજ ગામડાં ભાંગતો ગયો. ધારી અને અમરેલી જેવાં પોલીસ તેમજ પલટનનાં માતબર મથકો પણ બહારવટીયાથી બ્હી ગયાં. ગામના ગઢના દરવાજા વ્હેલા વ્હેલા બંધ થવા લાગ્યા. તેના દુહા જોડાણા :

**ધારી અમરેલી ધ્રુજે, ખાંભા થરથર થાય,**
**દરવાજા દેવાય, રોંઢે દિ'એ રામડા !**

[ હે રામવાળા ! તારા ભયથી ધારી, અમરેલી અને ખાંભા જેવાં મોટા ગામ થરથરે છે. સાંજ પડતાં પહેલાં તો ગામોના દરવાજા બીડાઈ જાય છે. ]

×

ખોડાવડ ગામમાં એક છગન મારાજ નામે વટલેલ બ્રાહ્મણ હતો. બ્હેકી ગયો હતો. ઘરમાં ત્રણ તો કોળણો બેસારી હતી. પૂરાં હથીઆર બાંધીને હરતો ફરતો. અને બોલતો કે "રામવાળો મારા શા હિસાબમાં? આવે તો ફૂંકી દઉં."

એક રાતે છગન ખાટલો ઢાળી ફળીઆમાં પડયો છે. પડખે જ ભરેલી બંદૂક પડી છે. એમાં ઓચીંતો રામવાળો આવ્યો. એકલો આવીને ખાટલા ઉપર ઉભો રહ્યો. હાકલ કરી કે "ઉઠ એ વટલેલ! માટી થા!"

છગન ઉઠયો. બાઘોલા જેવો બની જોવા લાગ્યો. રામે ફરી ત્રાડ દીધી. " લે બંદૂક, હું રામવાળો !"

છગનની જીભ ખીલાઇ ગઇ હતી. એ તો ઠરી જ ગયો. ઝોંટ મારીને રામે એની બંદૂક આંચકી લીધી. બીજી બાજુ છગનની રખાત કોળણો ઉભી થઈ રહી હતી તેને રામે કહ્યું "પગમાંથી કડલાં કાઢી નાખો ઝટ."

કડલાં કઢાવ્યાં. પછી રામે છગનને પૂછ્યું " બોલ, તુંથી શું બનવાનું છે ?"

" કાંઇ જ નહિ. હું ભૂલ્યો છું."

" આ લે આ તારી બંદૂક ને આ તારી કોળણોનાં કડલાં. તું ઉતરી ગયેલ તો ય ઓતમ ખોળીએ અવતરેલ છો એમ સમજીને જાવા દઉં છું."

છગનના થરથરતા હાથમાં બંદૂક આપીને બહારવટીયો ચાલ્યો ગયો.

જળજીવડી ગામે આવ્યા. પોલિસપટેલને ખોરડે ગયા. ત્યાંનો પોલીસ પટેલ ભૂરો ભાગી નીકળ્યો હતો. ઓસરીમાં ઘરની બાઇઓ બેઠી હતી. ઘર લુંટવું હોત તો તૈયાર હતું. પણ રામ ન રોકાણો. માત્ર ઓચીંતી ઓસરીની ખીંતીએ એની નજર પડી. એણે કહ્યું " ભાઇ નાગ, પટલની ઓલી બંદૂક ઉપાડી લે."

ફકત બંદૂક લઇને ત્યાંથી નીકળી ગયો.

## ૧૧

ચકોહરને ડુંગરે, આપાઢ મહિનાને ટાઢે બપોરે આવો સંતલસ થાય છે:

" સો વાતે ય મારે તમને ઇંગોરાળાનું ગામતરું કરાવવું રામભાઇ !"

" ઇંગોરાળે તો મારાથી કેમ જવાય આપા હમીરવાળા? તમારા જ ભાંડુ આલાવાળાને ત્યાંના જૂઠા ઠક્કરે ચાકરીમાં રાખી ચોકી કરવા બેસાર્યો છે. આપણે ઉઠીને એની–કાઠીની ચોકી ચૂંથશું?"

" રામભાઇ! આલાવાળો ત્યાં નથી. અને હું તમને સોને ધરવી દઉં. એવું ગામ છે ઇંગોરાળા."

" સોનું રૂપું નથી જોતું નથી જોતું આપા હમીર." રામ ચળ્યો નહિ.

" મેર ભાઇ, સોના રૂપા સાટુ નહિ, પણ જુલમના કરવા વાળા એ જૂઠા ઠક્કર અને મૂળજી ઠક્કરનો અંકકાર તું રામ ઉઠીને નહિ અટકાવ્ય તો બીજું કોણ અટકાવશે? તપાસ્ય તપાસ્ય ભાઇ! ઇંગોરાળાના એ ઠક્કરોના ચોપડામાં એક વાર આવેલો એકય કાઠી કે કણબી આ જન્મે કે'દિ બા'રો નીકળી શકયા છે?"

રામનો ચહેરો બદલ્યો. એ ચકોહરને ડુંગરે બેઠે બેઠે રામની આંખ આગળ વ્યાજખાઉ વેપારી તરવર્યો. હમીર વાળાએ લાગ જોઇ આગળ ચલાવ્યું.

" અને ભાઇ! અમારી નાની ધારીના હવાલ તો નિહાળ્ય! જૂઠો અમારો કાળ નીવડયો. નાની ધારીને ફોલી ખાધું. એનાં કૂડ, એના દગા, એની મેલી કળવકળ...."

" બસ આપા હમીર!" રામ વચ્ચે બોલ્યો; "હાલો. ઇંગોરાળું ભાંગવું છે; માયા સાટુ નહિ, વ્યાજખાઉનાં રગત પીવા સાટુ. હાલો ભાઇઓ."

ચકોહરને ડુંગરેથી આખી ટોળી ઉતરવા લાગી. સાંજ પડતી આવે છે. ભેંસો ઉભાં ખડ ચરે છે. તે વખતે એક જોરાવર જુવાન આડો ફર્યો. રામે પૂછ્યું "કાં ભાઇ મેર, શું ધાર્યું?"

"આ ડાંગ ફગાવીને તમારે હાથે તલવાર બાંધી લેવાનું."

"પછી બરડો મલક સાંભરશે નહિ કે? રબારી છો એટલે ગાયુંની માયા લાગશે નહિ કે? આ તો બારવટું છે હો ભાઇ?"

"પારખું કરી જુવો. નીકર બંધૂક દેજો ને?" મેરૂ રબારીએ જવાબ દીધો.

"ઠીક. હાલો ત્યારે ભેળા."

જે મેરૂ રબારીએ આગાઉ બહારવટીયાની બાતમી દઇ દીધી હતી તે આ ચકોહરને ડુંગરે ભળ્યો. નવ હતા તેના દસ થયા. નાની ધારી ગામનો હમીરવાળો ટોળીને લઇ ઇંગોરાળા ઉપર ચાલ્યો.

સાંજની રૂંઝયો રટી ગઇ છે. આઘાં આઘાં ગામડાં વચ્ચેની ઉજ્જડ, નેરા ખાતરાંથી ભરેલી, ખાઉ! ખાઉં! કરતી એકાન્તમાં એક ભરજુવાન અને દેખાવડી કુંભારણ ગધેડું હાંકીને હાલી આવે છે. ઓચીંતું એને અસૂર થઇ ગયું છે કાઠીના મુલકમાં જુવાન બાઇ માણસ કવખતનું હાલી ન શકે એ પોતે જાણે છે. ગધેડાને ડચકારો કરતાં પણ વગડો વહરે અવાજે ચાંદ્રડીવાં પાડી રહ્યો છે. એમાં એ કુંભારણે હાદાવાવ ગામને સીમાડે આઠ દસ લાંબા, કાળા પડછાયા દીઠા. થડકી. થોડીક વારે વાતોના સૂર સંભળાણા. બાઇ ગધેડાથી અળગી હાલી રહી હતી તેને બદલે હવે એને માથે હાથ મેલી હાલવા લાગી. ઘડી થઇ ત્યાં પગલાં બોલ્યાં: આથમતી સાંજનાં અંધારાં અજવાળાં વચ્ચે અગીઆર અંબાઇ રંગના બોકાનીદાર, બંદૂકીયા, દાઢીઆળા આદમી દીઠા. ગધેડી ભડકી. બાઇ પણ ગભરાઇને અંગ સંકોડી કેડાને બીજે કાંઠે ઉતરવા લાગી. તે વખતે રામવાળાએ ટૌકો કર્યો : "બ્હી મા, બ્હી મા, ભાગ્ય મા બોન! ઇ તો હું રામભાઇ છું. ઉભી રે' બાપા! હું બેઠે તુંને કોઇની બે નોય."

કુંભારણ અટકી ગઇ. આઘેરૂં એનું ગધેડું ય કાન માંડીને ઉભું રહ્યું. રામે પૂછ્યું:

"ક્યાંની છો બેન?"

"ગઢીઆની."

"જાતે કેવી છો ?"

"કુંભાર."

"ડોસા પટલની નાતની ? ફકર નહિ. તમે બેન્યું તો મારે પૂજવા ઠેકાણે છો. આ લે બેટા, આ રામનું કાપડું."

ખીસામાં હાથ નાખી મૂઠી ભરી. કુંભારણ બેનને બહારવટીયાએ કાપડું દીધું. કહ્યું "હાલી જા તું તારે. કોઇ તારૂં નામ ન લ્યે. કોઇ કનડે તો કહેજે કે રામભાઇની બેન છું."

જુવાનડી અને ગધેડું ગઢીએ ચાલ્યાં ગયાં ને રામની ટોળી બરાબર રાતના ૧૦ ને ૧૧ વચ્ચેની વેળાએ દેદમલ નદીને કાંઠે ઉતરી. આષાઢ શુદ અગીઆરસની એ રાત હતી. વાદળાંની ઘટામાં ચાંદો દટાઇ ગયો હતો.

દેદમલ નદીને ઉભે કાંઠે ઇંગોરાળા ગામ પાઘડી પને પથરાઇ ગયું છે. નદીને કાંઠે જ ગામના ઝાંપા બહાર સરકારી ઉતારો છે. અંદર દીવો બળે છે. નિયમ મુજબ બહારવટીયામાંથી ચાર જણ ઉતારા ઉપર દોડયા. ઓરડાના બીડેલા કમાડ ઉપર પાટુ મારી સાદ પાડયો કે "ઉઘાડો."

"કોણ છે એ બેવકૂફ ?" અંદર બેઠેલા એક અમલદારે કંટાળીને પૂછ્યું: "આ ગીસ્તવાળાઓને તો કાંઇ અક્કલ જ નથી. ત્રાસ કરે છે. પટેલ, કાલે તુમાર કરીને લખો પોલીસ ખાતા ઉપર."

બોલનાર અમલદાર પોતાના બળાપા પોલીસખાતા ઉપર કાઢતો હતો. આજકાલમાં જ હગામી ગીસ્ત આવવાની હતી એ એંધાણ પર જઇ બિચારો મરાઠો તજવીજદાર (વસુલાતી ખાતાનો અધિકારી) આવું બોલતો હતો. પણ બારણે ઉભેલા બહારવટીયા એ ગાળો પોતાને દેવાતી માની ખીજાયા. જોરથી પાટુ મારી બારણાં તોડયાં. અંદર ગયા. અમલદારની પાસે બેઠેલા પટેલ પસાયતા પાછલી બારીએથી ઠેકીને દેદમલ નદીમાં ઉતરી ગયા. નિર્દોષ શંકરરાવ એકલો રહી ગયો. એને ઝાટકા દઇને બહારવટીયાએ પસાયતાની એક બંદૂક ઉપાડી, બહાર

નીકળી ઝાંપે હનુમાનને શ્રીફળ વધેરી ગામમાં ગયાં. ત્યાં સામો એક આદમી મળ્યો. માથે ગોદડાંનો ભારો છે. બહારવટીયે પડકાર્યો :

"ઉભો રે એલા, કોણ છો ?"

"હું તો હું નાનજી કોટવાળ. આ જુવોને, ભાઇ તમારાં પાપમાં ઘેર ઘેર જઇ, બાયુંની ગાળ્યું ને છોકરાંના નિસાપા વ્હોરી તમારા સારૂ પાગરણ વેઠે ભેળું કરૂં છું. તમે તો ગામડાંનો દાટ વાળી નાખ્યો ભાઇ !"

કંટાળેલા કોટવાળે માન્યું કે એ પોલીસ પાર્ટી છે. બહારવટીઆ જાણે કે એ અમને ગાળો દે છે. એને થપાટ મારી ચુપ રાખી કહ્યું "હાલ અમારી ભેળો."

સડેડાટ બહારવટીયા એક શેરીમાં એક મોટી ડેલી ઉપર જઇ ઉભા રહ્યા. એક લાંબો સાદ પાડ્યો "ઉઘાડજો !"

ડેલીના ઉંડાણમાં આઘે આઘે મોટું ફળી હતું. બે ત્રણ નોખનોખી ઓસરીએ ઓરડાં હતાં, અને ઓસરીમાં બેસી જૂઠા ને મુળજી નામના બે ૫૦ વર્ષ ઉપરની અવસ્થાના ઠક્કર ભાઇઓ બેઠા હતા. દુકાન વધાવીને ઘેર આવ્યા પછી રોજની રીત પ્રમાણે જુઠો ને મૂળજી મસ્લત કરતા હતા કે કયા કયા કળને કેમ ફાંસલામાં લેવું: કોને ગળે વ્યાજની, દાવાની, જપ્તીની વગેરે જુદી જુદી છરીઓ ફેરવવી: કોનાં ખોરડાં નવાં ચણાય છે: અને એમાંથી આતું એ લોકોનું દિવસ રાતનું રટણ હતું. કયું ખોરડું કેટલે વરસે આપણા થાલમાં આવી શકે તેમ છે!"

ડોસાનાં કાવતરાં ઉપર ઉદાસ થતો ભલો દીકરો ચત્રભુજ પણ બેઠો હતો.

ફરી વાર અવાજ આવ્યો "ઉઘાડો !"

ચત્રભુજ ઉઠયો, ત્યાં તો જૂઠા ડોસા કહે કે "ના, તું નહિ. બારવટાંનો સમય છે. ડેલીએ કોણ હોય કોણ નહિ ! હું જાઉં છું."

જૂઠાએ ડેલી ઉઘાડી. પાણીના પૂર શી ટોળી અંદર ઘુસી. દોડીને ત્રણે મરદોને દાબી દીધા. તરવારો કાઢીને કહ્યું "બહુ લોહી પીધાં છે. લાવો હવે કાઢી આપો."

"ભાઇ સાબ! અમારી પાસે કાંઇ નથી."

વાત સાચી હતી. બધું નગદ નાણું કુંડલા ભેળું કરી નાખેલું. પણ બહારવટીયા કેમ માને? મંડ્યા તલવારના ચરકા કરવા: પેટ ઉપર, હાથ ઉપર મ્હોં પર, પીઠ ઉપર: તો ય લોહાણા ન માન્યા.

ઘરમાંથી જુઠાની બે જુવાન આબાત દીકરીઓ. જુઠા અને મુળજીની વરવાળીઓ તથા દીકરાની વહુવારૂઓ દોડી આવી. અને પુરુષોની આડે અંગ દઇ, પાલવડા પાથરી વિનવવા લાગી કે "એ ભાઇ! એને કોઇને મારો મા. આ લ્યો આ અમારાં ઘરેણાં. એને મારો મા."

ત્યાં તો ઉઘાડી ડેલીની બહાર ઉભેલા નેજવાળા આદમીની હાકલ પડી કે "જોજો ભાઇઓ! સંભાળજો! બાઇયું બેન્યું ને સંભાળજો. જો જો હો, એનો છેડો ય ન અડે. ખબરદાર, બાયુંનું કાંઇ લેતા નહિ."

સાંભળીને બારવટીયા આડી પડેલી એ બાઇઓને કહે છે કે "ખસી જાવ બાપ! તમારૂં અમારે ન ખપે. તમે અમારી બોનું દીકરીયું. છેટી રો. ખસી જાવ."

એમ કહી વળી પુરુષોને મારવા લાગે. ત્યાં વળી પાછી ડેલીએથી બૂમ આવે કે "સાચવજો, કોઇને જાનથી મારશો મા. વધુ પડતા પીટશો મા. હવે ચાંપ રાખો! ઘણું ટાણું થયું!"

જૂઠાને, મુળજીને ને ચત્રભુજને તરવારના ત્રીસ ત્રીસ ચરકા થયા, આખાં શરીર ચિતરાઇ ગયાં, ચત્રભુજને તો પેટમાં એક ઉંડો ઘા પણ પડી ગયો, છતાં એ ન માન્યા. અને બાઇઓ હાથમાં પોતાના અંગના દાગીના ધરી આપવા આવી તે બહારવટીયાએ ન રાખ્યાં. થોડું ઘણું જે કાંઇ ઘરમાંથી મળ્યું તે લઇ બહાર

નીકળ્યા, નીકળીને 'રામભાઇની જે !' 'સૂરજની જે !' બોલાવી. રામે પડકાર કર્યો કે ' જૂઠા મૂળજી, આટલેથી ચેતજે, ગરીબોનાં રગત ઓછાં પીજે !"

એટલું બોલી પાછા વળ્યા. પડખે જ જુઠા કૂનડીઆ નામના પટેલનું અભરે ભર્યું ઘર ઉભું હતું. ગામમાં બીજાં બે ઘર હતાં લવજી શેઠ તથા ભવાન પટેલનાં: જાણભેદુ ભોમીઓ હમીરવાળો તેમ જ રામ પોતે પણ આ વાત જાણતા હતા. છતાં એને ઇંગોરાળામાંથી ધન નહોતું ઉપાડવું ફક્ત દાઝ ઉતારવી હતી એમ લાગે છે. ચોરે આવ્યા. ત્યાં રામ વાળો હાથમાં નેજો ધરી ઉભા રહ્યો. બાકીના દસ જણા કુંડાળું વળીને તલવાર-બંદૂકો ઉછાળતા, ચોકારો લેતા લેતા ઘડીક ઠેકયા. પછી 'જે' બોલાવતા નીકળી ગયા. પડખે જ નિશાળ હતી. બ્રામણ માસ્તર હતો. માસ્તરના ખાટલા હેઠે છુપાઇને જુઠા મૂળજીના ઘરના છોકરા બેસી ગયા હતા. તેની અંદર જુઠા ઠક્કરનો એકનો એક દીકરો વનરાવન પણ બચી ગયો.

## ૧૨

કોડીનાર પરગણાનું હડમડીયા ગામ છે: ત્યાંના વેપારી કરશીઓજાને ઘેરે ગીરના ગરીબોનાં લોહી ખુબાખુબ ઠલવાય છે: જૂઠો ને મૂળજી એના હિસાબમાં નહિ: એવું સાંભળીને રામે નેજો ઉપાડયો. હડમડીએ ઉતર્યો. રોજ્ય કોજ્ય દિવસ હતો. ઘણ વેળા હતી. પાદર જઇને નેજો ખોડયો જણ ગણીને શુકન લીધાં. ખબર હતી કે પોલીસની ગીસ્ત પડી છે. એટલે સરકારી ઉતારામાં પેસી ગયા. લીંબડાને ચોયફરતો ઉંચો ઓટો હતો તેની ઓથે બેસી ગયા. ઓસરીમાં મોટા ફોજદાર જીવોભાઇ બેઠા બેઠા ગીસ્તને પગાર વ્હેંચે છે. નાયબ ફોજદાર એકલી સરકારી ટોપી ઓઢીને બેઠા છે. પોલીસોની બંદૂકો ખીંતીઓ પર ટીંગાય છે એમાં બરાબર ઓચીંતો ગોળીબાર થયો. હાકલ પડી. પોલીસો ભાગ્યા. બહારવટીયાએ આવીને

જોયું તો પાટીદાર ફોજદાર જીવોભાઇ મરેલો પડયો છે. નાયબ ફોજદારની આવરદા લાંબી હશે એટલે એણે પોતાની ટોપી ઉતારીને ગોકણ હેઠે દબાવી દીધી. બહારવટીયાએ પૂછ્યું "કોણ છો ?"

"બામણ છું. પગાર પત્રકમાં સહીઓ કરવા આવ્યો છું."

હથીઆરોનો કબ્જો લઇ બહારવટીયા ગામ માથે ચાલ્યા. સામો હાજરીનો ઢોલ બજાવનાર ઢોલી મળ્યો. બહારવટીયા કહે "એલા સમાયે ઢોલ વગાડ."

ઢોલ બજે છે તેના તાલમાં 'એલી ! એલી !' કરતા બહારવટીયા ચાલ્યા. ફૂરજીનું ઘર પૂછતા ગયા લોકોએ દેખાડયું તે ઘરમાં ગયા. ત્યાં તો ફળીમાં ગાય, તુળસી, વગેરે બ્રાહ્મણના ખોરડાના દેદાર લાગ્યા. પૂછ્યું "આ કોનું ઘર ?" જવાબ મળ્યો "ફૂરજી ગોરનું." ભોંઠો પડીને લૂંટારો પાછો વળ્યો. પછી ફૂરજી ખોજાને ઘેર ગયા. ખૂબ ગીનીઓ લૂંટી.

ત્રણ ચાર જુવાનોએ બજારમાં કાપડની દુકાનો તોડી લોહીચૂસ વેપારી અને ગામડિયા ગરીબ ગરાકનું કટાક્ષભર્યું નાટક ભજવ્યું. પછી ધર્માદો કરીને નીકળી ગયા.

પોલીસ સુબા બાજીરાવ ઘાડગેનો પડાવ દલખાણીએ હતો ત્યાં એને જાણ થઇ. હડમડીયા જેવું પાકા બંદોબસ્તવાળું ગામ તૂટયું સાંભળીને બાજીરાવે હાથ કરડયા.

એ છેલ્લામાં છેલ્લું ગરગામડું ભાંગીને ત્યાંથી રામવાળો પાછો વળ્યો. વળતાં બાબરીઆવાડ સોંસરવો સહુ જાઇભાઇને મળતો હળતો હાલ્યો આવે છે. તે વેળા કોઇ ભેરૂએ સંભારી દીધું કે "રામભાઇ, આંહી થડમાં જ સોખડા અને કાતરા ગામ રહી જાય છે. બોન લાખબાઇ ને માકબાઇ બાપડી ઝંખતી હશે. એને મળતા જાયેં તો ?"

"ના, ના," રામે નિસાસો નાખીને કહ્યું: "હવે વળી બોનું કેવી ને કેવો ભાઇ ? બારવટીયો તો જીવતું મડું. એ ગાંઠ તો મેં કાપી જ નાખી છે ભાઇ, માટે હવે એ વાત ન સંભારો !"

બ્હેનોનાં બેય ગામડાંની દિશામાંથી નજર સંકેલી લઈને સન્મુખ આંખો ફાડતો રામવાળો વધુ ચોંપથી પગ ઉપાડવા લાગ્યો. એમ થાતાં ભાખસી અને વોવરા ગામની સીમમાં રોંઢડીયા વખત થઇ ગયો. પોતે કહ્યું કે " આ ધાતરવડી નદીના ઉંડાં નેરાં ઠીક છે. આંહી ઉતરીને નાસ્તા ખાઇ થોડી વાર વિસમીએ. "

એવી વંકી જગ્યા ગોતે છે ત્યાં રામની નજર ધાંતરવડીના કોતરના ગીચ કંટાળા ને બાંટવાની અંદર ગઇ. એણે કહ્યું " ઓલ્યો અસવાર કોણ હશે, ત્યાં કોતરમાં ?"

એ કોણ છે તે નક્કી કરવા બધા નીચાણમાં સંતાઇને બેસી ગયા. નિરખીને જોયું. ઘોડી ઉપર કોઇક એંશીક વરસનો બુઢ્ઢો આદમી છેઃ ખંભામાં એક લાંબી નાળવાળી, રૂપાને ચાપડે જડેલી, ચારેક હાથની લંબાઇની બંદૂક છે કેડે લાંસવાળી તલવાર છે. ભેટમાં જમૈયો છે. બીજા હાથનાં ઉંડળામાં રૂપાના ચાપડા જડેલું ભાલું છે. દાઢીમૂછના કાતરા સફેદ દેખાય છે.

"ઓળખ્યો;" રામે કહ્યું; "આ તો દીપડીયાના આપો સાવઝ. આપણને ધારગણીમાં 'કાતરીવાળા' કહેનારા. યાદ છે ગોલણ ?"

" યાદ છે. કહો તો આજ કાતરા–કાતરીનું પારખું કરાવીએ રામભાઇ !"

" સાચું; પણ આપાને ઓળખો છો કે ભાઇઓ ? એણે બારવટાં ખેડયાં છેઃ આદસીંગ ગામની વંકી ભોમમાં એકલે હાથે દીપડા હારે બથોબથ આવીને જેણે દીપો ગૂડયો'તો અને દીપડે આખું ડીલ ચૂંથ્યા છતાં જે નર હાલીને આદસીંગ પહોંચ્યો'તો એ મૂર્તિ આ છે. ને વળી અટાણે શિકારે ચડયો છે. હાથમાં ભરી બંદૂક છે. "

એટલી વાત થાય છે ત્યાં એ બુઢ્ઢા શિકારીની બંદૂક વછૂટી. ધાંતરવડીની ભેખડોમાં ધ મ મ મ–પડઘો પડયો; ને કોતરે કોતરે મોરલા ગેહેકયા.

"ઠાસે તો ઘોડીએ બેસીને બંદૂક મારી. નક્કી નિશાન ખાલી ગયું હશે." રામ બડબડ્યો.

ત્યાં તો શિકારી ઘોડીએથી ઉતર્યા. ઘોડીને દોરી લીધી. થોડે છેટ ગયા. શિકાર પડેલો તે ઉપાડ્યો. પાવરામાં નાખ્યો. ઉપર થોડી આવળ કાપીને ભરાવી. ઘોડીને દોરી પાછા ચાલ્યો.

"હાં રામભાઇ! રોકીએ આપાને. એની બંદૂક ને ભારો. એક હથીઆર આંચકી લઇએ." ગોલણ અધીરો થયો.

"ગોલણ, અધીરો થા મા! એમ એ આપો બે તસુની છરી યે નહિ છોડે. ને ઉલટો આપણા બે જણને ગાત રાખી દેશે."

"તો થોડી ગમ્મત કરી લઇએ."

ગોલણ ને બીજો એક બીજો આદમી, બે જણ આગળ વધ્યા. આડા પડ્યા. શિકારીએ દીઠા. પૂછ્યું "કાં ભા, ક્યાં ગા' છો? આમ આડે વગડે કેમ? મારગ ભૂલ્યા લાગો છો." એમ કહી આંખો ઉપર નેજવું કરીને બુઢ્ઢો નિહાળવા લાગ્યો.

"ના આપા, મારગ નથી ભૂલ્યા. તમારી પાસે જ આવ્યા છીએ."

"મારૂં શું કામ પડ્યું બા? તમે કોણ છો?"

"અમે છીએ બારવટીયા. આપા ઇ બંદૂક મેલી દ્યો. અમારે જોઇએ છે."

"મારી બંદૂક જોઇએ છે? તે તમે માનતા હશો કે બંદૂક ખાલી છે, કાં?"

એમ કહી આપાએ ગજ કાઢી બંદૂકની નાળમાં નાખ્યો. ગજનો જેટલો ભાગ ઉપર રહ્યો તેનું તસુથી માપ બતાવી આપા બોલ્યા "જુઓ, આટલો દારૂ ધરબેલ છે, માટે જરાક છેટા રેજો. નહિ તો આ કાંઈ નહિ થાય."

એટલામાં રામવાળો આવી પહોંચ્યો. વચ્ચે પડી ગોલણને અળગો કર્યો. પછી આપા તરફ ફર્યો: "આપા રામ રામ! ઓળખાણ પડે છે?"

"ના ભા!" આપાએ રામ સામે નેજવું કર્યું.

"આપા, ઓલ્યો કાતરીયું વાળો રામવાળો–વાવડી!" રામે દાઢી પર હાથ નાખ્યો.

ધારગણીવાળો પ્રસંગ વ્હેમચૂક થઈ ગએલ ડોસા ભોળે ભાવે બોલ્યા "કાતરી કેવા સારુ ભા? ભાયડાને તો કાતરા હોય. બાઇડીયું બોડકી હોય."

"પણ મારા દેસા બાપુના કારજ સુધી તો મારે 'કાતરીયું' ગણાતી ને?"

"ઓ હો હો હો!" આપાને ઓસાણ આવ્યું: "સાંભર્યું, હવે સાંભર્યું ભા રામ! તુંને ય ખબર પડીને કે કાતરાનું ઉજવણું કેટલું આકરું છે? તારે કેટલી ઉંડી ખેડ કરવી પડી ભા! શાબાસ ભડ, હવે કાતરા સાચા. જમામરદ કાતરા!"

"બસ આપા! લ્યો રામ રામ!"

"દીપડીએ આવશો ભા? રબારીકેથી દેવાત ખુમાણ વગેરે દાયરો મેમાન છે. મારે ગોરડકે આંટો હતો તે જઇ આવ્યો; હવે માર્ગેથી આ શિકાર લેતો જાઉં છું. આવો તો ભલા ગોઠય કરીએ."

"ના ના આપા, માફ કરો. હવે તો ગોઠય જમવાનું ગમતું નથી. જીવ જંપતો નથી. દિ' ને રાત દલ તલખી રહ્યું છે કે કયારે કો'ક ભારે ગીસ્ત હારે ભેટંભેટા થાય ને કો'ક વડીઆથી પેટ ભરીને ધીંગાણું ખેલી બટકાં થઇ જાઉં! હવે તો જીવવું ઝેર સમાન લાગે છે આપા સાવઝ."

"રંગ તુંને ભા!"

"રામ રામ."

"રામ!"

આપાને અને બહારવટીઆને ધાંતરવડી નદીએ નોખનોખી દિશામાં સંઘરી લીધા.

## ૧૩

ખીજડીઆ ગામ પર પડયા. મોટામાં મોટા વ્યાજખાઉ વાણીઆ બેપારીના ઘર પર ગયા. પ્રથમ તો કહ્યું કે "લાવો શેઠ તમારા તમામ ચોપડા. એટલે ગરીબોની પીડા તો ટળે !" ચોપડાઓનો ઢગલો કરીને આગ લગાડી. પછી ઘરની અંદર પટારો તોડવા લાગ્યા. ઝાઝી વાર થઇ. તેથી રામવાળાએ બહાર ઉભાં ઉભાં ત્રાડ નાખી કે "એલા શું કરો છો ? આટલી બધી વાર ?"

" પટારો તૂટતો નથી." અંદરથી જવાબ મળ્યો.

"બચારો પટારો તૂટતો નથી ?" એમ બોલતો રામ અંદર ગયો. "ખસી જાવ !" કહીને એણે જોરથી પોતાના પગની પાટુ મારી. પટારો તૂટી ગયો. પણ મારવા જતાં પોતાના પગની લાંકમાં પટારાની એક ચૂંક બેસી ગઇ. રામને તો એનું ભાન નહોતું. એણે તો ઉલટું પોતાના કટણ બની ગએલ જોડા વાણીઆની એક તેલભરી કોઠીમાં બોળીને પહેર્યા. ચૂંક વાગેલી તે લાંકમાં તેલ ભરાણું. એ નાનકડી ચૂંકે રામનું મોત આલેખ્યું. પણ કંઇ જ ઓસાણ વગર રામ ચોરે આવ્યો. બે જ ગાઉ ઉપર બગસરા ગામમાં એજન્સીનું પચાસ હથીઆરબંધ માણસોનું થાણું છે. બીજા દરબારી તાલુકા છે. છતાં કશી બ્હીક વગર ટોળી દાયરો કરીને બેઠી. આખા ગામમાં કહેવરાવ્યું કે "સહુ ભાઇયું કસુંબો લેવા આવો. રામભાઇ તરફનો કસુંબો છે."

બીજું તો કોઇ નહિ, પણ એક વૃદ્ધ કાઠીઆણી આવ્યાં. આવીને આઇએ રામનાં મીઠડાં લીધાં. કહ્યું કે "ધન્ય છે બાપ ! કાઠીની સવાઈ કરી. કાળાવાળાને ઉજાળ્યો."

ત્યાંથી ટોળી ગુજરીઆ ગામે કાળુ ખુમાણને આશરે ગઇ. ત્યાં રામનો પગ વકરી ચુકયો હતો. તાવ ચડવા લાગ્યો હતો. ચલાય તેવું રહ્યું નહિ. છુપાઇને રામ ત્યાં રહ્યો. થોડી મુદ્દત થઇ ત્યાં બહારવટીયા ખરચીખૂટ થઇ ગયા. દસ જણના પેટના ખાડા પૂરવા

શી રીતે ? પથારીએ પડ્યાં પડ્યાં રામે કહ્યું "ભાઇ ગોલણ ! તમે સૌ જઇ ગાયકવાડનું ભલગામ ભાંગો."

ગામ ભાંગીને ટોળી પાછી આવી ત્યારે પુછપરછ કરતાં રામને જાણ થઈ કે ટોળી તો ભલગામ નહિ પણ ગોંડળ તાબાનું ચાવડી ભાંગી આવી છે. પથારીવશ રામે બહુ અફસોસ ગુજાર્યો. "અરે હાય હાય ભાઇ ગોલણ ! આપણે ખોટય બાંધી. ગોંડળ હારે કયાં મારે વેર હતું ?"

ગોલણ કહે "અમને તો કાળુ ખુમાણે ભરમાવ્યા."

"પણ ગોલણ ! તેં શું મને નહોતો ઓળખ્યો ? તેં ઉઠીને આવી ભૂલ કરી ? મારો માનખ્યો બગાડયો ?"

ગોલણને દુઃખ લાગ્યું. એના મનનો ઉંડો મેલ ઉખળ્યો : "રામભાઈ, કામ અમે કરીએ અને નામચા તારી ગવાય. અમને જશ જ કયાં જડે છે ?"

"મારી નામચા ગાવાનું હું કયાં કોઇને કહું છું ? લોકો આફરડા બોલે એમાં હું શું કરૂં ? તમને જો એમ જ થાતું હોય તો ખુશીથી તમારા નામનું બારવટું ચલાવો. તમે જશ લ્યો. હું તો જશ લેવા નહિ પણ મોતને ભેટવા નીકળ્યો છું."

ગોલણ સમજી ગયો હતો કે હવે રામભાઇને ભાંગતી વાર છે. એણે ગોદડને પોતાની ભેળો લીધો. નાગને પૂછતાં નાગે ખાનદાન જવાબ દીધો કે "ના, ના, હવે તે હું રામભાઇને મૂકું કદિ ?"

ગોલણ ને ગોદડ નોખા પડી હરદ્વાર તરફ ચાલ્યા ગયા. રામવાળો મેરૂ રબારીને ખંભે ચડીને ખીલખાના એક કાઠી દરબારને આશરે ગયો. ત્યાં રહ્યે રહ્યે એના પગની વેદના પૂરા જોરમાં સળગી ઉઠી. આરામની આશા ન રહી ત્યારે રામે કહ્યું કે "ભાઈ, મારો દેહ પડી જાય તેમ છે. મને હવે ગરનાર ભેળો કરો. ત્યાં ચોરાસી સદ્ધનું બેસણું છે, એટલે મારો મોક્ષ થાશે."

"રામભાઇ!" એ દરબારે હિમ્મત કરી કહ્યું: "તું સુખેથી આંહી રહે. હું તને મલકચ્છતરાયો સમશાને લઇ જઇશ."

"ના ના દરબાર! મારે ખાતર તમારો ગરાસ જાય."

ડાહ્યો બહારવટીયો ન માન્યો એટલે રાતે એને રામેસર લઇ ગયા. ત્યાંથી એને ગાડામાં નાખી રાતોરાત ગિરનારના બોરીઆ ગાળા નામના ભયંકર સ્થળ ઉપર મૂકી આવ્યા. બોરીઆ ગાળાના એક ભોંયરામાં બે મેરૂ રામની સારવાર કરી રહ્યા છે: એક નાગવાળો ને બીજો મેરૂ રબારી. બાકીના તમામ ચાલ્યા ગયા છે.

## ૧૪

ભોંયરાનું પોલાણ ધીરે અવાજે ગાજતું હતું. પત્થરો જાણે કે એ ખાનગી વાત સાંભળીને કોઇને કહી દેતા હતા. નાગ અને રામની વચ્ચે કાળી વાત ચાલતી હતી:

"રામભાઇ! મારી નાખીએ."

"કોને?"

"મેરૂને."

"કાં?"

"જાત્યનો ભરૂ છે. ક્યાંક ખૂટશે. આપણને કમોતે મરાવશે."

"ના, ના, ના, ભાઇ નાગ!" પગની કાળી વેદનાના લવકારા ખમતો રામ આ અધર્મની વાત ન ખમી શક્યો: "મેરૂ તો મારા પ્રાણ સમો. મેરૂ વિના મને અપંગને કોણ સાચવે? મેરૂ બચારો મારો સાંઢીઓ બની, મને એક નેખમેથી બીજે નેખમે ઉપાડે છે, દિ ને રાત દોડાદોડી કરે છે. અરરર! નાગ! મેરૂ જેવા અમુલખ સાથીની હત્યા?" નાગની સામે રામ દયામણી આંખે તાકી રહ્યો.

'હત્યા !' પત્થરે પત્થરે ઝીલાતો એ બોલ બહાર ગયો. લપાઇને બહાર ઉભેલા એક આદમીને કાને પડયો. એ આદમી હતો મેરૂ પોતે. મેરૂને શરીરે થરેરાટી ચાલી ગઇ. સ્વેદ વળી ગયાં. આંખો ફાટી ગઇ. ભાંયરા પાસે કયાંઇક પોતાનો પડછાયો પડી જાશે તો પણ નાગ હત્યા કરશે, એમ સમજી મેરૂ સરી ગયો. વાતને પી ગયો.

બીજા દિવસની તડકી ચડી. મેરૂએ વાત ઉચ્ચારી "નાગભાઇ ! હવે આંહી માલધારીઓનો અવરજવર વધતો જાય છે. આપણે નેખમ બદલીએ. ભેળા આવો તો કયાંઇક ગોતી આવીએ."

બેય જણા ચાલ્યા. નવી જગ્યા ગોતીને પાછા વળ્યા. માહ મહિનો બપોર તપ્યો. એક નેરાને કાંઠે બેય જણા બેઠા. વિસામો લેવા સુતા. બેયનાં નાખોરાં બોલવા લાગ્યાં. ઓચીંતાં મેરૂનાં નાખોરાં ચુપ થયાં. ફાળીઉં ખસેડીને મેરૂ ઉઠયો. નાગના પડખામાંથી બંદુક ઉપાડી. બહારવટીયાની બંદુક એટલે તો દારૂગોળી ને કેપ ચડાવેલી તૈયાર : મેરૂએ નાગના કપાળમાં નોંધી. વછોડી. નાગના માથાની તાંસળી નીકળી પડી. ઉંઘતો ઉંઘતો જ નાગ ફેંસલ થયો. બંદુક ઉઠાવીને મેરૂએ જંગલ સોંસરવી હડી દીધી. સીધો આવ્યો જુનાગઢ શહેરમાં. પોલીસના ઉપરી પાસે જઇ બંદુક ધરી દીધી. શ્વાસ હેઠો મેલ્યા વગર બોલ્યો "હું મેરૂ. બારવટીયો. નાગને મારીને આવું છું. એકલો રામવાળો જ રહ્યો છે. એક જ ભડાકાનો દારૂગોળો છે. પગ પાકવાથી અપંગ પડયો છે. હાલો દેખાડું."

જુનાગઢની ગીસ્ત બોરીએ ગાળે ચડી. પછવાડેથી ભોંયરાના ઉપલા ભાગ પર ચડીને બંદુકદારો ઉભા રહ્યા. ઉપરથી હાકલા કરવા મંડ્યા કે "એ રામવાળા ! હવે બા'ર નીકળ.'

અંદર બેઠો બેઠો રામ રોટલાનો લોટ મસળી રહ્યો છે. પગ સુણીને થાંભલો થયો છે. પડખે એક જ ભડાકાના સાધનવાળી બંદુક પડી છે. બંદુક સામે એણે કરૂણ નજરે નિરખી લીધું. પોતાના અંતરમાં વાત પામી ગયો. એણે અવાજ દીધો: "મેરૂ ! લીંડીચૂસ ! આખરે ખુટ્યો કે ?"

"બહાર નીકળ રામવાળા !" ફરીને ફોજનો પડકાર આવ્યો.

"ગીસ્તવાળાઓ !" રામે જવાબ દીધો; "આજ હું લાચાર થઇ પડયો છું. મારે પગ નથી. સાધન નથી. નહિ તો હું રામ આવું જક્ષનું મોત જાતું ન કરૂં. રામ ભોંયરે ન ગરી રહે. પણ મેં જુનાગઢનું શું બગાડયું છે ? તમે શીદ મને મારવા ચડ્યા છો ?"

"અરે બહાર નીકળ મોટા શુરવીર !" ઉપર ઉભી ઉભી ગીસ્ત ગાજે છે.

"ભાઇ પડકારનારાઓ ! ત્યાં ઉપર ઉભા ઉભા કાં જોર દેખાડો ? આવો આવો, ઉતરીને સન્મુખ આવો. રામ એકલો છે, એક જ ભડાકો કરી શકે એમ છે, અપંગ છે, તોય કહે છે કે સામા આવો. જરાક રામનું ધીંગાણું જોઇ લ્યો."

સામસામી આવી બોલાચાલી થતી રહી. પણ રામવાળો નીકળતો નથી કે નથી ગીસ્ત પડમાં આવતી. આખરે ગીસ્તે કાંટાના મોટા મોટા ગળીઆ આણ્યા. ઉપરથી ગળીઆ નીચે ઉતારી ભોંયરાના મોઢા આડા દઇ દીધા. પછી આગ લગાડી. તાપે અને ધુંવાડે એ ચોમેરથી બીડાએલા ભોંયરાને ભરી દીધું. બહારવટીયો નિરૂપાય બનીને જીવતો બફાવા લાગ્યો. છેવટે ન રહેવાયું. જીવ ટુંકાવા લાગ્યો. તલવાર ખેંચીને એક પગે ખોડંગતો રામ 'હૂત !' કરતો બહાર ઠેકયો. ઠેકીને પડ્યો. થોડુંક કામ બાકી રહેલું તે ગીસ્તની પચાસ સામટી બંદુકે પૂરૂં કર્યું. રામવાળો કયાં રોકાણો ?

**રામવાળાનાં લગન આવ્યાં;**
**લગનીઆંનો ઠાઠ ગોઝારો, બોરીઓ ગાળો,**
**કયાં રોકાણો રામવાળો !**
**ખરે બપોરે જાનું ઉઘલિયું;**
**જાનૈયાનો ઠાઠ ગોઝારો, બોરીઓ ગાળો**
**કયાં રોકાણો રામવાળો !**

બીજો રાસડો આ છે:

**ડુંગરડા દોયલા થીયા ! પગ તારો વેરી થીયો !**
**રામવાળા ગલઢેરા ! ડુંગરડા દોયલા થીયા.**

આ બન્ને રાસડાઓની પછીની ટુંકો મળતી નથી. તે સિવાય રામવાળાના અરધા અત્યુક્તિ ભરેલા ને અરધા પ્રાસંગિક દોહાઓ કોઇક રાણીંગ રાવળ નામના વહીવંચાએ આ મુજબ રચેલા છે:

**ધાનાણીએ ધબીઆ બાપ ને બેટો બે,**
**તું ને નડતા તે તળમાં રાખ્યા રામડા !**

[હે રામ ધાનાણી ! તને સંતાપનાર બાપ અને દીકરા બન્નેને, એટલે કે ડોસા પટેલને તથા એના પુત્રને તેં તલવારે ધમેડી નાખ્યા.]

**ધારી અમરેલી ધ્રુજે, થર થર ખાંભા થાય,**
**દરવાજા દેવાય રોંઢે દિ'એ રામડા !**

[ હે રામવાળા ! તારા ભયથી તો ધારી, અમરેલી અને ખાંભા જેવડા ગાયકવાડનાં શહેરો ધ્રુજે છે, અને એ શહેરોના કોટના દરવાજા સાંજ પડયા પહેલાં તો તારી બ્હીકે બંધ થઇ જાય છે.]

**ચાચઇને ડુંગર ચડી હાકલ દેછ હિન્દવાણ !**
(ત્યાં તો) **ખેપટ જાય ખુરસાણ કાળપૂછાં બીયાં કાળાઉત !**

[ હે હિન્દુ ! હે કાળા વાળાના સુત ! ચાચઇ નામના ગિરના ડુંગર પર ચડીને તું જ્યાં ત્રાડ પાડે છે, ત્યાં તો કાળી દાઢીઓ વાળા ખોરાસાનીઓ (મુસલમાનો) વંટોળીએ ઉડતી ધૂળની માફક ન્હાસી જાય છે.]

**પત્રક જે પવાડા તણા વડોદરે વંચાય,**
**મરેઠીયું મોલુંમાંય રૂદન માંડે રામડા !**

[ તારી લડાઈના પત્રો વડોદરામાં પહોંચીને જ્યાં વંચાય છે, ત્યાં તો તેં મારી નાખેલા મરાઠા નોકરીઆતોની સ્ત્રીઓ રૂદન આદરે છે.]

**કાબા કોડીનારથી માણેક લઇ ગયા માલ,**
(એવા) **હડમડીઆના હાલ કરિયા રામા કાળાઉત !**

[ જેવી રીતે માણેક શાખના વાઘેર (કાબા) બહારવટીયા કોડીનાર ભાંગીને માલ લઇ ગએલા તેવી જ રીતે તેં હડમડીઆને બેહાલ કર્યું.]

**વાટકી જેવડી વાવડી, રાવણ જેવો રામ,**
**ગાયકવાડનાં ગામ રફલે ધમે રામડો !**

[ વાવડી ગામ એક વાટકી જેવડું નાનું : પણ એનો નિવાસી રામ તો રાવણ જેવો મોટો : એ રફલ વતી ગાયકવાડનાં ગામો ભાંગે છે.

**શકતિ સુતી'તી શોચમાં, આપેલ નો'તો આહાર,**
**તૃપત કરી તરવાર, રોડ પીવાડયું રામડા !**

[ તરવાર સ્વરૂપી શક્તિદેવી અફસોસમાં સુતેલી. એને કોઇ આહાર નહોતું આપતું. પણ હે રામ ! તેં એને રક્ત પીવરાવીને તૃપ્ત કરી.

**ખત્રીયાવટ ખલક તણી જાતી હેમાળે જોય,**
**વાવડીએ વાળા ! કોય રાખી અમર તેં રામડા !**

[ દુનિયાની ક્ષાત્રવટ હિમાલયમાં ગળવા જતી હતી. તેને હે વાળા રામ ! તેં વાવડીમાં અમર કરીને રોકી રાખી. ]

**કોપ્યો'તો અંજનીનો કુંવર, રોળાણું રાવણરાજ,**
**(એમ) અમરેલી ઉપર આજ ધાનાણી રામો ધખ્યો.**

[ જેમ અંજનીના કુમાર હનુમાને કોપાયમાન થઈને રાવણનું રાજ રોળ્યું, તેમ હે રામ ધાનાણી ! તું આજ અમરેલી પર કોપ્યો. ]

**કણબી આવ્યો'તો કાઠમાં એ લેવા ઈનામ,**
**હડમડીએ હિન્દવાણ ! રફલે ધખ્યો રામડા !**

[ ગુજરાતનો પાટીદાર કણબી ફોજદાર બનીને કાઠીઆવાડમાં ઇનામની આશાએ બહારવટીયા–અમલદાર તરીકે આવેલો. તેને હે હિન્દુ રામ ! તેં હડમડીયામાં ઠાર કર્યો. ]

**ગઢ જૂનો ગરનાર, ખેંગારનો સરાપેલ ખરો,**
**સંઘર્યો નહિ સરદાર (નકર) રમત દેખાડત રામડો.**

[ જુનાગઢનો ગિરનાર પહાડ રા' ખેંગારના સમયનો શાપિત બન્યો છે. એ રામવાળાને રક્ષી ન શકયો. નહિ તો રામ રમત બતાવત. ]

**અંગરેજ ને જરમર આફળે બળીઆ જોદ્ધા બે**
**ત્રીજું ગરમાં તેં રણ જગાવ્યું રામડા !**

[ યુરોપમાં અંગ્રેજ અને જર્મન જેવા બે બલવાન યોદ્ધા લડતા હતા. અને ત્રીજું યુદ્ધ રામવાળાએ ગિરમાં જગાવ્યું. (આ દોહામાં ફક્ત એટલું જ ઉપયોગી સૂચન છે, કે રામવાળાનું બહારવટું મહાયુદ્ધને વખતે થયેલું.) ]

# મોવર સંધવાણી

સંવત ૧૯૩૪ થી ૧૯૪૦

## ઐતિહાસિક વિગતો

સ્વ. જસ્ટીસ બીમનઃ—

Last and far the greatest of them all Mho Sadhwani, the Robin Hood of Kathiawar: * * Mho Sadhwani was 'out" for years, and a thousand s ries, true or legendary have gathered about his nan How for example he overtook Colonel Phillips m ching along the road to Rajkot with his squadr of cavalry and offered the Colonel after having e gaged him in friendly talk, a seat on his swift tr ting Sindhi camel; and how they rode so for seve miles, and parted the best of friends, the Color having no idea of the rather questionable compa he had been keeping. Or how on another occasi Mhowa held up nearly all the Bania women of certain village, near Wankaner, I think, in this wi There was a long winding stair leading down to well, and beyond the well a cave. Hither eve

morning the Bania women would come for the day's water supply. Mhowa secreted himself round the corner at the foot of the stairs, and as the first woman desscended. ushered her politely but firmly into the cave beyond. In this way he atlast had all the Bania ladies corralled, huddling together, terrified but incapable of raising any alarm. Mhowa then addressd them in true Robin Hood style; assuring them that they had nothing to fear In the way of personal violence, if they would divest themselves of their ornaments. Needs must when the devil drives, and all the ladies were stripped off everything of value they had about them. Mhowa then bade them a polite adieu and particularly begged them to tell their husbands that they had been treated with all consideration and-knightly courtesy. Off went Mhowa with his booty in one direction, the sorrowing and despoiled ladies in another to explain the sad morning's work to, and if possible placate their irate husbands. Nothing in all Mhowa's career, though, seemed to me as comic and characteristic as its close. Catching a popular outlaw, and on the whole Mhowa was popular in spite of his robberies, is a difficult if not an impossible matter in Kathiawar–for a while. Especially when he is so resourceful, has friends everywhere, and is as well mounted as Mhowa was on his far–famed Kathi mare. He would pounce here, and before the news of his coup had reached the nearest police he would be off and away over the Burda hills, or into the Gir, or across the trackless Rann. But by degrees the hunters are almost always able to make the country too hot to hold the quarry. Then there is nothing for it, but flight to alien lands, or one last desperate rally, and perhaps.

a glorious death. Five thousand rupees were offered for Mhowa dead or alive before I went on leave. × × × As the hunt waxed hotter and hotter on the heels of Mhowa, as he grew by degrees tired of being chased in season and out of reason, he arranged through his uncle Petho to surrender to Captaid Salmon, then employed, if I remember right, on special outlawry duty. Mhowa never was captured; I do'nt think he ever would have been. He knew the whole country too well, he had too may friends, and really few enemies. It is only when their women turn against them, or when their friends betray them that the Kathiawar outlaws are fairly run down and caught. But Mhowa and Petho put their heads together and decided that it was time to put a stop to this raiding and pillaging. Very amusing for a while, possibly profitable, but one may have too much even of a good thing and after five or six years of it Mhowa felt that he had enough and more than enough. So he resolved to take his chance. I forget exactly how it was contrived that Petho should get the Government reward for the 'Capture', or whether it was actually Petho or some one else put up in Mhowa's name to be informer, and so secure the reward. But Mhowa was duly " Captured' by Captain Salmon who had the honour of receiving his sword, and making him prisoner. The 5,000 rupees in the meanwhile had been deposited with the local Europen shopkeeper, to Mhowa's credit. His trial took place before Mr. Whitworth in my absence. Mhowa retained the leading Rajkot Barrister, Mr. H. A. Wadya, aud Mr. Wadya daily drew his three hundred rupees out of the Government reward

deposited to Mhowa's credit with the Rajkot European shopkeeper. The trial lasted about ten days and resulted in the triumphant acquittal of Mhowa. Could anything have been more satisfactory ? I am sure my old friend Mr. Wadya was content. Often have we laughed together over the source of that Rs. 3000 fee. Mhowa had every reason to be content, for there still remained about 2000 rupees out of his own blood-money for his own use and benefit, while he was now a free man to boot, and might go where he would in open day, with all the credit of his past achievements and remarkable history like a halo about him. And the Government and the country might be well enough content too, for there was an end of the outlaw, and a prospect of more peace and quiet over the tracts he used to harry than had been known for many a year.

કીનકેઇડ:—

The first of the three Miana outlaws, Mor Sandhani had some real or fancied grievance against the ruler of Malia, and squared accounts by a most successful career of wickedness. He was banished from the State, and Girdalal, the State Karbhari, fancied that he had gone for ever. The Agency Thandar Chotalal, however, learnt that although Mor Sandhani had been for year in exile, his wife in Malia was *enceinte*. He went to her house and from her discovered that Mor had paid her several secret visits. The Thandar informed Girdalal, who also saw the lady, but believing in the efficacy of his own police arrangements, coarsely suggested to her that she had found another husband nearer home. She was furious, and on Mor's next appear-

ance made him promise that he would raise the laugh against Girdalal as loudly as he had raised it against her. Mor did not long delay. He and his band hid themselves in a field of tall millet by which the main road ran. As expected, the Karbhari drove past. The carriage was stopped, the unfortunate occupant dragged into the crops, and there, in spite of threats and entreaties, his nose was dexterously removed. Mor's wife was fully satisfied, for the Charans sang her vengeance in every petty Court in Kathiawar.

× × ×

After six year of outlawry Mor Sandhani surrendered and was tried on several charges of murder and dacoity by the then Judicial Assistant. But as the witnesses in turn met the baleful gase of the dreaded outlaw, their hearts failed them, for they remembered how on a previous occasion he had subsequently flayed alive a hostile deponent. They could not recollect, they said. They thought the prisoner was like the man whom they saw commit the offence but they could not swear to him. Mor was acqitted and was bribed to good behaviour by a grant in Jamnagar, were he eventually died, full of years if not of sanctity. [Outlaws of Kathiawar: page 47–51]





# ૧

**સવારની** કચેરી ખલ્લાસ થઇ અને તુર્ત જ એક પાતળીઓ, ઠીંગણો, પણ ચોકખા નમણા ચહેરાવાળો આદમી ઉભો થયો ને ઠાકોરને નીચા લળીને સલામ કરી.

"કેમ મોવર જમાદાર ?" ઠાકોરે ઉભા થનારને પૂછ્યું, "કેમ આજ વે'લા વે'લા ઉભા થયા ?"

"બાવા ! મારો છોકરો બિમાર છે. એની સારવારમાં કદાચ સાંજની મશાલને ટાણે બેઘડી મોડું વે'લું થાય તો માફી માગી લઉં છું." કતલ કરી નાખે તોય જોવી ગમે એવી પાણીદાર છરી શી મીઠી દોંગાઇને મુખમુદ્રા ઉપર ધારણ કરતો એ બાંઠીઓ મીયાણો બોલ્યો.

"ફિકર નહિ, જાઓ." કહીને ઠાકોરે ય મ્હોં મલકાવ્યું.

માળીઆ ઠાકોરની કચેરીનો એ માનીતો મીયાણો ઘેરે ગયો. હથીઆર પડીઆર પૂરેપૂરાં બાંધી લીધાં અને આખી સોરઠમાં નામીચી પોતાની રોઝડી ઘોડી પર પલાણ માંડયું. બે પડછંદ મીયાણીઓ બારણામાં આવીને ઉભી હતી તેની સામે દુત્તાઇભર્યું મ્હોં મલકાવતો રોઝડી પર રાંગ વાળીને એ ચાલી નીકળ્યો. ઘરમાં દીકરાનો મંદવાડ હોવાની વાત ગલત હતી એ તો બોલનાર ને સાંભળનાર સહુ યે સમજતા હતા.

આ રોઝડીનો અસ્વાર તે પોતે જ મોવર સંધવાણી : બાપનું નામ સધુ. માનું નામ રેમાં. જે બે જણીઓ બારણામાં વળાવા

આવી હતી તે બેઉ એની ઓરતો બીજીબાઇ અને રૂપાંબાઇ. અત્યારે એ જાય છે પોતાનો પ્યારો ધંધો ખેડવા : રોઝડી પણ ધણીની નાનકડી કસાએલી કાયાને પીઠ પર ગુલ્તાન કરાવતી પંથ કાપી રહી છે. ભેળા આટલા બેરૂબંધો છેઃ ગોપાલ બેચર–હેડાઉ નામે એક બ્રાહ્મણ, મામદજામ, મોવર કોજા રાણા, વાલો નામોરી હુંઠો, મુંમા રઘુ, ઇસો માણેક, રણમલ સરમણ, રણમલ સામત કોજો, અને માણેક ભારો નામના આઠ મીયાણા.

સાતેક ગાઉ આઘે એક વીડી આવે છે. મોરબી શહેર તાબાના જેતપર ગામે જવાનો ધોરી રસ્તો ચાલ્યો જાય છે. એક પડખે સપાટ રેતાળ રણ સળગે છે ને બીજે પડખે ખોયાણુ નદી મચ્છુનાં ઉંડા કોતરો પડયાં છે. તેવી જગ્યાએ સંતાઇને ટોળી બેસી ગઇ. બરાબર ટેવ્યા પ્રમાણેને ટાણે મોરબીના માર્ગે એક ઉંટ દેખાણો. ઉપર બે અસ્વાર છે. અસલ થળનો ઉંટ પણ કસકસી જાય એટલો વજનદાર માલ એ તોતીંગ જાનવર પર લાદેલ છે.

ઉંટ આવી પહોંચતાં જ લૂંટારા ઉભા થયા. આડા ફર્યા. અસ્વારોને બંદૂકની નાળ્ય દેખાડી. ઉંટ ઝોકારાવ્યો. સામાનના કોથળા તોડાવ્યા. અંદર સોનાની પાટો અને મશરૂના તાકા ઉપર તાકા હતા. દરેક જણાએ પોતાનાં ઘોડાંની પીઠ નમી જાય એટલો માલ લાદી ઘોડાં હાંકી મુકયાં. પરબારાં મચ્છુ નદીના સાકરીઆ વાંકળામાં ઉતરી એક છુપી જગ્યાએ લૂંટ દાટી. સાંજરે મશાલ ટાણે મોવર જેવો હતો તેવો બનીને માળીઆ ઠાકોરની કચેરીમાં પાછો હાજર થઇ ગયો. ઠાકોરે મ્હોં મલકાવ્યું.

બીજા દિવસની પ્હો ફાટે તેટલામાં તો આખી કાઠીઆવાડ સોંસરવી સુસવાટી બોલી ગઇ કે માળીઆ અને મોરબીની વચ્ચે વીડીની અંદર મોરબી રાજની જેતપર જતી ભારે બેંગી લૂંટાણી. મોરબી રાજના પગીઓએ પગેરૂં કાઢયું. સગડ વીડીમાંથી સાકરીઆ વોંકળામાં ઉતરી પરબારા માળીઆ ગામમાં નીકળ્યા.

રાજકોટની એજન્સી જાણતી હતી કે મોરબી અને માળીઆનાં બેય ભાંડુ રાજ વચ્ચે વંશપરંપરાની અદાવત સળગી રહી છે અને

બેઉ સામસામા પોતાના ભોળા ભારાડી મીંયાણાઓને મદદમાં લઇ અરસ્પરસની હદમાં ચોરીઓ, લૂંટફાટો ને ધીંગાણાં કરાવે છે. બે ય રાજની એ દુશ્મનાવટમાં બહાદૂર અને અક્કલહીન મીંયાણા એટલે સુધી હથીઆર બની રમ્યા હતા કે એ આખી કોમ ચોર અને ડાકુ થવામાં પોતાની વડાઇને પોતાની ઇજ્જત સમજતી થઇ ગઇ હતી.

માળીઆ ઠાકોર પર એજન્સીનું દબાણ ઉતર્યું: કાં તો ચોર સોંપી દ્યો, નહિ તો તમારી ગાદી ડુલશે. જાડેજા રાજા એ ટોપી-વાળાની પાસે મીંયાની મીની બની ગયો. મોવરને એણે એકાન્તે બોલાવી પોતાની આફત કહી. મોવરે મૂછે તાવ નાખીને કહ્યું કે "ફકર નહિ બાવા ! એ કામો મેં જ કર્યો છે. તમારા રાજ સાટુ થઇને હું સોંપાઇ જવા તૈયાર છું. પણ મોવરને તમે કાંડું ઝાલીને સોંપો એ તો ન બને. તમે તમારે મારા સામી આંગળી ચીંધાડી દ્યો. પછી ભલે મને એ મૂછાળા ઝાલી લીયે."

૨.

"હું પોતે જ મોવર: મોરબીની એંગી પાડનારો હું પોતે જ. મરદ હો તો ઝાલજો મને." એટલું બોલીને પોતાના આંગણામાંથી ચોરે રોઝડીને દબાવી. આખી ફોજ એનું ઘર ઘેરીને ઉભી હતી તે ઉભી જ થઇ રહી, અને બહારવટીયાની ઘોડી વીજળીના સબકારા જેવી સહુની આંખો આંજીને નીકળી ગઇ. તરવરીઓ મીયાણો જંગલમાં જઇને ઉભો રહ્યો. જોતજોતામાં તો એની આખી ટોળી બંધાઇ ગઇ, ને પછી રોઝડીનો ધણી રણ ખેલવા લાગી પડયો. આખી હાલારને એણે ચકડોળે ચડાવી.

*

મોવરના મશીઆઇ પેથા જામને અલાણા નામનો દીકરો હતો. જુવાન અલાણો મોવરની ટોળીમાં ભળી ગયો હતો. આખરે પેથા જામના દબાણથી મોવરે અલાણાને સુપ્રત કરી દેવો એવું ઠર્યું.

અલાણાને સોંપવા મોવર માળીએ આવ્યો. પડખેના ખડ ભરવાના વાડામાં બે અમલદાર હાજર હતા, એક બાવામીંયા માજીસ્ટ્રેટ એને બીજો ગિરધરલાલ કામદાર. બેઉએ પેથા જામની મારફત કહેવરાવ્યું કે "અમે અલાણાને કાંઇ સજા નહિ પડવા દઇએ."

મોવરે કહ્યું "અલાણા ! જો એ ખૂટશે તો હું બદલો લઇશ. ન લઉં તો સધું સંધવાણીના પેટનો નહિ."

પણ અમલદાર બદલી ગયા. અલાણા પર મુકર્દમો ચાલ્યો. પાંચ વરસની ટીપ પડી. એ સમાચાર મોવરને પહોંચ્યા. સાંજને ટાણે બહારવટીયો માળીએ ઉતર્યો. મુલ્તાનશા પીરની જગ્યામાં ૭ માણસો સાથે પડાવ નાખ્યો. છયેને કહ્યું "તમે જાઓ થાણા પર. હું પીરની જગ્યાએ નગારાં વગાડું એ સાંભળો ત્યારે તમારે બાવામીંયા ઉપર તારાીરો કરવો."

વાળુટાણે મોવરે ડંકો કર્યો. છયે જણાએ માજીસ્ટ્રેટના મકાન પાસે ઉભા રહીને હાકલ દીધી કે "બાવામીંયા, ખૂટલ, બહાર નીકળ, જો ખરો જમાદાર હો તો."

પણ બાવામીંયા ન નીકળ્યો. પછી મોવરે જઇને થાણાની ચોતરફ કાંટાની વાડ્ય હતી તે સળગાવી. કોઇ માણસોને નુકશાન ન કર્યું. ઘોડાં તબડાવીને સાતે જણા રણને સામે કાંઠે ચાલ્યા ગયા.

## ૩

"એલી બીજઇ, ગિરધરલાલ કામદારે એક વાત પૂછાવી છે."

"શું ?"

"કે તારો ધણી મોવર તો બહારવટે રખડે છે તે તને આ હમલ કયાંથી રહ્યા ?"

"હમલ કયાંથી રહ્યા ? કે'જે ઇ વાણીઆને કે ઈ વાતનો જવાબ હું નથી આપતી, પણ જેના હમલ રહ્યા છે એ દાઢી-

મૂછનો ધણી આવીને દેશે, કે'જો કામદારને, કે હવે ઝાઝી વાર નહિ લાગે."

માળીઆનો કારભારી ગિરધરલાલ માનતો હતો કે આવા ચોકીપહેરાના પાકા બંદોબસ્તમાં થઇને બહારવટીયો રાત વરત આવજા કરી શકે નહિ; અને બીજી બાજુએ એને જાણ થઇ કે મોવરની સ્ત્રી બીજીબાઇને મહિના રહ્યા છે. એ જાણીને વાણીઆએ ભૂલ ખાધી. મીંયાણીઓની નીતિ ઢીલી લેખાય, અને મીંયાણા મરદોના ખૂનખરાબા પણ એની ઓરતોનાં મેલા શીલમાંથી જ નીપજતાં હોય, એટલે ગિરધરલાલે બીજબાઇને હલકી માનવાનું ગોથું ખાધું. કોઇ બાઇની સાથે એણે બીજબાઇને મેણું કહેવરાવ્યું. પણ બહારવટીયાની બાયડી આ ખોટા કલંકને ખમી શકી નહિ. એનો ધણી મોવર તો વખતોવખત ઘેર આવીને રાત રહી જતો. બીજે વખતે જ્યારે એ આવ્યો ત્યારે બીજબાએ ગિરધરલાલને જવાબ પહોંચાડવા માટે એને ઉશ્કેરી મૂકયો. અને મોવરે બાતમી મેળવીને એ જવાબ દેવાનું ટાણું નક્કી કરી લીધું.

દિવસ આથમતો હતો. વવાણીઆ બંદરથી એક સીગરામ આવતો હતો. એમાં ગિરધરલાલ પટવારી હતા. માળીઆ તદ્દન ઢુકડું રહ્યું. દરબારગઢની મેડી ઉપર બેઠેલા ઠાકોર અને તેના દસોંદી વવાણીઆની સડકે નજર કરતા કામદારની વાટ જોવે છે. સીગરામ જાણે કે એક વાર દેખાણો પણ ખરો; પછી પાછો ઝાડનાં ઝુંડમાં દાખલ થયેલો સીગરામ દેખાતો બંધ થયો. કેમકે માર્ગે કામદારની મહેમાની થઇ રહી હતી.

બહારવટીયાની ટોળીએ કામદારને ઉતારીને ખેતર વચાળે સોનેરી તળાવડીને કાંઠે લીધા. મોવરે કહ્યું કે "ગિરધરલાલ કામદાર! હમલ કેના રહ્યા છે એ સવાલનો જવાબ લેતા જાઓ. મરદની ઓરતને તો મરદના જ હમલ હોય એ વાત ભૂલતા નહિ. પણ કદાચ ભૂલી જાઓ તે માટે હમેશનું સાંભારણું આપું છું."

એટલું કહીને મોવરે ભેરૂને ઇસારો કર્યો. સજેલી છુરી બહાર નીકળી.

"એ મોવર! તારી ગૌ! પાંચ હજાર રૂપીઆ આપું." ગિરધરલાલ ગરીબડો થઇને રગરગ્યો.

"પણ રૂપીએ કાંઇ મારી બીજઇ રીઝે ભા? તારી માફક ઇ યે ઠેકડીનો શોખીન છે ગિરધરલાલ!" મોવર હસ્યો. એ ટાણે ગિરધરલાલનું નાક કાપી લેવામાં આવ્યું. થોડીક વારે સીગરામ માળીઆમાં પહોંચ્યો, ત્યારે બીજી બાજુ બહારવટીયા ઘણા ગાઉ ઉપર નીકળી ચૂક્યા હશે.

૪

પછી તો એના બહારવટાની જોડે કૈં કૈં સાચા ખોટા બનાવો જોડાયા છે. કહેવાય છે કે રાજકોટની સડકે એક વાર મોવર સાંઢણીની સવારી ખેલતો રાજકોટ છાવણીવાળા ગોરા અમલદાર કર્નલ ફીલીપ્સને આંબ્યો. એ અજાણ્યા અંગ્રેજની સાથે બહારવટીયો અલક મલકની મોજીલી વાતોએ વળગ્યો. સાહેબને પોતાની અસલ સંધી સાંઢ્ય ઉપર બેસારી ગાઉના ગાઉ સુધી સાથે મુસાફરી કરી. અને પછી રાજકોટના બંગલા ચમકવા લાગ્યા એટલે સાહેબને નીચે ઉતારી, હાથ મિલાવી, મોજીલો રંગીલો મોવર બીજી દસ્યે ચાલી નીકળ્યો. પાછળથી જ્યારે ગોરા કર્નલ ફીલીપ્સને પોતાના તે દિવસના ભેરૂબંધની જાણ થઇ ત્યારે એની અજાયબીનો પાર નહોતો રહ્યો.

*

વાંકાનેરની સીમમાં કોઇ એક વાવ હતી. વાવની અંદર બાજુમાં બાંધેલું એક ઉંડું ભોંયરું હતું. એ વાવ ઉપર વાંકાનેરના એક ગામનો પાણીશેરડો હતો. રોજ સવારે ઉજળાં વર્ણની પની-આરીઓ ઓઢી પહેરીને ત્રાંબાપીતળને ચળકતે બેડલે ત્યાં પાણી ભરવા આવતી. એક દિવસ એવો જ રૂડો પ્રભાતનો પહોર

ચડતો હતો. પહેલી પનીઆરી પગથીઆં ઉતરી પાણીને આરે જતી હતી. છેલ્લે પગથીએ પહોંચી ત્યાં પડખેના વાંકમાંથી એક બાંઠીઓ રૂપાળો આદમી પૂરે હથીઆરે ઉભો થયો. બાઇની સામે પોતાની તીણી નજર નોંધી, નાક પર આંગળી મૂકી. હેબતાએલી પનીઆરીને એણે ભોંયરૂં ચીંધાડયું: "બ્હીશ મા હો બોન! તારો વાળ વાંકો નહિ કરૂં. હું મોવર છું. બોનું ડીકરીયુંનો ભાઇ-બાપ છું. પણ હમણાં તું આ ભોંયરામાં ચાલી જા!"

બાઇ ખચકાણી. મોવરે કહ્યું "બોન! બીજો ઇલાજ નથી." બાઇ ભોંયરામાં ગઇ. એમ બીજી, ત્રીજી, ચોથી, જેટલી ઉતરી તેટલી તમામને ભોંયરામાં પૂરી. પોતે આશ્રો ઉભો રહીને બોલ્યો "બોનું! તમે મારી ધરમની બોનું છો. તમારા ગરીબ ભાઇને તમારાં ઘરાણાં કાઢી દઇને પછી ખુશીથી ચાલી જાવ બાપા."

ઘરાણાંનો ઢગલો થયો. પનીઆરીઓ છુટી થઇ. મોવરે કહ્યું કે "બોનું! કસમ દઉં છું, તમારા ઘરવાળાઓને સાચેસાચું કહેજો કે તમારી લાજમરજાદ મેં કેવી નેકીથી સાચવી છે!"

વાવમાંથી નીકળીને ઘરાણાંની પોટલી સોતો બહારવટીયો ઘોડી દોટાવી ગયો અને પનીઆરીઓ ખાલી બેડે ગામને કેડે પડી.

×

સોમાસર અને મૂળી વચ્ચેના મારગમાં બહારવટીયાએ એક મોતી અને અત્તર વેચનાર સરૈયા મેમણને રોકયો. એની પેટી ઉઘડાવી. અંદરથી રંગબેરંગી સાચાં મોતી નીકળી પડ્યાં. "ભાઇ ભાઇ!" રંગીલો મોવર નાચી ઉઠયો; "મારી રોઝડીની કેશવાળીને વાળે વાળે મોતાવળ પરોવાશ." ભારો માણેક, ઇસો માણેક, સુમદ જામ વગેરે બધા સાથી મોતી ઉપાડવા લાગ્યા. અધવાલી અધવાલી દરેકને ભાગે આવ્યાં. ઘોડીઓની કેશવાળીમાં બધા પરોવવા મંડયા. મેમણ ઘણું કરગર્યો. ઘણાં તોછડાં વેણ કહેવા લાગ્યો. આખરે "એ મોવર! તેરેકુ હઝરદ પીરકા સોગંદ!" એટલા સોગંદ આપ્યા ત્યારે મોવરે મેમણની એક ભરત ભરેલી

દળી છોડી દીધી. ગાળો દેતો દેતો સરૈયો કહેતો ગયો કે "મોતી સાચાં છે. મોંઘાં કરીને વેચજો!"

×

ભોજવાવ અને વીરમગામ વચ્ચે એક જાન ચાલી જાય. એમાં મોવર આડો ફર્યો. ગાડાં ઉભાં રખાવ્યાં. ભેળો એક બ્રાહ્મણનો જુવાન છોકરો વોળાવીઓ હતો તે દોડીને બહારવટીયાની તથા વરના ગાડાની વચ્ચોવચ્ચ ઉભો. કહ્યું કે "મને મારીને પછી જાન લૂંટો."

ખડખડાટ હસીને મોવરે ખંભેથી બંદૂક ઉતારી. "આ જોઇ છે?" એમ કહી સામેના બાવળના થડ ઉપર ગોળી છોડી. બાવળનું લાકડું વીંધીને ગોળી ફ્રોપટ ગઇ. બહારવટીએ કહ્યું "જો મા'રાજ! આટલી વાર લાગશે."

જવાંમર્દ છોકરે વિના થડકયે ફક્ત એટલું જ કહ્યું કે "હા, પણ મને મારીને પછી લૂંટશો ને? ખુશીથી."

મોવર ખૂબ હસ્યો. એની દોંગી આંખોની ભમ્મરો ભેળી થઇ ગઇ. બામણ જુવાનની પીઠ થાબડીને કહ્યું "રંગ છે જુવાન! તારૂં વોળાવું સાચું. તને ન લૂંટાય."

મોવર ચાલી નીકળ્યો.

×

વાગડ, કચ્છ અને સિંધ સુધી મોજીલા મોવરની રોઝડી પંથ ખેંચવા લાગી. આજે આ સીમાડે, તો કાલે કોણ જાણે કયા આઘા પંથકમાં, એમ ઝબૂક! ઝબૂક! મોવર ઝળકવા માંડયો. એમ કરતાં એક દિવસ સોરસેડોના સોળ ગાઉ લાંબા રણમાં કચ્છ અને સીંધની વચ્ચે સાંજે એક સાંઢીઆની કતાર ચાલી જતી હતી તેની આડો મોવર ઉભો રહ્યો. કહ્યું "ઉભા રાખો સાંઢીયા. જડતી લેવી છે." એ બોલની પછવાડે સાત આઠ બંદૂકોની નાળ્યો પણ લાંબી થઈ ગઇ હતી.

"એલા કોણ છે ઇ?" પાછલી સાંઢ્ય માથેથી પડકાર આવ્યો.

"ઇ તો કાકો મોવર સંધવાણી છે." આંહીથી બહારવટીયાએ ખડખડાટ હસીને સામી હાકલ કરી.

"મોવર સંધવાણી! મલકનો ચોર!" એમ કહેતો સાંઢ્ય માથેથી ઠેકડો મારીને ફક્ત તલવારભર એક આદમી મોખરે આવ્યો. "એલા ભાઇ! તમતમારે હાંકી મેલો સાંઢ્યું! હું ઉભો છું એકલો." એમ પોતાના સાંઢ્યવાળાને કહેતો મર્દ આગળ ધસ્યો. એકલી તલવારે મોવરના ચાર પાંચ ઘોડાવાળાને તગડ્યા. મોવરે પોતાના જણને કહ્યું કે "કોઇ એને બંદૂક મારશો મા. મને પૂછવા દ્યો." પછી પોતે એ તલવારવાળા તરફ ફર્યો. પૂછ્યું: "કોણ છો ભા?"

"છું તો વાણીઓ. અને આ માલ મારા વેપારનો છે. અંદર મારા પૈસા, કાપડ વગેરે જોખમ છે. પણ મોવર સંધવાણી! તું તો મરદાઇનો આંટો છો, માટે આજ આવી જા પડમાં. સંધના વાણીઆ શેના ઘડેલા હોય છે એ કાઠીઆવાડમાં જઇને તારે કહેવા થાશે. માટી થા મોવર!"

'હો...હો...હો' મોવર બોલ્યો. "સાચો મરદ, ખરો મરે એવો મરદ, અસલ બુંદનો બહાદર! હાંકી જા દોસ્ત તારી સાંઢ્યુંને. તને હું ન બોલાવું. હું મોવર!"

"તો પછી તું મારો મહેમાન કહેવા, મોવર! આ લે આ ખાવાનું" વાણીઆએ પોતાના ભાતામાંથી ખાવાનું કાઢી આપ્યું.

૫

કોઇ ઉપાયે મોવર ઝલાતો નથી. રજવાડાંની પોલીસ ખુટલ છે. તાલુકદારો અને જમીનદારોના દાયરાનું તો એ રમકડું બની ગયો છે, એની મોજીલી વીરતા સહુને જાણવી સાંભળવી પ્યારી

લાગે છે. એને કોઇ ઝલાવા દેતું નહિ. અને એમ થાતાં થાતાં તો સાડા પાંચ વરસના વાવલા વાઇ ગયા, પણ મોવરનો પતો લાગતો નથી. જીવતો કે મરેલો જે કોઇ મોવરને ઝાલી આવે તેને રૂા. પાંચ હજારનું વો ઇનામ જાહેર થયું હતું. છતાં રોજે-રોજ મોવર ગામો ભાંગતો ને કેડા ઉજ્જડ કરતો રહ્યો. આખી સોરઠ જ્યારે હાથ હેઠા નાખીને થાકી ગઇ ત્યારે મુંબઇથી એક જવાંમર્દ લશ્કરી ગોરો ઉતર્યો. છ મહિનાની અંદર મીયાણાને ચપટીમાં ચોળવાનું બીડું ઝડપ્યું. છ મહિના ઉપર એક દિવસ વીત્યે આ દેહ જ ન રાખું, એવી એણે પ્રતિજ્ઞા કરી. એનું નામ કેપ્ટન સામન (salmon) સાહેબ.

સામન સાહેબે બહારવટીયાને પગલે પગલે ધરતીને ધગાવી મૂકી. મોવર સોરઠ મૂકીને ગુજરાતમાં ઉતરી ગયો. વાતો થાય છે કે બહારવટીયો ડીસા કેમ્પમાંથી કોઇ ગોરા સાહેબની મડમને રાતોરાત પલંગ સોતી ઉપાડીને કાઢી ગયો અને એને ધર્મની બ્હેન કહી પોતાના છુપા રહેઠાણમાં રાખી. આખરે એને કાપડાની મોટી રકમ આપીને પાછો સાહેબના હાથમાં સોંપી આવ્યો. વળી બીજી ભળતી વાત એમ થાય છે કે આ મડમ કાઠીઆવાડના હવા ખાવાના થાનક બાલાચડીથી ટપ્પામાં બેસીને આવતી હતી તે વખતે લૈયારા અને જાઇવા વચ્ચે વોંકળામાં મોવર એને કબ્જે લઇ રોઝડી ઉપર બેલાડયે બેસાડી પોતાના રહેઠાણ પર લઇ ગયેલો.

પણ આ બધી વાત ખોટી છે. લોકોએ મોવરના બહારવટાને ધર્મ–બહારવટું માન્યું તેને લીધે ઉઠાવેલી આ કલ્પના છે. સાચો કિસ્સો તો એ બહારવટીયામાં સામેલ રહેનાર એક સાક્ષી પાસેથી એવો જડયો છે કે—

મોવર ડીસાથી પાલનપુર તરફ અગીઆર ઘોડે આવતો હતો. ખરચીખૂટ હતો. સાંજ પડી એટલે સડક પર એક વાણીઓ ઘરેણે લૂગડે સામો મળ્યો. એને લૂંટ્યો. બે સગરામ મળ્યા એને પણ લૂંટ્યા. ત્રીજો એક સગરામ ચાલ્યો આવે છે. પાછળ એક

સોનેરી લુંગી વાળો હથીઆરબંધ અસ્વાર વોળાવીઓ બની આવેછે. મોવરની ટોળીએ એ અસ્વારને પકડી એનાં હથીઆર આંચકી લીધાં. સગરામ ઉભો રખાવ્યો. અંદર એક મડમ બેઠેલી એને ઉતારી, ભોંય પર પાથરણું પાથરી મડમને અદબથી બેસારી. સગરામ તપાસ્યો. પણ અંદર કાંઇ જ નહોતું. મડમને પાછી અદબથી બેસારીને સીગરામ રવાના કરી દીધો.

૬

મારવાડ મુલકની કોઇ વંકી જગ્યામાં બહારવટીઆએ ધરતી ઉપર બેઠાં બેઠાં ધૂળમાં લીંટા કરીને પોતાના સાથીઓને કહ્યું કે ' ભાઇ, ભારી ફાંકડાં નજૂમ જોવાય છે. કોઠાવાળો પીર સ્વપનામાં આવીને કહે છે કે હું છૂટી ગયો. મારો ભાઇ પેથો જામ જાણે મને તેડવા આવે છે."

થોડી વારે મોવરનો ભાઇ પેથો જામ દૂરથી દેખાણો. સહુ ભાઇઓ ભેટ્યા. પેથા જામે કહ્યું "ભાઇ મોવર ! આપણાં બાલબચ્ચાં ને ઓરતો વઢવાણ કાંપની જેલમાં પડયાં છે. હવે કાં તો તું મને ગોળીએ માર, ને કાં આવીને રજુ થા !"

"રજુ થઇને તો ફાંસીને લાકડે લટકવું ને ?"

"સાંભળ મોવર. માંડીને વાત કહું. રજુ થઇ જવાનો ખરો લાગ આવ્યો છે. એજન્સી અને રજવાડાં તોબાહ પોકારી ગયાં છે. સામન્ડ સાહેબની પ્રતિજ્ઞાની છ મહિનાની મુદત ખલ્લાસ થવા આવી છે. સત્તાવાળાની ફજેતી બોલાય છે. એટલે સાહેબે કહેવરાવ્યું છે કે જો મોવર રજુ થાય તો રૂા. પાંચ હજારનું ઇનામ મારા નામ પર કરીને તને અપાવું, અને તારો મુકર્દમો ચાલે તેમાં તને ઉની આંચ પણ ન આવે. તારી સામે એક પણ પૂરાવો ન પડે એવી તજવીજ કરવામાં આવે."

"સાહેબનો બોલ છે ?"

"હા, સાહેબનો બોલ."

"હાલો ત્યારે. હું રજુ થાવા આવું છું."

ગુજરાતના ડીસા કાંપથી થોડેક આઘે ઝાડીમાં મોવરે આવીને કામન્ડ સાહેબની સન્મુખ હથીઆર છોડ્યાં. એને ઝાલીને રાજકોટ લઇ આવ્યા. બાલાચડીની ટેકરી ઉપર અદાલત બેઠી. મોવરના માથાના ઇનામના રૂપીઆ પાંચ હજાર સરકારે રાજકોટની એક અંગ્રેજ વેપારીની પેઢીમાં જમા રખાવ્યા. ગોરો જડજ સાહેબ કેપ્ટન ફ્રેન્ટન સેશન્સની અદાલત ચલાવવા બેઠો. લૂંટ, ખૂન, અને નાક કાપવાના અનેક કિસ્સામાં એક પછી એક સાક્ષીઓની જુબાની લેવાણી. પ્રથમથી જ થએલી ગોઠવણ પ્રમાણે એકોએક સાક્ષી આરોપીના પીંજરા સામે નજર કરી, મોવરની રાતી આંખ સામે મીટ માંડી, પઢાવેલા પોપટની જેમ કહેતો ગયો કે "ના સાહેબ, આ તો નહિ, આના જેવો કોઇક બીજો જણ ઇ ગુન્હો કરનારો હતો !"

દસ દિવસે આ મુકર્દમાનું નાટક ખલ્લાસ થયું. મોવર સો સો ગુન્હાના આરોપમાંથી સાવ નિર્દોષ ઠરી છૂટી ગયો. રૂ. પાંચ હજારમાંથી એના વકીલની ફી બાદ જતાં બાકીની આખી રકમ એને સુપ્રત થઇ અને નવાનગરમાં વીઆ જામે મોવરને જમાદારીની જગ્યા આપી. એ આબરૂદાર હાલતમાં જ મોવરની આવરદા પૂરી થઇ.



---

